वादिश्रीदेवसूरिसूत्रितस्य

प्रमाणनयतत्त्वालोकस्य

श्रीरत्नप्रभाचार्यविरचिता लघ्वी टीका

# रत्नाकरावतारिका

## भा. २

श्रीराजशेखरसूरिकृतपञ्जिका-पण्डितज्ञानचन्द्रकृतटिप्पणकाभ्यां समन्विता ।


गूर्जरभाषानुवादकः

आचार्यश्रीविजयनीतिसूरिशिष्यो मुनिश्रीमलयविजयः ।

संपादक

पण्डित दलसुख मालवणिया





प्रकाशक

लालभाई दलपतभाई भारतीय संस्कृति विद्यामंदिर

अमदावाद-९

# संकेतसूची

| | |
|---|---|
| कै | हंस्तप्रति, श्रीकीर्तिमुनिसंग्रह |
| का० | कारिका |
| का० वि० वि० | काशी विश्व विद्यालय |
| गा० | गाथा |
| जैमि० | जैमिनीयदर्शन |
| डे | हस्तप्रति, डेलाना जैन उपाश्रय ज्ञानभंडारगत |
| डे १-७ | ,, |
| तत्त्व० | तत्त्वसंग्रह |
| तत्त्वपं० | तत्त्वसंग्रह पंजिका |
| तश्लो० | तत्त्वार्थश्लोकवार्तिक |
| धर्मो० | धर्मोत्तरप्रदीप, के. पी. जायस्वाल इन्स्टीटयूट |
| न्यायकन्दली | प्रशस्तपाद भाष्य टीका, वाराणसेय संस्कृत विश्व-विद्यालय |
| न्याय कु० | न्यायकुमुदचन्द्र |
| न्यायाटि० | न्यायावतारवार्तिकवृत्तिगत टिप्पण |
| परि० | परिच्छेद |
| परीक्षा० | परीक्षामुख |
| पु० | हस्तप्रति, मुनिराजश्रीपुण्यविजयजी संग्रह |
| पृ० | पृष्ठ |
| प्रमीभा० | प्रमाणमीमांसा, भाषाटिप्पण, सिंघीसिरिज |
| प्र० वा० | प्रमाणवार्तिक-मनोरथनंदिटीका, के. पी. जायस्वाल इन्स्टीटयूट |
| प्रवाअ० / प्रवा भा० | प्रमाणवार्तिकालंकार अथवा प्रमाणवार्तिकभाष्य |
| प्रवास्वो० | प्रमाणवार्तिकस्वोपज्ञवृत्ति, का वि. वि. |
| मीश्लो० अभा० | मीमांसाश्लोकवार्तिकअभावपरिच्छेद |
| ,, अर्था० | ,, अर्थापत्तिपरिच्छेद |
| ,, उप० | ,, उपमानपरिच्छेद |
| मु० | मुद्रित रत्नाकरावतारिका संपूर्ण तथा केवल परिच्छेदद्वय, यशोविजय जैन ग्रन्थमाला |
| मुटि० | मुद्रितगत टिप्पणी |
| मुपा० | मुद्रितगत पाठान्तर |
| ल० | हस्तप्रति, लवारनी पोल-जैन उपाश्रय ज्ञानभंडार |
| वाक्य० | वाक्यपदीय |
| विशेषा० | विशेषावश्यकभाष्य-मलधारी "हेमचन्द्रकृतटीका" |
| वैशे० | वैशेषिकदर्शन |
| श्लो० प्रत्य० | मीमांसाश्लोकवार्तिक प्रत्यक्ष परिच्छेद |
| सू० | सूत्र |
| स्यार० | स्याद्वादरत्नाकर |
| हेतु० | हेतुबिन्दुटीका |
| हेतुआ० | हेतुबिन्दुटीकालोक |

# PREFACE

We have great pleasure in publishing the second part of Ratnaprabha Sūri's Ratnākarāvatārikā, a commentary on Vādi Devasūri's (A. D. 1086-1169) Pramāṇanayatattvāloka with two Sanskrit super-commentaries and Gujarati translation. This translation is lucid and will be very helpful to the students of Indian Logic to understand this tough text of Logic.

The description of the materials used in preparing this edition is fully given in the preface to the first part. Again, therein one finds a succinct account of Vādi Devasūri, Ratnaprabhasūri, Āc. Rājaśekhara and Pt. Jñānacandra—the authors of Pramāṇanayatattvāloka, Ratnākarāvatārikā, Pañjikā and Ṭippaṇa respectively.

The study of Ratnākarāvatārikā is very useful to those who want to understand the problems of Indian Logic. It is a salient feature of the Jaina philosophical works that they give a faithful account of the doctrines of other schools. So, by studying them we can have the true picture of the different philosophical thought currents.

We are really grateful to Muni Shri Malayavijayaji who has lucidly translated the tough Sanskrit text into Gujarati. We acknowledge our indebtedness to Late Pt. Hargovindas and Pt. Bechardas whose excellent edition of Ratnākarāvatārikā is used by us as a model text. Our thanks are also due to the publishers of the Yashovijaya Jain Granthamālā, Varanasi as we have utilised their two editions of Ratnākarāvatārikā - one giving the complete text of Ratnākarāvatārikā and other giving only the two chapters with Pañjikā and Ṭippaṇa.

The third part is in press and will be published very soon. With the end of the third part this work will be complete. In the introduction to the third part we intend to give a study and an estimate of the Ratnākarāvatārikā.

We hope that this publication will be of very great value for the students of Indian Logic.

L. D. Institute of Indology
Ahmedabad - 9
2-4-'68

Nagin J. Shah
Acting Director.

# સંપાદકીય

પ્રમાણનયતત્ત્વાલોકની લઘુટીકા રત્નાકરાવતારિકાનો દ્વિતીય ભાગ વિદ્વાનો સમક્ષ રજૂ કરતાં આનંદ થાય છે. રત્નાકરાવતારિકાની સાથે સંસ્કૃત પંજિકા, ટિપ્પણી અને ગુજરાતી અનુવાદ પણ આપવામાં આવેલ છે. પહેલા ભાગમાં પ્રથમ બે પરિચ્છેદ થયા હોઈ આ ભાગમાં ત્રણથી ૭ પરિચ્છેદોનો સમાવેશ કરવામાં આવેલ છે. બાકીના સાતમા અને આઠમા પરિચ્છેદો ત્રીજા ભાગમાં આવશે અને એમ આ ગ્રંથ પૂર્ણ થશે.

આ ગ્રન્થના પ્રકાશનમાં ઉપયોગમાં લીધેલ સામગ્રીનો સંપૂર્ણ પરિચય પ્રથમ ભાગમાં આપેલ છે અને પૂ. મલયવિજયજીએ આ અનુવાદનું કામ કેમ હાથ ધર્યું અને કયા ક્રમે અનુવાદ અંતિમ રૂપ પામ્યો તેની વાત પણ પ્રથમ ભાગમાં જણાવી છે. વળી, તેમાં પ્રમાણનયતત્ત્વાલોકના કર્તા આચાર્ય વાદી દેવસૂરિ, તેમના શિષ્ય અને રત્નાકરાવતારિકાના કર્તા રત્નપ્રભસૂરિ, રત્નાકરાવતારિકાની પંજિકાના લેખક આચાર્ય રાજશેખર અને રત્નાકરાવતારિકાના ટિપ્પણના રચયિતા પં. જ્ઞાનચંદ્રનો ટૂંક પરિચય પણ આપેલ છે. એટલે આ બધા વિશે અહીં કશું કહેવાનું નથી.

ગુજરાતી અનુવાદ તૈયાર કરવામાં પૂ. મલયવિજયજીએ ઘણી જહેમત લીધી છે અને અનેક વાર મઠાર્યો છે. અનુવાદ શબ્દસ્પર્શી નહિ પણ અર્થાનુસારી છે; અને તે કારણે તે સ્પષ્ટ અને વિશદ બન્યો છે. વળી, પૂર્વપક્ષ–ઉત્તરપક્ષ તરત જ ખ્યાલમાં આવે એ હેતુથી તેઓશ્રીએ સંવાદશૈલીનો ઉપયોગ કર્યો છે. આમ આ અનુવાદ એ માત્ર અનુવાદ જ ન રહેતાં એક રીતે સમજૂતીભર્યો બને છે.

ભારતીય ન્યાયશાસ્ત્રના અભ્યાસીને રત્નાકરાવતારિકા ખૂબ ઉપયોગી છે. જૈન ન્યાયગ્રંથોની એ ખાસ વિશેષતા છે કે તેઓ પૂર્વપક્ષનું નિરૂપણ પૂરેપૂરું પ્રમાણિત કરે છે. એટલે તેઓનું અધ્યયન અનેક સિદ્ધાન્તો અને વિચારધારાઓનો યોગ્ય ખ્યાલ આપે છે. આવા એક ન્યાયગ્રંથનો સરળ–વિશદ અનુવાદ આપવા બદલ પૂ. મલયવિજયજીના આપણે ઋણી છીએ.

રત્નાકરાવતારિકાનો આંતર–બાહ્ય પરિચય અને તેનું મૂલ્યાંકન ત્રીજા ભાગમાં આપવાનો અમારો ઇરાદો છે.

આ પુસ્તકના પ્રુફ સંશોધનમાં પં. શ્રી અંબાલાલભાઈએ સહાય કરી છે તે બદલ તેમનો આભાર માનવામાં આવે છે. વિદ્યામંદિરના પ્રમુખ શ્રી કસ્તુરભાઈ લાલભાઈએ મુનિશ્રી મલયવિજયજીનો અનુવાદ જોયો અને તે બાબતમાં યોગ્ય ભલામણ કરી તેથી આ કાર્યને વિશેષ વેગ મળ્યો. આ પ્રકારે તેઓશ્રી પણ આ પ્રકાશનમાં નિમિત્ત બન્યા છે તે બદલ તેમનો પણ આભાર માનીએ છીએ.

લા. દ. વિદ્યામંદિર
**અમદાવાદ–૯**
૨–૪–'૬૮

**નગીન જી. શાહ**
કાર્યવાહક અધ્યક્ષ

# विषयानुक्रमः

## (१) स्मरण-प्रत्यभिज्ञान-तर्कानुमानस्वरूपनिर्णयो नाम तृतीयः परिच्छेदः। पृ० १-८०



## (२) आगमस्वरूपनिर्णयो नाम चतुर्थः परिच्छेदः। ८१-१७६

**(३) प्रमेयस्वरूपनिर्णयो नाम पञ्चमः परिच्छेदः । पृ० १७७-२२५**



**(४) फलप्रमाण-स्वरूपाद्याभासनिर्णयो नाम षष्ठः परिच्छेदः । पृ० २२६-२४९**



**(५) टिप्पणानि ।** 

अर्हम्

वादिश्रीदेवसूरिसूत्रितस्य

# प्रमाणनयतत्त्वालोकस्य

श्रीरत्नप्रभाचार्यविरचिता लघ्वी टीका

# रत्नाकरावतारिका

## तृतीयः परिच्छेदः ।

प्रत्यक्षानन्तरं परोक्षं लक्षयन्ति—

अस्पष्टं परोक्षम् ॥१॥

§ १ प्राक्सूत्रितस्पष्टत्वाभावभ्राजिष्णु यत् प्रमाणं तत् परोक्षं लक्षयितव्यम् ॥१॥

॥ मुनिराजश्रीमलयविजयकृतगूर्जरानुवादः ॥

પ્રત્યક્ષ પછી પરોક્ષ પ્રમાણનું લક્ષણ કરે છે—

અસ્પષ્ટજ્ઞાન 'પરોક્ષપ્રમાણ' છે. ૧.

§૧. આ પહેલાં પરિચ્છેદ બીજાના સૂત્ર ત્રીજામાં કહેલ સ્પષ્ટતાનો અભાવ જે જ્ઞાનમાં હોય તે 'પરોક્ષપ્રમાણ' જાણવું. સારાંશ એ છે કે પ્રમાણવિશેષના સ્વરૂપમાં પ્રમાણસામાન્યના સ્વરૂપનો અધ્યાહાર છે, એટલે પરોક્ષપ્રમાણનું સ્વરૂપ આ પ્રમાણે થશે.–જે જ્ઞાન સ્વ-પરનું નિશ્ચાયક હોય છતાં અસ્પષ્ટ હોય તે પરોક્ષપ્રમાણ જાણવું. ૧.

अथैतत् प्रकारतः प्रकटयन्ति—

स्मरणप्रत्यभिज्ञानतर्कानुमानागमभेदतस्तत् पञ्चप्रकारम् ॥२॥

स्पष्टम् ॥२॥

પરોક્ષ પ્રમાણના ભેદ—

પરોક્ષ પ્રમાણ પાંચ પ્રકારે છે— ૧ સ્મરણ, ૨ પ્રત્યભિજ્ઞાન, ૩ તર્ક, ૪ અનુમાન અને ૫ આગમ. ૨.

આ સ્પષ્ટ છે. ૨.

अथैतेषु तावत् स्मरणं कारणगोचरस्वरूपैः प्ररूपयन्ति—

तत्र संस्कारप्रबोधसंभूतमनुभूतार्थविषयं तदित्याकारं वेदनं स्मरणम् ॥३॥

§ १ तत्रेति प्राक्तनेभ्यः संस्कारप्रबोधसंभूतत्वादिना गुणेन स्मरणं निर्द्धारयन्ति। संस्कारस्यात्मशक्तिविशेषस्य प्रबोधात् फलदानाभिमुख्यलक्षणात् संभूतमुत्पन्नमिति कारणनिरूपणम्। अनुभूतः प्रमाणमात्रेण परिच्छिन्नोऽर्थश्चेतनाचेतनरूपो विषयो यस्येति विषयव्यावर्णनम्। 'तत्' इत्याकारं 'तत्' इत्युल्लेखवत्। 'तत्' इत्युल्लेखवत्ता चास्य योग्यतापेक्षयाऽऽख्यायि। यावता स्मरसि चैत्र! कश्मीरेषु वत्स्यामस्तत्र द्राक्षा भोक्ष्यामहे' इत्यादिस्मरणे तच्छब्दोल्लेखो नोपलक्ष्यत एव, किन्त्विदं स्मरणं 'तेषु कश्मीरेषु' इति 'ता द्राक्षाः' इति तच्छब्दोल्लेखमर्हत्येव। न चैवं प्रत्यभिज्ञानेऽपि तत्प्रसङ्गः। तस्य 'स एवायम्' इत्युल्लेखशेखरत्वात्। इति स्वरूपप्रतिपादनम् ॥३॥

એ પાંચમાંના સ્મરણના કારણ, વિષય અને સ્વરૂપની પ્રરૂપણા—

**પૂર્વોક્ત પરોક્ષ પ્રમાણના પાંચ ભેદોમાંનું જે સંસ્કાર (ધારણા)ની જાગૃતિથી ઉત્પન્ન થનાર, અનુભૂત પદાર્થને વિષય કરનાર અને 'તે' એવા આકારવાળું જ્ઞાન તે સ્મરણ કહેવાય છે. ૩**

§ ૧ આ સૂત્રમાં પૂર્વોક્ત પરોક્ષપ્રમાણના પાંચ ભેદોમાંથી 'જે સંસ્કારની જાગૃતિથી ઉત્પન્ન થનાર' ઇત્યાદિ ગુણ દ્વારા સ્મરણનો નિશ્ચય કરવામાં આવ્યો છે. તેમાં સંસ્કાર–આત્મનિષ્ઠશક્તિવિશેષની જાગૃતિ થવાથી અર્થાત્ સંસ્કાર જ્યારે ફળ આપવા તત્પર થાય છે ત્યારે સ્મરણ ઉત્પન્ન થાય છે–આ છે સ્મરણના કારણનું નિરૂપણ. અનુભૂત—કોઈ પણ પ્રમાણથી જાણેલ જડ કે ચેતનાત્મક પદાર્થ તેનો વિષય બને છે—એમ કહી સ્મરણનો વિષય બતાવ્યો. અને 'તે' એવા આકારવાળું એટલે કે 'તે' એવા ઉલ્લેખવાળું—આ છે સ્મરણનું સ્વરૂપ. 'તે' એવા ઉલ્લેખવાળું–એનો અર્થ એમ નથી કે 'તે'નો ઉલ્લેખ અવશ્ય હોવો જોઈએ પણ તેવા ઉલ્લેખની યોગ્યતા તેમાં છે એમ સમજવો. જેમકે–હે ચૈત્ર! તને યાદ છે ને કે–આપણે 'કાશ્મીર' દેશમાં રહ્યા હતા, અને દ્રાક્ષ ખાતા હતા. સ્મરણના આ દૃષ્ટાન્તમાં 'તે'નો ઉલ્લેખ—શબ્દપ્રયોગ દેખાતો નથી છતાં પણ આ સ્મરણમાં 'તે' કાશ્મીરમાં રહ્યા હતા, અને 'તે' દ્રાક્ષ ખાતા હતા, એ પ્રકારે 'તે' શબ્દના ઉલ્લેખની યોગ્યતા તો છે જ.

શંકા—સ્મરણનું આવું લક્ષણ કરવાથી પ્રત્યભિજ્ઞાન પણ સ્મરણ બની જશે.

સમાધાન—નહિ બને, કારણ કે–પ્રત્યભિજ્ઞાનમાં તો 'स एवायं' એવો શબ્દપ્રયોગ થાય છે. અર્થાત પ્રત્યભિજ્ઞાનમાં 'स एव अयं'-તે જ આ છે આવો ઉલ્લેખ-શબ્દપ્રયોગ થાય છે અને સ્મરણમાં માત્ર 'तत्' શબ્દનો પ્રયોગ થાય છે. આ પ્રકારે સ્મરણનું સ્વરૂપ જણાવ્યું. ૩.

ॐ नमः।

॥ श्रीराजशेखरसूरिकृता पञ्जिका ॥

तृतीयपरिच्छेदः।

(५०) **गोचरेति** विषयस्याख्या।

(प०) **प्राक्तनेभ्य** इति पूर्वसूत्रोक्तेभ्यः । **फलदानाभिमुख्यलक्षणा**दिति **प्रबोधादि**त्यस्य पर्यायः । **प्रमाणमात्रेण परिच्छिन्न** इति मात्रार्थमुदाहरणं सूत्रे निर्णेष्यति सूरिः । **तत्प्रसङ्ग** इति तच्छब्दोल्लेखप्रसङ्गः ॥३॥

॥ पण्डितश्रीज्ञानचन्द्रकृतं टिप्पणम् ॥

तृतीयपरिच्छेदः ।

(टि०) **न चैवं** प्रत्यभिज्ञेत्यादि । **तत्प्रसङ्ग** इति स्मरणप्रसक्तिः—प्रत्यभिज्ञाज्ञानं नास्ति किन्तु स्मरणमेवेति न वाच्यम् ॥ **तस्येति** प्रत्यभिज्ञानस्य ॥३॥

अत्रोदाहरन्ति—

**'तत्तीर्थकरबिम्बम्' इति यथा ॥४॥**

§ १ तदिति यत् प्राक् प्रत्यक्षीकृतम्, स्मृतम्, प्रत्यभिज्ञातम्, वितर्कितम्, अनुमितम्, श्रुतं वा भगवतस्तीर्थकृतो बिम्बं प्रतिकृतिः तस्य परामर्शः; इत्येवं प्रकारं तच्छब्दपरामृष्टं यद्विज्ञानं तत् सर्वं स्मरणमित्यर्थः ।

સ્મરણનું ઉદાહરણ—

**જેમકે-'તે તીર્થંકરની પ્રતિમા.' ૪.**

§૧ આ સૂત્રમાં 'તે' એવા શબ્દ પ્રયોગથી પ્રત્યક્ષ, સ્મરણ, તર્ક, અનુમાન કે આગમ વગેરેમાંથી કોઈ પણ પ્રમાણથી જાણેલ તીર્થંકર ભગવાનની પ્રતિમાનો પરામર્શ થાય છે, આ પ્રકારે 'तत्' શબ્દથી પરામૃષ્ટ જે કોઈ વિજ્ઞાન હોય તે સ્મરણ કહેવાય છે.

§ २ ये तु यौगाः स्मृतेरप्रामाण्यमध्यगीषत न ते साधु व्यधिषत । यतो यत्तावत् केचिदनर्थजत्वादस्याः तदाम्नासिषुः । तत्र हेतुः 'अभूद् वृष्टिः' 'उदेष्यति शकटम्' इत्याद्यतीतानागतगोचरानुमानेन सव्यभिचार इत्यनुचित एवोच्चारयितुम् ।

§૨ જે યૌગો—નૈયાયિકો સ્મૃતિના પ્રામાણ્યને માનતા નથી તેઓ કાંઈ યોગ્ય કરતા નથી. કારણ કે તેમાં જે કેટલાક એમ કહે છે કે સ્મૃતિ પ્રમાણ નથી, કારણ કે તે પોતાના વિષયભૂત પદાર્થથી ઉત્પન્ન થતી નથી. તેઓનો હેતુ—વૃષ્ટિ થઈ, રોહિણી ઊગશે—આ પ્રકારના અતીત (ભૂત) અને અનાગત (ભવિષ્ય)ને વિષય કરનાર અનુમાનો વડે વ્યભિચારી થશે. માટે એ હેતુનો ઉચ્ચાર કરવો તે જરાએ ઉચિત નથી.

(प०) **केचिदिति** नैयायिकविशेषाः । **अनर्थजत्वादि**ति अर्थाजन्यत्वात् । **अस्या** इति स्मृतेः । **तदि**ति अप्रामाण्यम् । **अभूद् वृष्टि**रिति, तथाविधनदीपूरदर्शनात् । **उदेष्यति शकट**मिति, कृत्तिकोदयात् । **तत्र हेतु**रित्यादि गद्ये **हेतुः सव्यभिचारः** इति योगः । **अनुचित एवे**ति स हेतुरनर्थजत्वाख्यः ।

(टि०) अध्यगीषतेति अधिपूर्वे इङ् अध्ययने । अद्यतनी अन्त "अद्यतनी क्रियातिपत्त्योर्वा गीरादेश इष्यते" [कात०३.४.८५] गी, अड् धात्वादि, सिच् "आत्मने चानकारात्" [कात०३.५.३९ वृत्तौ] सिद्धम् । व्यधिषतेति डुधाञ् धा० (धारणे च), अद्यतनी अन्त । विपूर्वः । अड्धा०, सिच् "स्थादोरिरद्यतन्यामात्मने" [कात० ३.५.२९] आकारस्येत्वम् "आत्मने चा०" [कात०३.५.३९] । अस्था इति स्मृतेः । ते इति यौगाः । आम्नासिषुरिति । म्ना अभ्यासे म्ना आपूर्वः । अद्यत० अन् । सिच "यमिरमिनम्यादन्तानां सिरन्तश्च" [कात० ३.७.१०] इडागमः सिरन्तश्च । "अन उस् सिजभ्यस्त०" [कात०३.४.३१] इति उस् "निमित्तात्० [कात०३.८.२६] षत्वम् । तदिति [अ]प्रामाण्यम् । तत्रेति स्मृतेरप्रामाण्ये । हेतुरिति अनर्थजत्वादिति हेतुरनैकान्तिकः । शकटमिति शकटाकारत्वात् रोहिणी ।

§ ३ परे तु मेनिरे न स्मृतिः प्रमाणम्, पूर्वानुभवविषयोपदर्शनेनार्थं निश्चिन्वत्याः । अथ-परिच्छेदे पूर्वानुभवपारतन्त्र्यात् । अनुमानज्ञानं तूत्पत्तौ परापेक्षं, स्वविषये तु स्वतन्त्रमेव । स्मृतेरिव तस्मात् पूर्वानुभवानुसन्धानेनार्थप्रतीत्यभावात् ।

तदुक्तम्—

"पूर्वविज्ञानविषयं विज्ञानं स्मृतिरिष्यते ।
पूर्वज्ञानाद् विना तस्याः प्रामाण्यं नावगम्यते ॥१॥
तत्र यत् पूर्वविज्ञानं तस्य प्रामाण्यमिष्यते ।
तदुपस्थानमात्रेण स्मृतेः स्याच्चरितार्थता" ॥२॥ इति ।

§३ જ્યારે બીજા કેટલાક યૌગો માને છે કે સ્મૃતિ પ્રમાણ નથી, કારણકે-તે પૂર્વ અનુભવેલ પદાર્થોનું ઉપદર્શન કરાવી અર્થનો નિશ્ચય કરાવતી હોવાથી અર્થનિશ્ચયમાં પૂર્વાનુભવને આધીન છે.

**શંકા :** અનુમાન પણ પરાધીન હોવા છતાં પ્રમાણ કેમ છે?

**સમાધાન :** અનુમાન જ્ઞાન ઉત્પત્તિમાં પરની અપેક્ષાવાળું હોવા છતાં પણ સ્વવિષયમાં તો સ્વતંત્ર છે-પરાધીન નથી, કારણ કે—સ્મૃતિની જેમ તે પૂર્વાનુભવનું અનુસંધાન કરી પોતાના વિષયનો નિર્ણય કરતું નથી. કહ્યું પણ છે કે-

"પૂર્વજ્ઞાનના વિષયને વિષય કરનારું જ્ઞાન સ્મૃતિ કહેવાય છે, આથી પૂર્વજ્ઞાન વિના સ્મૃતિનું પ્રામાણ્ય અવગત થતું નથી. તેમાં પૂર્વજ્ઞાનનું પ્રામાણ્ય તો ઇષ્ટ છે, અને સ્મૃતિ તો તે પૂર્વાનુભવનું-પૂર્વજ્ઞાનનું ઉપસ્થાપન કરવામાં જ ચરિતાર્થ છે, આથી તે પ્રમાણરૂપ નથી."

(प०) निश्चिन्वत्या इति अस्याः स्मृतेः । पूर्वानुभवपारतन्त्र्यादिति प्रमाणं हि तदुच्यते यत् स्वतन्त्रं भवति । पूर्वानुभवेत्यादि । यथा स्मृतेः पूर्वानुभवानुसन्धानेनार्थप्रतीतिः, एवं तस्मादनुमानादर्थप्रतीतिर्न, किन्तु स्वतन्त्रादेव ।

पूर्वविज्ञानविषयमिति पूर्वविज्ञानं विषयो यस्य तत् तथा । तदुपस्थापनमात्रेणेति तत्पूर्वविज्ञानमुपस्थापयति आत्मसमीपे आनयति । स्मृतेः स्याच्चरितार्थतेति एतावता स्मृतिः कृतार्था । एतावदेव स्मृतेः प्रयोजनम्, न पुनः स्मृतिः प्रमाणान्तरम् ।

(टि०) **परापेक्ष**मिति प्रत्यक्षादिप्रमाणापेक्षम् । **स्वविषये** इति अग्न्यादौ । **तस्मा**दिति अनुमानात् ।

[1]**पूर्वविज्ञाते**त्यादि पूर्वपरिज्ञातपदार्थसार्थविषयम् ॥ **तस्या** इति स्मृतेः ।

**तत्र यदि**त्यादि ॥ **तत्रे**ति अर्थे । **तस्ये**ति पूर्वज्ञानस्य । **तदुपस्थाने**ति अर्थनिश्चयोत्पादनमात्रेण ।

§ ४ तदपि न पेशलम् । स्मृतेरप्युत्पत्तिमात्रेऽनुभवसव्यपेक्षत्वात्, तदाहितसंस्कारात् तदुत्पत्तेः । स्वविषयपरिच्छेदे त्वस्याः स्वातन्त्र्यमेव । ननु नात्र स्वातन्त्र्यम्, अस्याः पूर्वानुभवभावितभावभासनायामेवाभ्युद्यतत्वात् । एवं तर्हि व्याप्तिप्रतिपादिप्रमाणप्रतिपन्नपदार्थोपस्थापनमात्रे प्रवृत्तेरनुमानस्यापि कुतस्त्या स्वातन्त्र्यसङ्गतिः ? अथ व्याप्तिग्राहकेणानैयत्येन प्रतिपन्नात् तनूनपातो नैयत्यविशेषेणानुमाने परिस्फुरणसंभवात् कुतो न स्वातन्त्र्यमिति चेत्? तर्हि अनुभवे भूयो विशेषशालिनः, स्मरणे तु कतिपयैरेव विशेषैर्विशिष्टस्य वस्तुनो भानात् कुतो नास्यापि तत् स्यात् ? ननु तेऽपि विशेषास्तावदनुभूतौ प्रत्यभुरेव, अन्यथा स्मरणमेव तन्न स्यात् इति चेत् । नियतदेशोऽपि पावको व्याप्तिग्राहिणि प्रत्यभादेव, अन्यथाऽनुमानमेव तन्न स्यात्—इति किं न चेतयसे ! अथ तत्र सर्वे सार्वदिकाः सार्वत्रिकाश्च पावकाः पुस्फुरुः, अनुमाने तु स एवैकश्चकास्तीत्युक्तमिति चेत् । ननूत्तरमपि तत्रोक्तमेव मा विस्मार्षीः । ननु न सर्वत्रैव कतिपयविशेषावसायव्याकुलं स्मरणम् । क्वचिद्यावदनुभूतरूपादिविशेषमपि तस्योत्पत्तेस्ततस्तत्र का गतिरिति चेत् ? नैवम् । नहि रूपादय एव विशेषा वस्तुनः, किन्तु अनुभूयमानताऽपि । न चासौ स्मरणे क्वापि चकास्ति, तस्यापि प्राचीनानुभवस्वभावतापत्तेः । किन्त्वनुभूततैव भावस्य तत्र भाति । इति सिद्धमनुमानस्येव स्मरणस्यापि प्रामाण्यम् ।

§४ જૈન—હે યૌગો ! તમારું ઉપરોક્ત કથન યુક્તિસિદ્ધ નથી, કારણકે-સ્મૃતિ પણ માત્ર પોતાની ઉત્પત્તિમાં જ અનુભવની અપેક્ષા રાખે છે, કારણ કે-તે અનુભવથી પડેલા સંસ્કારથી ઉત્પન્ન થાય છે. પરંતુ પોતાના વિષયના જ્ઞાનમાં તો તે સ્વતંત્ર છે, અર્થાત સ્મૃતિ પણ અનુમાનની જેમ પ્રમાણરૂપ છે.

યૌગ—સ્મૃતિ સ્વવિષયમાં સ્વતંત્ર નથી કારણકે-તે પૂર્વે અનુભવેલ પદાર્થોને જ જાણવામાં તત્પર છે.

જૈન—જો એમ હોય તો પછી વ્યાપ્તિના પ્રતિપાદક પ્રમાણથી એટલે કે-તર્કથી જાણેલ પદાર્થનું ઉપસ્થાપન કરનાર અનુમાનની પણ સ્વતંત્રતા કઈ રીતે સંગત થશે ?

---

१ पूर्वविज्ञानेत्यादि गरित्यज्य 'पूर्वविज्ञातविषय' इति पाठः टिप्पणे स्वीकृतः ।

યૌગઃ વ્યાપ્તિને ગ્રહણ કરનાર પ્રમાણથી તો અનિયત-અચોક્કસ દેશમાં રહેલા અગ્નિની પ્રતીતિ થાય છે, અને અનુમાનથી તો નિયત દેશમાં રહેલ અગ્નિની પ્રતીતિ થાય છે, તો અનુમાનનું સ્વવિષયમાં સ્વાતન્ત્ર્ય કેમ નહિ કહેવાય ?

જૈનઃ તો પછી અનુભવમાં તો ઘણા વિશેષો (ધર્મો-પર્યાયો)થી યુક્ત પદાર્થનું ભાન હોય છે, અને સ્મરણમાં તો તેમાંના થોડા જ વિશેષોવાળી વસ્તુનું ભાન હોય છે, માટે સ્મૃતિનું પણ સ્વવિષયમાં સ્વાતન્ત્ર્ય કેમ નહિ કહેવાય ?

યૌગઃ જે વિશેષો સ્મૃતિમાં પ્રતીત થાય છે, તે વિશેષો અનુભવમાં અવશ્ય પ્રતીત થાય જ છે. કારણ કે-જો તે વિશેષોનો અનુભવ નહિ માનો તો તેમનું સ્મરણ જ નહિ થાય.

જૈનઃ તે જ રીતે નિયત દેશમાં રહેલ અગ્નિ પણ વ્યાપ્તિગ્રહણ કરનાર પ્રમાણથી પ્રતીત થયેલ જ છે, અને જો એમ નહિ માનો તો તે અનુમાન પણ નહિ જ થાય- આ વસ્તુ કેમ વિચારતા નથી ?

યૌગઃ વ્યાપ્તિ પ્રમાણમાં સર્વદેશ અને સર્વકાલને લગતા સર્વે અગ્નિઓનું ભાન થાય છે, પરંતુ અનુમાનમાં તો નિયત કાલદેશવૃત્તિ એટલે કે માત્ર પર્વતાદિ જેવા પક્ષમાં નિયત કાલમાં રહેલ એક જ અગ્નિનું ભાન થાય છે.

જૈનઃ તેનો ઉત્તર પણ અમોએ પૂર્વે આપી જ દીધો છે, એ ભૂલો નહિ. એટલે કે તે અગ્નિ પણ સર્વમાંનો જ એક છે, તે અજ્ઞાત ન હતો.

યૌગઃ અનુભવેલ સમસ્ત વિશેષોમાંથી કેટલાક વિશેષોને વિષય કરનાર સ્મરણ સર્વત્ર થતું નથી, પરંતુ કોઈ સ્થળે એવું પણ બને છે, કે જેટલાં રૂપાદિ વિશેષો અનુભવ્યાં હોય તે બધાં વિશેષોનું સ્મરણ થાય છે, તો તે વિષે શો ખુલાસો છે ?

જૈનઃ પદાર્થના માત્ર રૂપાદિ જ વિશેષો નથી, પણ અનુભૂયમાનતા એટલે કે અનુભવમાં આવવું તે પણ વિશેષ છે, અને તે અનુભૂયમાનતા સ્મરણમાં કદી પણ ભાસતી નથી. જો તેમ બને તો સ્મરણ પણ પૂર્વાનુભવરૂપ બની જાય, પરંતુ સ્મરણમાં તો અનુભૂયમાનતાને બદલે પદાર્થની અનુભૂતતા-એટલે કે-આ પદાર્થ પ્રથમ અનુભવનો વિષય બની ગયો છે, એવો ધર્મ સ્મરણમાં જ્ઞાત થાય છે. આ પ્રકારે અનુમાનની જેમ સ્મરણનું પણ સ્વાતન્ત્ર્ય સિદ્ધ થયું અને તેની જેમ સ્મરણ પણ પ્રમાણ સિદ્ધ થયું.

(१०) **स्मृतेरप्युत्पत्ती**ति गद्ये काक्वा व्याख्या। **ननु नात्रे**त्यादि परवाक्यम्। **एवं तर्ही**-त्यादि सूरिगीः। **व्याप्तिप्रतिपादिप्रमाणे**ति गद्ये **व्याप्तिं प्रतिपादयती**त्येवं शीलं यद् **प्रमाणं** प्रत्यक्षं तेन **प्रतिपन्नो** ज्ञातो यः पदार्थोऽग्निस्तस्योपस्थापनं तन्मात्रेऽनुमानं प्रवर्त्तते। **अथ व्याप्ती**त्यादि परवाक्यम्। **व्याप्तिग्राहके**णेति प्रत्यक्षप्रमाणेन। **अनैयत्ये**-**ने**ति व्याप्तिग्रहणकाले हि प्रमाता त्रिकालदर्शी भवति। **नैयत्यविशेषे**णेति अयं पर्वतो

वह्निमानितिवत् । **परिस्फुरणसम्भवादि**ति तस्यैव तनूनपातः । **तर्ह्यनुभवे** इत्यादि सूरिवाक्यम् । **अनुभवे** इति अनुभवकाले । **अस्यापी**ति स्मरणस्यापि । **तदि**ति स्वातन्त्र्यम् । **ननु तेऽपी**त्यादि परवाक्यम् । **प्रत्यभुरे**वेति प्रतिभासन्ते स्मैव । **अन्यथे**ति अनुभूतौ प्रतिभानाभावे । **नियतदेशोऽपी**त्यादि सूरिवाक्यम् । **नियतदेशोऽपी**ति कोऽर्थः ? पर्वतादिनियतदेशस्थः । **व्याप्तिग्राहिणी**ति प्रत्यक्षप्रमाणे । **अन्यथे**ति प्रत्यक्षेण व्याप्तिग्रहणाभावे । **किं न चेतयसे** इति किं न मनसा विचारयसि ? **अथ तत्रे**त्यादि परवाक्यम् । **तत्रे**ति व्याप्तिग्राहिणि प्रमाणे । **सार्वदिका** इति कालनिर्देशः **सार्वत्रिका** इति क्षेत्रभणनम् । **इत्युक्तमिति चेदि**ति पूर्वं **व्याप्तिग्राहके**णेत्यत्र यावन्तः केचित् पावकास्तार्णाः पार्णाश्च तदादयः सर्वेऽपि निरीक्ष्यन्ते । **ननूत्तरमपी**त्यादि सूरिवाक्यम् । **तत्रे**ति **अनुभवे भूयो विशेषे**त्यत्र । **उक्तमि**ति पूर्वमेव । **ननु न सर्वत्रे**त्यादि परवाक्यम् । **क्वचिदि**ति पट्टप्रश्ने । **यावदनुभूतरूपादिविशेषमपी**ति यावन्तोऽनुभूता रूपादयो विशेषा **यावदनुभूतरूपादिविशेषमि**त्यव्ययीभावः । **तस्ये**ति स्मरणस्य । **तत्र का गति**रिति निर्विषयमेव स्मरणम् । **असावि**ति अनुभूयमानता । **तस्यापी**त्यादि । अन्यथा यदि स्मरणेऽप्यनुभूयमानता चकास्यात् तदा प्राचीनानुभवस्वभावतापत्तिः । प्राचीनानुभवस्वभावतापत्तौ च स्मरणमेव तन्न भवतीति हृदयम् । **तत्रे**ति स्मृतौ ।

(टि०) **तदाहिते**ति अनुभवारोपितसंस्कारात् । **तदुत्पत्ते**रिति स्मृतेरुत्पत्तेः । **स्वविषये**ति पूर्वपरिज्ञातपदार्थसार्थे । **अस्या** इति स्मृतेः । **प्रमाणे**ति तर्कः । **अथ व्याप्ती**ति व्याप्तिप्रतिपादिना तर्कप्रमाणेन निश्चितविवक्षितप्रदेशविषयो वीतिहोत्रो न प्रतीयते । अनुमानेन तु निश्चित एवानुमीयते । अत एव स्वतन्त्रताऽनुमानस्य । **अस्यापी**ति स्मरणस्यापि । **तदि**ति स्वातन्त्र्यम् । **प्रत्यभुरि**ति भा दीप्तौ प्रतिपूर्वः । अद्यतनी अन् । "अड्धात्वादि०" [का० सू० ति० सू० ४७] "अन्डस्सिजभ्यस्त०" [का० सू० ति० १६६] इत्यादिना अन्स्थाने उस् आलोपोऽसार्वधातुके इति सिद्धम्, प्रतिवभासिरे । **अन्यथे**ति अनुभवे विशेषप्रतिभासनमन्तरेण । **व्याप्तिग्राहिणी**ति तर्कप्रमाणे । **अन्यथे**ति नियतपावकास्मरणे । **सार्वदिका** इति सर्वदाभवाः, सर्वत्रभवा वा ते । "नदीव्यति" इत्यादिना भवार्थे इकण् । **स एवैक** इति विवक्षितः पर्वतादिप्रदेशस्थः पावकः । **ननूत्तरम**पीति अनुभवे भूयासो विशेषाः इत्यादि ॥ **तत्रे**ति पूर्ववाक्ये ॥ **ननु** [न] **सर्वत्रे**त्यादि । **तस्ये**ति स्मरणस्य । **असावि**ति अनुभूयमानता । **तस्यापी**ति स्मरणस्यापि । **अनुभूतते**वेति पदार्थस्य पूर्वानुभूतत्वम् । **तत्रे**ति स्मरणे ।

§५ न च तस्याप्रामाण्येऽनुमानस्यापि प्रामाण्यमुपपादि, संबन्धस्याप्रमाणस्मरणसंदर्शितस्यानुमानानङ्गत्वात् , संशयितलिङ्गवत् । न च 'प्राक्प्रवृत्तसंबन्धग्राहिप्रमाणव्यापारोपस्थापनमात्रचरितार्थत्वान्नास्य तत्र प्रामाण्येन प्रयोजनम्' इति वाच्यम् । अप्रमाणस्य तदुपस्थापनेऽपि सामर्थ्यासंभवात् ।

§ ६ किञ्च, अर्थोपलब्धिहेतुत्वं प्रमाणलक्षणं लक्षयांचक्रुद्भवे । तच्च धारावाहिप्रत्यक्षस्येवास्याप्यक्षूणमीक्ष्यत एवेति किमन्यैरसत्प्रलापैरिति ? ॥ ४ ॥

§૫. અને સ્મરણનું અપ્રામાણ્ય માનો તો અનુમાનમાં પણ પ્રામાણ્ય ઘટી શકશે નહિ, કારણ કે-સંશયયુક્ત હેતુ જેમ અનુમાનનું કારણ નથી તેમ

વ્યાપ્તિ પણ જો અપ્રમાણરૂપ સ્મરણથી જ્ઞાત હોય તો તે પણ અનુમાનનું કારણ થઈ શકશે નહિ.

યૌગ—સંબંધ(વ્યાપ્તિ)નું ગ્રહણ કરવા માટે પૂર્વે પ્રવૃત્ત તર્ક પ્રમાણના વ્યાપારનું ઉપસ્થાપન કરવામાં જ સ્મરણ ચરિતાર્થ છે, માટે અનુમાનમાં સ્મરણના પ્રામાણ્યની જરાએ જરૂર નથી.

જૈન—સ્મરણ જો અપ્રમાણ હોય તો તે પૂર્વોક્ત ઉપસ્થાપનમાં પણ સમર્થ નહિ બને.

§૬ વળી, અર્થજ્ઞાનમાં જે કારણ હોય તે પ્રમાણ કહેવાય છે. પ્રમાણનું આવું લક્ષણ તમોએ કર્યું છે, ધારાવાહી-જ્ઞાનની જેમ સ્મરણમાં પણ તે લક્ષણ સંપૂર્ણતયા ઘટે છે જ તો પછી વ્યર્થ વિવાદથી શું ? ૪.

(प०) **न च तस्येत्यादि** सूरिगद्यम् । **संशयितलिङ्गवदिति** यथा वाष्प-मशकवर्त्ति–सैन्य-रेणु–गोपालघटीधूमादिना संदिह्यमानो धूमोऽनुमानाङ्गं न भवति । **न च प्राक् प्रवृत्तेत्यादि**गद्ये **प्रमाण**शब्देन प्रत्यक्षं तस्य **व्यापारः** सम्बन्धग्रहणलक्षणः । **अस्येति** स्मरणस्य । **वाच्यमि**त्यस्य **न चेत्य**नेन योगस्ततश्च न च वाच्यमिति सिद्धम् । **सामर्थ्यासम्भवादिति** न हि मरीचिकानिचयचुम्बिज्ञानं किमपि कर्तुं शक्नोति ।

**लक्षयांचक्रुद्वे** इति यूयम् । **धारावाहिप्रत्यक्षस्येति** द्वितीय-तृतीयादिक्षणवर्त्तिप्रत्यक्षस्य ॥४॥

(टि०) **न च**[1] **तस्येति** स्मरणस्य । **अप्रमाणेति** अप्रमाणेन । **स्मरणसंदर्शितस्य** प्रकटीकृतस्य । **संबन्धग्राहीति** ऊहः । **अस्येति** स्मरणस्य । **तत्रेति** अनुमाने । **तदुपस्थापनेऽपीति** ऊहप्रमाणव्यापारोपस्थापने ।

**किञ्चार्थोपलब्धीत्यादि** । **तच्चेति** अर्थोपलब्धिहेतुत्वं प्रमाणलक्षणम् । **अस्यापीति** अनुमानस्यापि ॥४॥

अथ कारणादिभिः प्रत्यभिज्ञानं ज्ञापयन्ति—

**अनुभवस्मृतिहेतुकं तिर्यगूर्ध्वतासामान्यादिगोचरं संकलनात्मकं ज्ञानं प्रत्यभिज्ञानम् ॥ ५ ॥**

§१ अनुभवश्च प्रमाणार्पिता प्रतीतिः, स्मृतिश्चानन्तरोक्तैव; ते हेतुर्यस्येति कारणोपदेशः । तिर्यक्सामान्यं च गवादिषु गोत्वादिस्वरूपसदृशपरिणामात्मकम् । ऊर्ध्वतासामान्यं च परापरविवर्त्तव्यापि मृत्स्नादिद्रव्यम्; एतदुभयमादिर्यस्य विसदृशपरिणामादेर्धर्मस्तोमस्य स तिर्यगूर्ध्वतासामान्यादिर्गोचरोय स्येति विषयाऽऽख्यानम् । संकलनं विवक्षितधर्मयुक्तत्वेन वस्तुनः प्रत्यवमर्शनमात्मा स्वभावो यस्येति स्वरूपनिरूपणम् ॥ ५ ॥

---

१ न च तस्यापीति स्मरणस्यापि—दे ।

પ્રત્યભિજ્ઞાનના કારણ, વિષય અને સ્વરૂપનું નિરૂપણ–

**અનુભવ અને સ્મૃતિરૂપ કારણોથી ઉત્પન્ન થનારું તિર્યક્‌સામાન્ય અને ઊર્ધ્વતાસામાન્યાદિને વિષય કરનારું સંકલનારૂપ જ્ઞાન પ્રત્યભિજ્ઞાન છે. ૫.**

§૧ પ્રમાણથી ઉત્પન્ન થનાર પ્રતીતિ જે અનુભવ કહેવાય છે તે, અને પૂર્વે કહેલ સ્મૃતિ–આ બન્ને જેની ઉત્પત્તિમાં કારણ છે તે અર્થાત્ આ કથન દ્વારા સૂત્રકારે પ્રત્યભિજ્ઞાનનું કારણ જણાવ્યું. ગાય વગેરેમાં રહેલ ગોત્વાદિરૂપ સદૃશ-પરિણામાત્મક સામાન્ય તે તિર્યક્ સામાન્ય છે અને ઘટ–કપાલ–કપાલિકા વગેરે પૂર્વાપર પર્યાયોમાં વ્યાપ્ત થઈને રહેનાર માટીરૂપ દ્રવ્ય, તે ઊર્ધ્વતા સામાન્ય છે. તથા 'આદિ' પદથી વિસદૃશ—વિલક્ષણ—પરિણામ આદિ અનેક ધર્મોનો સમૂહ. આ ધર્મોને વિષય કરનાર પ્રત્યભિજ્ઞાન છે. આથી પ્રત્યભિજ્ઞાનના વિષયનું નિરૂપણ કર્યું. સંકલન–વિવક્ષિત ધર્મવાળી વસ્તુનો પ્રત્યવમર્શ એટલે કે વસ્તુમાં પૂર્વાપર ધર્મોનો સંબંધ જોડી આપવો તે આ પ્રત્યભિજ્ઞાનનું સ્વરૂપ છે. ૫.

(प०) **ते हेतुरिति ते** समुदिते न पुनः प्रत्येकम्, अत एव **हेतुरि**त्युक्तम् । **गोत्वा-दी**ति गोत्वादिस्वरूपं यस्य स **गोत्वादिस्वरूपः** स चासौ **सदृशपरिणामश्च** स **आत्मा** यस्य स तथा । **ऊर्ध्वतासामान्यमि**ति गद्ये **विवर्त्त** इति पर्यायस्याख्या । **धर्मस्तोमस्ये**ति पर्यायसमुदायस्य । **संकलनमि**ति एकत्र मीलनम् । **विवक्षितधर्मयुक्तत्वेने**ति तज्जातीय-त्वादिधर्मोपेतत्वेन ॥५॥

अत्रोदाहरन्ति—

**यथा 'तज्जातीय एवायं गोपिण्डः', 'गोसदृशो गवयः,' 'स एवायं जिनदत्तः' इत्यादि ॥ ६ ॥**

§१ अत्र 'तज्जातीय एवायं गोपिण्डः' इत्यस्मिन् तिर्यक्सामान्योदाहरणे दर्शितेऽपि 'गोसदृशो गवयः' इति यत्तत्रैवोदाहरणान्तरं तद् नैयायिककदाग्रहनिग्रहार्थम् । तस्य खलु 'गोसदृशो गवयः' इति उपमानमित्यभिमानः । स चायुक्तविधानः । 'गोविसदृशो महिषः' इत्यस्य प्रमाणान्तरत्वापत्तेः । अथ गवये 'गोसदृशो गवयः' इति विज्ञानं प्रत्यक्ष-फलमपि संज्ञासंज्ञिसंबन्धप्रतिपत्तिरूपे फले प्रमाणान्तराप्रसाध्ये साधकतमत्वात् उपमानतां प्रतिपद्यते; तर्हि महिषे गोविसदृशमहिषोपलक्षणं प्रत्यक्षफलमपि तत्रैव तथाविधे फले साध-कतमत्वात् प्रमाणान्तरमस्तु ।

પ્રત્યભિજ્ઞાનનું ઉદાહરણ—

**જેમકે-'આ ગોપિંડ તેની જાતિનો જ છે.' 'ગૌના જેવો ગવય-રોઝ છે,' 'આ તે જ જિનદત્ત છે' વગેરે. ૬.**

§૧ પ્રત્યભિજ્ઞાનના આ ઉદાહરણસૂત્રમાં 'આ ગોપિણ્ડ તેની જાતિનો જ છે' એ પ્રમાણે તિર્યક્ સામાન્યનું ઉદાહરણ જણાવેલ હોવા છતાં 'ગૌના જેવો

ગવય છે' એ પ્રમાણે જે બીજું દૃષ્ટાન્ત આપ્યું છે, તે નૈયાયિકોના કદાગ્રહને દૂર કરવા માટે છે એટલે કે 'ગૌના જેવો ગવય છે' એ પ્રકારે સાદૃશ્યને વિષય કરનારું ઉપમાન નામનું પ્રમાણ છે, એવું જે નૈયાયિકને અભિમાન–આગ્રહ— છે, તે તેમનું અયોગ્ય વિધાન છે, કારણ કે—'ભેંસો ગૌથી વિલક્ષણ છે'–એ પ્રમાણે વૈસદૃશ્યને વિષય કરનાર જ્ઞાનને નૈયાયિકે કોઈ બીજા પ્રમાણ તરીકે માનવું પડશે.

નૈયાયિક - 'ગવય ગૌના જેવો હોય છે' આમાં ગવયમાં સાદૃશ્યજ્ઞાન પ્રત્યક્ષનું ફલ (કાર્ય) છે, તોપણ સંજ્ઞા અને સંજ્ઞીના સંબંધનું જ્ઞાન–અર્થાત્ 'આ ગવય પદવાચ્ય છે' એ પ્રકારે ગવય સંજ્ઞાની સંજ્ઞી સાથેની પ્રતીતિમાં અન્ય કોઈ પ્રમાણ નહિ પણ ઉપમાન સાધકતમ છે, માટે તે પૃથક્ પ્રમાણતાને પામે છે.

જૈન—તો પછી એ જ રીતે મહિષમાં ગોવૈસદૃશ્યનું જ્ઞાન પણ પ્રત્યક્ષનું જ ફલ (કાર્ય) છે, તો પણ પ્રત્યક્ષાદિ પ્રમાણોથી તે પ્રકારનું સંજ્ઞાસંજ્ઞીસંબંધનું જ્ઞાન તો અસાધ્ય હોવાથી તે માટેના સાધકતમ જ્ઞાનને પ્રમાણાન્તર માનવું પડે.

(प०) **अथ गवये** इत्यादि परवाक्यम् । **संज्ञेति** गवयसंज्ञा । **संज्ञीति** गवयपिण्डः । **संज्ञा-संज्ञीत्यादि** गद्ये **प्रमाणान्तराऽप्रसाध्ये फले साधकतमत्वादि**ति योगः । **तर्हि महि-षेत्यादि** सूरिवाक्यम् । **गोविसदृशमहिषोपलक्षणमि**ति गोविसदृशमहिषज्ञानम् । **तथाविधे फले** इति संज्ञासंज्ञिसम्बन्धप्रतिपत्तिरूपे ।

(टि०) **तस्य खल्वित्यादि** ॥ **तस्येति नैयायिकस्य** । **स** चेति अभिमानः कर्तुमनु-चितः । **संज्ञासंज्ञीति** गवय इति संज्ञा, पिण्डः संज्ञी । **प्रमाणान्तरे**ति प्रत्यक्षव्यतिरिक्त-प्रमाणासाध्ये प्रत्यक्षेणैव साध्ये [1]इत्यर्थः । **तत्रैवेति** संज्ञासंज्ञिसंबन्धप्रतिपत्तिरूपे फले । **तथाविधे** इति प्रमाणान्तरासाध्ये ।

§२ न चैतदुपमानेऽन्तर्भावयितुं शक्यम्, उपमानस्य सादृश्यविषयतया व्यवस्थानात्, प्रस्तुतस्य तु वैसदृश्यव्यवसायकत्वात् । न च वैसदृश्यावसायस्य संज्ञा-संज्ञिसंबन्धप्रतिपत्ति-साधकतमत्वमसिद्धम् । यतः समहिषमाहेयीमण्डले क्वापि विपिनप्रदेशेऽनच्छायां छायायां रोमन्थायमाने नालिकेरद्वीपवासी कश्चित् केनचित्प्रेषितः 'तद्विपिनप्रतिष्ठगोष्ठात् महिषमा-नय' इति; स च तज्ज्ञं तमेव पृष्टवान् 'कीदृग् महिषः' इति । तेन च 'गोविसदृशो महिषः' इत्युक्ते तद्विपिनगोष्ठं प्राप्त आप्तातिदेशवाक्यार्थस्मरणसहकारी यमेव गोभ्यो विसदृशं पशुं पश्यति, तमेव महिषशब्दवाच्यतया प्रतिपद्यत इति कः प्रतिविशेषो द्वयोरपि सङ्केतप्रति-पत्तौ । तदुक्तम्—

"उपमानं प्रसिद्धार्थ-साधर्म्यात्साध्यसाधनम् ।
तद्वैधर्म्यात्प्रमाणं किं स्यात् संज्ञिप्रतिपादनम् ?" ॥ १ ॥ [लघी० ३. १९]इति

1 'इत्य'—इत्यनन्तरं 'वाक्यम्'(पृ० ११)—इत्यन्तः पाठो नास्ति दे । २ °वाक्यस्म° मु ।

§२. વળી, **'गोविसदृशो महिषः'** આ જ્ઞાનનો ઉપમાનમાં સમાવેશ કરી શકશો નહિ, કારણ–કે ઉપમાન સાદૃશ્યને વિષય કરે છે, અને પ્રસ્તુત જ્ઞાન તો વૈસદૃશ્યનું નિશ્ચાયક છે.

વળી, વૈસદૃશ્યનો નિશ્ચય સંજ્ઞાસંજ્ઞિસંબંધજ્ઞાનમાં સાધકતમરૂપે અસિદ્ધ છે, એમ પણ નથી. કારણ કે–કોઈ પુરુષે કોઈ નાલિએરદ્વીપવાસી પુરુષને કોઈ ગાઢછાયાવાળા વનપ્રદેશમાં વાગોળતાં મહિષ–ભેંસાઓ અને ગૌના ટોળામાં મોકલ્યો, અને કહ્યું કે 'જંગલના વાડામાંથી મહિષને લાવો'. તે નાલિએરદ્વીપવાસી પુરુષે મહિષને જાણનાર તે જ પુરુષને પૂછ્યું કે 'મહિષ કેવો હોય ?' ત્યારે તેણે તેને કહ્યું કે–'મહિષ ગૌથી વિલક્ષણ હોય છે'. આ સાંભળીને તે નાલિએર દ્વીપવાસી પુરુષ પૂર્વોક્ત જંગલના ગાઢ પ્રદેશના વાડામાં ગયો અને ત્યાં તે આ પુરુષના ઉપદેશવાક્યના અર્થના સ્મરણની સહાયથી જે પશુને ગૌથી વિલક્ષણ જુએ છે, તેને જ મહિષ શબ્દના વાચ્ય તરીકે સ્વીકારે છે. તો આ રીતે **'गोसदृशो गवयः'** અને **'गोविसदृशो महिषः'** આ બન્નેથી ઉત્પન્ન થનાર સંકેતજ્ઞાનમાં કયા પ્રકારનો ભેદ પડે છે ? અર્થાત્ કંઈ પણ ભેદ નથી, તો પછી સાદૃશ્યને કારણે જો ઉપમાન જુદું પ્રમાણ મનાતું હોય તો વૈસદૃશ્યને કારણે જુદું પ્રમાણ કેમ ન માનવું ? કહ્યું પણ છે કે–

"જો પ્રસિદ્ધ અર્થના સાધર્મ્ય(સાદૃશ્ય)થી સાધ્ય સિદ્ધ કરનાર સાધન ઉપમાન પ્રમાણ હોય તો–પ્રસિદ્ધ અર્થના વૈધર્મ્ય (વૈલક્ષણ્ય)થી સંજ્ઞીનું પ્રતિપાદન કરનાર સાધનને કયું પ્રમાણ માનવું ?"

(प०) **अनच्छायामिति** निविडायाम्। **तद्विपिनेति** तच्च तद्विपिनं च तत्तथा । **आप्तातिदेशवाक्यार्थस्मरणसहकारीति** आप्तातिदेशवाक्यार्थस्मरणं सहकारि यस्यासौ ।

**प्रसिद्धार्थसाधर्म्यादिति** प्रसिद्धोऽर्थो गोलक्षणः ।

(टि०) **न चैतदिति** 'गोविदृशो महिषः' इत्येवंरूपं वाक्यम् । **प्रस्तुतस्येति** 'गोविसदृशः' इत्यादिवाक्यस्य । **माहेयीति** धेनुसमूहे । "गौः सौरभेयी माहेयी माहा सुरभिरर्ज्जुनी" [अभिधानचिं० भू० ४. श्लो० ३३१] इत्यभिधानात् **तज्ज्ञमिति** महिषज्ञम् । **तमेवेति** नियोजकमेव पुमांसम्। **तेनेति** नियोजकेन । **तिद्विपनेति** वनप्रतिष्ठितगोकुलम् । **द्वयोरिति** उपमानवैसदृश्ययोः ।

**उपमानमित्यादि । साध्यसाधनमिति** संज्ञासंज्ञिप्रतिबन्धप्रतिपत्तिलक्षणसाधनम् । **तद्वैधर्म्यादिति** साध्यवैधर्म्यात् ।

§३ यदा वा 'यादृग् गौस्तादृग् गवयः' इति वाक्याहितसंस्कारः प्रतिपत्ता तुरङ्गं गोविलक्षणमीक्षमाणो गवयसंज्ञासंबन्धप्रतिषेधं विधत्ते, 'नायं गवयवाग्वाच्यः पिण्डः' इति; तदा गवयसंज्ञासंबन्धप्रतिषेधफलं किमेतत्प्रमाणं स्यात् ? तत एवंविधसंवेदनानां सङ्कलनात्मकतया प्रत्यभिज्ञानतैवोपपद्यते; अन्यथा तु प्रमाणेयत्ता प्रलीयेत। यदैव हि 'यादृग् गौस्तादृग् गवयः' इति तेन शुश्रुवे, तदैव सामान्यतश्चेतसि स्फुरति पिण्डे संबन्धप्रतिपत्तिरभूत्;

यथा 'पृथुवुध्नोदराकारं वृत्तकण्ठं भावं कुम्भं विभावये:' इत्याकर्णनात् कुम्भे, ततः कान्तारविहारिणोऽस्य गवयसाक्षात्कारे प्राक्तनसामान्याकार-संवन्धस्मरणे च 'स एव गवयशब्दवाच्य:' इति सङ्कलनाज्ञानरूपं प्रत्यभिज्ञानमुन्मज्जति । एवं 'गोविसदृशो महिषः' इत्याद्यपि तथारूपत्वात् प्रत्यभिज्ञानमेवेति ।

§३ અથવા જ્યારે 'જેવી ગાય હોય છે તેવો ગવય હોય છે' આ વાક્યના સંસ્કારવાળો પુરુષ ગૌથી વિલક્ષણ ઘોડાને જોઈ 'આ પિંડ ગવય પદનો વાચ્ય નથી' એ રીતે 'ગવય' શબ્દના સંબંધનો નિષેધ કરે છે, ત્યારે ગવય સંજ્ઞાના સંબંધને નિષેધનાર એ જ્ઞાન કયું પ્રમાણ થશે ? માટે આવા પ્રકારના સમસ્ત જ્ઞાનો સંકલનારૂપ હોવાથી પ્રત્યભિજ્ઞાન રૂપે જ યુક્તિસિદ્ધ છે, અન્યથા પ્રમાણની સંખ્યાનો કોઈ નિયમ જ નહિ રહે.

પૃથુબુધ્નોદર-(વિસ્તૃત મૂળમાં ગોળ પેટરૂપ) આકારવાળા અને ગોળ કાંઠાવાળા પદાર્થને કુંભ (ઘટ) જાણજો-એ સાંભળવાથી જેમ તેમાં કુંભશબ્દના સંબધનું જ્ઞાન થાય છે, તેમ 'ગવય ગૌના જેવો હોય છે'-એ વાક્ય જ્યારે સાંભળ્યું તે જ વખતે તેના ચિત્તમાં સામાન્યાકારે સ્ફુરાયમાન પિંડમાં સંબંધનું જ્ઞાન તો થઈ જ ગયું હતું. ત્યાર બાદ વનમાં ફરતાં તે પુરુષને જ્યારે ગવયનો સાક્ષાત્કાર થાય છે, ત્યારે પૂર્વે અનુભવેલ સામાન્યાકાર સાથેના ગવય શબ્દના સંબંધનું સ્મરણ થવાથી 'આ તે ગવયશબ્દનો વાચ્ય છે'-એ પ્રમાણે સંકલનારૂપ પ્રત્યભિજ્ઞાન ઉત્પન્ન થાય છે. એ જ પ્રમાણે-'ગૌથી વિલક્ષણ ભેંસો છે' વિગેરે બાબતમાં પણ ઉપર મુજબ સંકલનાત્મક જ્ઞાન ઉત્પન્ન થતું હોવાથી તે પણ પ્રત્યભિજ્ઞાન જ છે.

(प०) **तदैवेति** श्रवणानन्तरम् । **सम्वन्धप्रतिपत्तिरि**ति वाच्यवाचकलक्षणसम्वन्धपरिगमः । **प्राक्तनसामान्याकार-सम्वन्धस्मरणे** इति प्राक्तनस्य सामान्याकारस्य सम्वन्धस्य च स्मरणे सति ।

(टि०) **अन्यथेति** संकलनरूपप्रत्यभिज्ञानताऽनङ्गीकारे। **यदैव** **हीत्यादि**। **तेनेति** प्रमात्रा । **अस्येति** प्रमातुः । **तथारूपत्वादि**ति संकलनाज्ञानरूपत्वात् ।

§४ मीमांसकोऽपि 'अनेन सदृशः स गौः' इत्यनधिगतं गवि सादृश्यमवस्यदुपमानं प्रमाणमाचक्षाणो 'अनेन महिषेण विसदृशः स गौः' इत्यनधिगतमहिषवैसदृश्यव्यवसायकस्य प्रमाणान्तरताप्रसङ्गेन पराकरणीयः । सादृश्याभावो वैसदृश्यमित्यभावप्रमाणपरिच्छेद्यमेवैतदिति चेत्; वैसदृश्याभावः सादृश्यमितीदमपि तत्परिच्छेद्यमेव किं न स्यात् ? यदि वैसदृश्याभावः सादृश्यं स्यात्, 'स गौः सदृशो गवयेन' इति विधिमुखेन नोल्लिखेदिति चेत्; तदितरत्रापि तुल्यम् ।

१ स्यात्, गोसदृशो गवय इति-इति पञ्जिकानिर्दिष्टं पाठान्तरमत्र ।

§૪. 'આના જેવો તે ગૌ છે' એ પ્રમાણે ગૌમાં પૂર્વે અજ્ઞાત સાદૃશ્યના બોધક પ્રમાણને ઉપમાન પ્રમાણ કહેનાર મીમાંસકને પણ 'આ મહિષથી તે ગૌ વિલક્ષણ છે' આ પ્રકારે ગૌમાં પૂર્વે અજ્ઞાત વૈસદૃશ્યના બોધકને અન્ય પ્રમાણ માનવાનો પ્રસંગ આવતો હોવાથી તે પણ ખંડન કરવા યોગ્ય છે.

**મીમાંસક**—સાદૃશ્યનો અભાવ એ જ વૈસદૃશ્ય છે, માટે તે તો અભાવ પ્રમાણથી જ જ્ઞાત થશે, અર્થાત્ તેનું જ્ઞાન કરવા અન્ય પ્રમાણની કંઈ આવશ્યકતા નથી.

**જૈન**—તો પછી વૈસદૃશ્યાભાવ એ જ સાદૃશ્ય છે, તો તે સાદૃશ્ય પણ અભાવ પ્રમાણથી જ્ઞાત કેમ નહિ થાય ?

**મીમાંસક**—જો વૈસદૃશ્યાભાવ એ જ સાદૃશ્ય હોત તો—'તે ગૌ ગવયની સમાન છે'—એમ વિધિમુખે શબ્દ પ્રયોગ થાત નહિ.

**જૈન**—આ વસ્તુ વૈસદૃશ્યમાં પણ તુલ્ય છે, અર્થાત્ તે અભાવ રૂપ હોત તો 'તે ગૌ મહિષથી વિલક્ષણ છે'—એ પ્રમાણે વિધિમુખે શબ્દ પ્રયોગ થાત નહિ.

(પ૦) **अनधिगतम्**इति अनधिगतार्थाधिगन्तृ प्रमाणमित्याशयात् । **अवस्यद्**इति निश्चिन्वत् । **तत्परिच्छेद्यम्**इति अभावप्रमाणपरिच्छेद्यम् । **स गौः सदृशो गवयेने**ति मूलपाठः । **गोसदृशो गवय** इति पाठान्तरम् । **विधिमुखेने**ति किन्तु 'स गौरनेन विसदृशो न' इति प्रतिषेधमुखेनेति पराशयः । **तदितरत्रापि तुल्यम्**इति सादृश्याभावो वैसदृश्यमिति पक्षेऽपि कथं विधिमुखेन प्रत्ययः ? इहापि अनेन [न] सदृशः स गौरिति प्रतिषेधमुखेनैव । अथ च विधिमुखेनापि प्रत्ययो दृश्यते यथा अनेन महिषेण विसदृशः स गौरित्यर्थः ।

(टि०) **मीमांसकोऽपी**त्यादि **अवस्यद्**इति निश्चिन्वत् । **व्यवसायकस्ये**ति ज्ञानस्य । **तत्परिच्छेद्ये**ति अभावप्रमाणज्ञेयमेव ।

§५ 'स एवायं जिनदत्तः' इति तूर्ध्वतासामान्योदाहरणम् । आदिशब्दात् 'स एवायं वह्निरनुमीयते मया,' 'स एवानेनाप्यर्थः कथ्यते' इत्यादि स्मरणसचिवानुमानाऽऽगमादिजन्यम्; तस्माद् दीर्घम् ह्रस्वम् अणु महद् नेदीयो दवीयो वेदम्, दूरादयं तिग्मस्तनूनपात्, सुरभीदं चन्दनमित्यादि च सङ्कलनमात्रोदाहरणं मन्तव्यम् ।

§૫ 'આ તે જ જિનદત્ત છે'—આ દૃષ્ટાન્ત ઊર્ધ્વતાસામાન્યનું છે.

સૂત્રમાં કહેલ 'आदि' શબ્દથી સૂચિત પ્રત્યભિજ્ઞાનનાં અન્ય ઉદાહરણો આ પ્રમાણે છે—'આ તે જ અગ્નિ છે જેનું હું અનુમાન કરૂં છું' આ સ્મરણ અને અનુમાનજન્ય પ્રત્યભિજ્ઞાન છે. 'આ પણ તે જ અર્થ કહે છે'—આ સ્મરણ અને આગમજન્ય પ્રત્યભિજ્ઞાનનું દૃષ્ટાન્ત છે. આ બન્નેમાં વિષય ઊર્ધ્વતા સામાન્ય જ છે. 'આ તેનાથી લાંબુ છે', 'આ તેનાથી ટૂંકું છે, 'આ તેનાથી હલકું છે', 'આ તેનાથી ભારે છે,' 'આ તેનાથી નજીક છે', 'આ તેનાથી દૂર છે,' 'દૂરથી પણ આ અગ્નિ તેજ છે', 'આ ચન્દન સુરભિ છે' આ સઘળાં ઉદાહરણો કેવળ સંકલનરૂપ પ્રત્યભિજ્ઞાનનાં જાણવાં.

(१०) **तिग्मस्तनूनपादिति, सुरभीदं चन्दनमिति** तिग्मत्वं सुरभित्वं चाऽननुभूयमानत्वात् स्मृतिविषयम् ।

§६ अथ कथं प्रत्यभिज्ञाप्रामाण्यमशक्यन्तः शाक्याः शक्याः शमयितुम् । ते हि प्राहुः–दलितकररुहशिरोरुहशिखरादिवत् सर्वत्र भ्रान्तैवेयमिति । अहो ! तर्कतर्कणकार्कश्यममीषाम् । एवं हि विहायस्तलावलम्बमानमृगाङ्कमण्डलयुगलावलोकिप्रत्यक्षवत् सकलमपि प्रत्यक्षं भ्रान्तिमत् किं न भवेत् ?

§७ अथ लक्षणयुक्ते बाधासम्भवे तल्लक्षणमेव दूषितं भवति । संकलनं हि प्रत्यभिज्ञानचिह्नम् । तद्युक्तमपि च कररुहादौ प्रत्यभिज्ञानमबाध्यतेति तल्लक्षणमेव बाधितम् । प्रत्यक्षे तु यत्र बाधा, न तत्र तल्लक्षणमक्षूणम्, क्षणदाप्रियद्वयावलोकनायामभ्रान्तत्वाभावात् । यत्र तु तदक्षूणं न तत्र बाधा, स्तम्भादिप्रत्यक्षवदिति चेत् । नैवम् । न खलु संकलनमात्रमेव प्रत्यभिज्ञाप्रमाणलक्षणमाचक्ष्महे, किन्तु स्वपरव्यवसायिज्ञानत्वरूपप्रमाणसामान्यलक्षणसद्भावे सति यत्संकलनम् । न च कररुहादिवेदने तदस्ति, विशिष्टस्य विपर्ययशून्यस्यावसायस्याभावादिति कथं लक्षणयुक्तेऽस्मिन्नपि बाधरोधः स्यात् ?

§६. શંકા—પ્રત્યભિજ્ઞાનનાં પ્રામાણ્યને સહન નહિ કરનારા શાક્યો–બૌદ્ધો–ને કઈ રીતે શાંત કરશો ? કારણ કે તેઓ કહે છે કે–પ્રત્યભિજ્ઞા તો સર્વત્ર ભ્રાન્ત જ છે. કારણ કે કાપી નાંખ્યા પછી ફરીથી વધેલ નખ અને વાળ વિષે 'આ તે જ નખ છે', 'આ તેજ વાળ છે', આ પ્રકારની પ્રત્યભિજ્ઞાની જેમ સર્વત્ર પ્રત્યભિજ્ઞા ભ્રાન્તિરૂપ જ છે.

**સમાધાન**—અહો ! આશ્ચર્યની વાત છે, કે આ બૌદ્ધોની તર્કતર્કણા–(પદાર્થવિચારણા)માં કેવી કર્કશતા છે ? કારણ કે—એકાદ પ્રત્યભિજ્ઞા ભ્રાન્ત હોય એટલે બધી પ્રત્યભિજ્ઞાને ભ્રાન્ત માનવામાં આવે તો પછી આકાશમાં બે ચન્દ્રને વિષય કરનાર ભ્રાન્ત પ્રત્યક્ષની જેમ બધા જ પ્રત્યક્ષો કેમ ભ્રાન્ત સિદ્ધ નહિ થાય ?

§૭. **બૌદ્ધ**—લક્ષણ યુક્ત પદાર્થમાં બાધા હોય તો તે લક્ષણ જ દૂષિત થાય છે, એવો નિયમ છે. અને 'સંકલન' એ પ્રત્યભિજ્ઞાનનું લક્ષણ છે, અને તે લક્ષણથી યુક્ત પ્રત્યભિજ્ઞાન નખ, કેશ વગેરેમાં બાધિત થાય છે, માટે પ્રત્યભિજ્ઞાનનું લક્ષણ જ બાધિત છે. પરન્તુ પ્રત્યક્ષમાં તો–જ્યાં બાધા છે ત્યાં પ્રત્યક્ષનું લક્ષણ જ ઘટતું નથી કારણ કે—બે ચન્દ્રના દર્શનરૂપ પ્રત્યક્ષ અભ્રાન્ત નથી પણ ભ્રાંત છે. જ્યાં લક્ષણ ઘટે છે ત્યાં બાધા હોતી જ નથી. જેમ કે—સ્તમ્ભાદિપ્રત્યક્ષમાં લક્ષણ ઘટી શકે છે, માટે બાધ પણ નથી.

**જૈન**—તમારૂં એ કથન ઉચિત નથી, કારણ કે—અમે કેવળ 'સંકલન'ને જ પ્રત્યભિજ્ઞા પ્રમાણનું લક્ષણ કહેતા નથી, પરન્તુ સ્વપરવ્યવસાયિજ્ઞાનરૂપ પ્રમાણના સામાન્ય લક્ષણ સહિત જે સંકલન છે, તેને અમે પ્રત્યભિજ્ઞાપ્રમાણનું લક્ષણ કહીએ

१ तर्ककर्कर्ण° मु

છીએ. અને તે લક્ષણ પૂર્વોક્ત નખકેશાદિના સંકલનમાં ઘટતું નથી. કારણ કે ત્યાં વિશિષ્ટ–અર્થાત્ વિપર્યાસરહિત અવસાય–નિશ્ચય નથી. પણ અન્યત્ર તો વ્યવસાય છે તેથી લક્ષણ યુક્ત પ્રત્યભિજ્ઞાન પ્રમાણમાં બાધ કઈ રીતે સિદ્ધ થશે?

(पं०) **अशक्यन्त** इति अमृष्यन्तः । **अहो तर्के**ति सूरिवाक्यम् । **तर्कणे**ति ऊहस्याख्या ।

**अथ लक्षणयुक्ते**त्यादि यादृक्षं लक्षणमुक्तं तल्लक्षणयुक्तः पदार्थो दृश्यते । अथ च व्यभिचरति बाध्यते । ततो विज्ञायते तल्लक्षणं साधु न भवति । **बाधासम्भवे** इति बाधासम्भवे सति प्रकृते योजयति **संकलनं ही**त्यादिना । **तद्युक्त**मिति संकलनयुक्तम् । **कररुहादौ संकलनयुक्तमपि प्रत्यभिज्ञानमबाध्यते**ति योगः । **अक्षूणा**मिति पुरः 'किमिति' इत्यध्याहार्यम् । **किन्तु स्वपरे**ति गद्ये स्वपरव्यवसायि ज्ञानस्वरूपं यत् प्रमाणस्य सामान्यलक्षणं तस्य सद्भावस्तस्मिन् । सामान्यग्रहणे हि विशेषग्रहणं सुलभम् । **लक्षणयुक्ते** इति स्वपरव्यवसायिलक्षणयुक्ते ।

(टिं०) **अथ कथ**मित्यादि । **अशक्यन्त** इति असहमानाः । **ते ही**ति **सौगताः** । **इय**मिति प्रत्यभिज्ञा यथा लूना लूनाः कररुहाः पुनः पुनः प्ररोहन्तः 'त एवामी' इति प्रत्यभिज्ञानम्, तदलीकम्, नवनवोत्पादात् । **अमीषामिति शाक्यानाम्** ।

**अथ लक्षणे**ति तस्मिन् प्रत्यभिज्ञाने । **तल्लक्षण**मिति प्रत्यभिज्ञानलक्षणम् ।

**तद्युक्त**मिति सकलतल्लक्षणचिह्नयुक्तम् । **तल्लक्षण**मिति प्रत्यक्षलक्षणम् । **क्षणदाप्रिये**ति निशाकरः । **तदि**ति प्रमाणलक्षणम् । **किन्तु स्वपरे**त्यादि । **तदि**ति स्वपरव्यवसायिज्ञानत्वरूपप्रमाणसामान्यलक्षणम् । **विपर्यये**ति विपर्ययरहितस्य । **अवसायस्ये**ति ज्ञानस्य । **अस्मिन्नपी**ति प्रत्यभिज्ञानेऽपि ।

§८ क्षणभङ्गुरत्वाद्भावानामैक्यगृहीतिर्भ्रान्तिरेवेति चेत् । अत्र तावत् क्षणभङ्गभङ्ग एवाभङ्गुरमुत्तरम् । अस्तु वा क्षणभङ्गस्तथापि नेयतैव निःशेषप्रत्यभिज्ञाप्रामाण्यमुत्पुंसयितुं शक्यम् । तथाहि–पदार्थेषु किमैक्यगृहीतिभ्रान्तिनिमित्तमिष्यते ? अपरापरोत्पादुकक्षणानां सादृश्यमिति चेत् । तत् किं सादृश्यमस्ति किञ्चित् ? तथा चेत् । क्वचित् 'तेन सदृशोऽयम्' इति प्रत्यभिज्ञा भगवती भजतामभीलुका तर्हि प्रामाण्यम् । नास्त्येव सादृश्यम्, विलक्षणत्वात् स्वलक्षणानामिति चेत् । इदानीमपि क्व पलायसे ? एवं तर्हि 'तस्माद् विलक्षणोऽयम्' इति प्रत्यभिज्ञा प्रामाण्यमास्तिघ्नुवीत ।

वैलक्षण्यमपि नास्ति, परमाणुप्रचयमात्रत्वात् समस्तवस्तूनामिति चेत् । नन्वेवमपि 'तस्मादयं महान्, अल्पो वा प्रचयः' इत्यादिप्रत्यभिज्ञा भवतु प्रामाण्यशोभाभारभागिनी । प्रचयोऽपि न कश्चित्, नीलपीतादिपरमाणूनामेव तात्त्विकत्वादिति चेत् । अहो ! उत्तमर्णाकीर्णदुर्गताधमर्ण इवायं स्वयं तत्तदुक्तमपलप्यापलप्य निनङ्क्षुर्भिक्षुः ।

---

१ °ज्ञानप्रा° मु । २ चेत्, किं मु ।

§૮. બૌદ્ધ—પણ બધા પદાર્થો ક્ષણભંગુર (ક્ષણમાં નાશ પામવાના સ્વભાવવાળા) છે, માટે તેમાં એકત્વનું જ્ઞાન તો ભ્રાન્તિરૂપ જ છે.

જૈન – આ બાબતમાં ક્ષણભંગવાદનો ભંગ એ જ અભંગ ઉત્તર છે અને ક્ષણભંગવાદ ભલે હોય તો પણ—એટલા માત્રથી બધાં જ પ્રત્યભિજ્ઞાનોનાં પ્રામાણ્યને ખંડિત કરવું શક્ય નથી. કારણ કે—અમે પૂછીએ છીએ કે પદાર્થમાં જે એકતાનું ભ્રાન્તજ્ઞાન થાય છે, તેમાં કયું કારણ છે?

બૌદ્ધ—એક પછી એક, એમ ક્રમપૂર્વક ઉત્પન્ન થનાર ક્ષણો(પદાર્થો)નું સાદૃશ્ય એ ભ્રાન્તિજનક છે.

જૈન—તો શું સાદૃશ્ય એ કોઈ પદાર્થ છે? જો સાદૃશ્ય પણ કોઈ એક પદાર્થ હોય તો ક્યાંઈક 'આ તેની સદૃશ છે' એવી ભગવતી પ્રત્યભિજ્ઞા નિર્ભયપણે પ્રમાણ સિદ્ધ થઈ જશે.

બૌદ્ધ—સ્વલક્ષણરૂપ બધા પદાર્થો વિલક્ષણરૂપ હોવાથી 'સાદૃશ્ય' નામનો કોઈ પદાર્થ છે જ નહિ.

જૈન—સાદૃશ્ય ભલે ન હોય આમ છતાં તમારો છૂટકારો નથી. કારણકે 'આ તેનાથી વિલક્ષણ છે'–આ પ્રકારનું પ્રત્યભિજ્ઞાન તો પ્રમાણરૂપ માનવું જ પડશે.

બૌદ્ધ—'વિલક્ષણતા' પણ કોઈ સ્વતંત્ર પદાર્થ નથી, કારણ કે – સમસ્ત વસ્તુ પરમાણુના પુંજ (સમૂહ) રૂપ છે.

જૈન– જો એમ હોય તો પણ 'આ પ્રચય(સમૂહ) તેનાથી મોટો છે', અથવા 'તેનાથી નાનો છે'–ઇત્યાદિ આકારની પ્રત્યભિજ્ઞા તો પ્રામાણ્યરૂપ શોભાને વહન કરશે જ.

બૌદ્ધ—નીલપીતાદિ પરમાણુઓ જ તાત્ત્વિક પદાર્થ હોવાથી તેમનો 'પ્રચય' '(પુંજ)' કોઈ સ્વતંત્ર પદાર્થ નથી.

જૈન આશ્ચર્યની વાત છે કે—જેમ દેવાદાર પુરુષ વાયદા કરી કરીને લેણદાર સાહુકારથી નાસતો ભાગતો ફરે છે, તેમ આ બૌદ્ધ ભિક્ષુક પણ પોતે કહેલ પદાર્થનો વારંવાર અપલાપ કરીને છટકવા ચાહે છે.

(पं०) अत्र **तावदि**ति गद्ये **इयतैवे**ति क्षणभङ्गेन । **निःशेषप्रत्यभिज्ञाप्रामाण्यमि**त्यादि एतावतैव प्रत्यभिज्ञा प्रमाणं नास्तीति न वक्तव्यम् । **तत् किं सादृश्यमि**ति सूरिवाक्यम्। **तथा चेदि**ति अस्ति चेत्। **तेने**ति पूर्वक्षणेन । **सदृशोऽयमि**ति उत्तरक्षणः । **नास्त्ये**वेति बौद्धवाक्यम्। **इदानीमपी**ति सूरिवाक्यम्। **तस्माद्विलक्षणोऽयमि**ति अन्यापेक्षया हि वैलक्षण्यम् । **वैलक्षण्यमपी**ति शाक्यवाक्यम् । **नन्वेवमपी**ति सूरिवाक्यम्। **तस्मादि**ति स्मरणोल्लेखः ।

(टि०)**अत्र तावदि**त्यादि। तावदन्येषु शास्त्रेषु। अत्रैव वा क्षणभङ्गनिरासः प्ररूपितः। प्रसङ्गायातमत्रापि लेशतः प्ररूपये। क्षणभङ्गुरः पदार्थः अर्थक्रियाकारी अकिंचित्करो वा? तत्रोत्तरपक्षोऽसत्कल्पः,

गगनाम्भोरुहादिवत्तस्याऽसत्त्वापत्तेः । अथार्थक्रियाकारी–स सन् असन् वा कार्यं कुर्यात् । उदीचीनस्तावद्दी(द्धी)नः वान्ध्येयवत्तस्य प्रमाणवन्ध्यत्वात् । प्राचीनः प्रमाणमुद्राहीनः । यतः सः क्षणभङ्गुरोऽर्थः स्वोत्पत्तिक्षणे, पूर्वं, पश्चाद्वा कार्यव्यापारपरायणः संपद्यते । आद्यकल्पना अल्पीयसी तदानीमुत्पत्तिव्यग्रतया तस्य परव्यापारपराङ्मुखत्वात् । द्वितीयस्त्वश्रद्धेयः । अनुद्गतस्य पादपस्य च्छाया ग्रीष्मे मासि खरतरदिनकरतापोपतप्तपथिकजनशरीरसंतापाऽपहारमातन्वाना प्रतीयेत । नं च प्रतीतिस्तथा क्वापि प्रथते । तृतीयविकल्पः स्वल्पः, अस्तमितेऽपि मरीचिमालिनि भगवति तन्मरीचयोऽन्धकारमपसारयन्त्वेवं मृतस्यापि वचनवैचित्र्योत्पत्तिर्भवेत् । एवमनल्पकल्पान्तेऽपि न कल्पते । ततो भावानां क्षणिकत्वं भावरूपतां भजमानं भावयतां प्रतिभावतां भवतां न भद्राविर्भावो भावी, जिनमताभिमतस्य तात्त्विकस्य नित्यानित्यस्यैव भावस्य भावात् ।

**तथापि ने**त्यादि । **इयतैवे**ति क्षणिकत्वेनैव । **तथा चे**दिति सादृश्यमस्ति । **तस्मा**दिति गवयादेः । **अयमिति** महिषादिः । **परमाण्व**ति समस्तवस्तूनि परमाणुप्रचयरूपाणि । विश्वं विश्वं परमाणुमयमिति **सौगताः** । अतस्तद्विलक्षणं किमपि नास्ति । **तस्मादिति** पूर्वदृष्टप्रपञ्चात् **उत्तमर्णेति** ऋणग्राहकेणा**कीर्णो** धृतो दुर्गतो निःस्वो निर्द्रव्योऽ**धमर्ण** ऋणदाता स इव । **अय**मिति भिक्षुः सौगतः । **तत्तदुक्तमि**ति अपरापरोत्पादकेत्यादिकम् । **निनङ्क्षुरि**ति नङ्क्तुमिच्छुः ।

§९ यदि हि सादृश्यादिकं न किञ्चिदस्ति, कथं तर्हि त्वयैव उत्तरीचक्रे ? विकल्पोत्प्रेक्षालक्ष्यमस्ति, न तु बाह्यं ग्राह्यमिति चेत् । नीलपीतादिविशेषोऽपि तथैवास्तु । बहिस्तदभावे कथं नैयत्येन विकल्पोल्लेख इति चेत् । सादृश्यादौ कथम् ? वासनातश्चेत् । अन्यत्रापि तत एवास्तु । वासनाया अपि नैयत्येन उद्बोधकं किञ्चित् बहिरेष्टव्यमिति चेत् । को नामात्र परिपन्थी ? किन्तु सादृश्यादिकमपि स्वीकुरु । ततो नीलपीतादिविशेषो वा बहिस्त्यज्यताम्, सादृश्यादिकमपि वा मन्यताम् । नान्यथा प्रमाणमुद्रा मृष्यते । सिद्धे चैवं सादृश्यादौ यत्र पूर्वाकारेण संकलनम्, तत्र प्रत्यभिज्ञा प्रमाणम् । अन्यत्र तु प्रत्यक्षमेव । मा भूद् वा बहिः सादृश्यादि, तथाप्यनुमानवत् प्रमाणमेवेयम् । न ह्यनुमानपरिच्छेद्यमपि अग्नित्वादिसामान्यं बहिरस्ति तथापि यथा प्रणालिकया तद्विकल्पस्याग्न्यादिस्वलक्षणे प्रतिबन्धात् तत् प्रमाणम्, एवं सादृश्यादेरसत्त्वेऽपि सदृशादिस्वलक्षणे तद्विकल्पस्य प्रतिबन्धात् किं नेयमपि तपस्विनी तथा स्यात् ?

§૯ જૈન—જો સાદૃશ્યાદિ પદાર્થ છે નહિ તો તેને માનીને ઉત્તર કેમ દીધો ?

બૌદ્ધ—સાદૃશ્યાદિ કલ્પનાથી આરોપિત પદાર્થ છે, પરંતુ બાહ્ય ગ્રાહ્યરૂપે નથી. અર્થાત્ તે કેવળ કાલ્પનિક છે.

જૈન—તો નીલપીતાદિરૂપ સ્વલક્ષણો–વિશેષોને પણ તેવા જ–કાલ્પનિક માનો.

બૌદ્ધ—નીલપીતાદિરૂપ બાહ્ય પદાર્થ ન હોય તો–નિયતરૂપે ભેદનો ઉલ્લેખ કઈ રીતે થઈ શકે ? અર્થાત્ 'આ નીલ છે' 'આ પીત છે' એવો ભેદ બાહ્ય વિના કેમ થાય ?

જૈન—તો-સાદૃશ્યાદિ પણ જો બાહ્ય ન હોય તો તેમાં નિયત વિકલ્પનો પ્રયોગ કઈ રીતે થશે? અર્થાત્ 'આ સાદૃશ્ય છે' એવો વિકલ્પ કઈ રીતે થશે?

બૌદ્ધ—સાદૃશ્યાદિકમાં નિયત વિકલ્પનો પ્રયોગ વાસનાથી થઈ જશે.

જૈન—તો પછી નીલપીતાદિવિશેષમાં પણ નિયત વિકલ્પનો પ્રયોગ વાસનાથી જ થાય તેમાં શું વાંધો?

બૌદ્ધ—વાસનામાં પણ નિયત વિકલ્પના ઉદ્બોધક તરીકે કોઈ પદાર્થને કારણ માનવું જોઈએ જ.

જૈન—એ વાતાનો કોણ વિરોધી છે? અર્થાત એમાં અમને કાંઈ વિરોધ નથી, પરંતુ સાદૃશ્યાદિકને પણ બાહ્યરૂપે માનો. એટલે કે-કાં તો નીલપીતાદિવિશેષોને જ બાહ્ય તાત્ત્વિક પદાર્થ તરીકે ન માનો, અથવા સાદૃશ્યાદિકને પણ બાહ્ય પદાર્થ તરીકે સ્વીકારો; આ બન્ને વાતમાંથી એકેનો સ્વીકાર નહિ કરો તો તમે પ્રામાણિક કહેવાશો નહિ.

અને એ રીતે સાદૃશ્યાદિ સિદ્ધ થઈ જવાથી જે સ્થળે પૂર્વાકારની સાથે સંકલન છે, ત્યાં પ્રત્યભિજ્ઞાનરૂપ પ્રમાણ છે. પણ જ્યાં પૂર્વાકાર સાથે વર્તમાનનું સંકલન નથી ત્યાં તો પ્રત્યક્ષ પ્રમાણ જ છે, એમ સમજવું. અથવા, સાદૃશ્યાદિક રૂપ પદાર્થ ભલે બાહ્યરૂપે ન હોય તો પણ અનુમાન પ્રમાણની જેમ આ પ્રત્યભિજ્ઞા પ્રમાણ તો છે જ. તમારા મતે અનુમાનનો વિષય 'અગ્નિત્વાદિરૂપ સામાન્ય' એ કંઈ બાહ્ય પદાર્થ નથી છતાં પણ અગ્નિ વિકલ્પનો સંબંધ પરંપરાથી અગ્નિસ્વલક્ષણ (બાહ્ય અગ્નિવિશેષ) સાથે છે તેથી અનુમાન પ્રમાણ બને છે. એ જ પ્રકારે સાદૃશ્યાદિ સામાન્ય પણ અસત્ હોવા છતાં તેના વિકલ્પનો સંબંધ સદૃશ એવા સ્વલક્ષણ સાથે છે જ. તો એ ગરીબ બિચારી પ્રત્યભિજ્ઞા પણ પ્રમાણરૂપ કેમ નહિ થાય?

(प०) **उत्तरीचक्र** इति पूर्वम् । **विकल्पोत्प्रेक्षेत्यादि** परः । **लक्ष्यमिति** गोचरस्याख्या । **नीलपीतादीति** सूरिः । **बहिरित्यादि** परः । **तदभावे** इति नीलाद्यभावे । **नैयत्त्येनेति** 'इदं नीलम्' 'इदं पीतम्' इत्यादिना । **सादृश्यादावित्यादि** सूरिः । **वासनात** इति परः । **वासनात** इति विकल्पवासनातः । **अन्यत्राऽपीति** सूरिः । **अन्यत्रापीति** सादृश्यादौ । **तत एवेति** वासनातः । **वासनाया अपीत्यादि** परः । **को नामेति** सूरिः । **स्वीकुर्विति** हे शाक्य । **ततो नीले**-त्यादिना उपसंहारः । **मृष्यते** इति सहते । **प्रणालिकयेति** प्रवाहेण । तथा हि नार्थं विना तादात्म्यतदुत्पत्तिलक्षसम्बन्धप्रतिबद्धलिङ्गसद्भावः, न तद्विना तद्विषयं ज्ञानम्, न तज्ज्ञानमन्तरेण प्रागवधारितसम्बन्धस्मरणम्, तदस्मरणे नानुमानमित्यर्थाव्यभिचारित्वाद् [1]भ्रान्तमपि [अनुमानं] प्रमाणमिति सौगताशयः । **तद्विकल्पस्येति** अग्निसामान्यस्य । **प्रतिबन्धादिति** पर्यवसानात् । **तथा स्यादिति** प्रमाणं स्यात् ।

(टि०) **यदि हि सादृश्यादिकमित्यादि** । **बाह्यमिति** घटपटकुटशकटादि । **ग्राह्यमिति** प्रत्यक्षेण साक्षाद् ग्रहीतुं न शक्यते किन्तु विकल्पेनैव तत् ज्ञायते ॥ **तथैवेति** विकल्पोत्प्रेक्षित एव ।

---

1 अत्र केनापि अभ्रान्तमिति संशोधितं कप्रतौ । तन्न युक्तम् ।

**बहिस्तदभावे इति** नीलपीतादिविशेषाऽभावे । विशेष एव बहिस्तावन्नास्ति । **अन्यत्रापी**ति नीलपीतादिविशेषेऽपि । **तत एवेति** वासनात एव । **उद्बोधकमिति** निश्चयोत्पादकं ज्ञापकम् । **किञ्चि**दिति प्रमाणम् । **बहिरिति** घटपटादिभावराशौ । **त्यज्यतामिति** विशेषान् [अ]बहीरूपान् मन्यध्वमित्यर्थः । **अन्यथेति** विशेषाणामनन्तत्त्वे सादृश्याद्यनङ्गीकारे । **प्रमाणमुद्रा** कर्त्री । **सिद्धे चैवमित्यादि** । **इयमिति** प्रत्यभिज्ञा । **तद्विकल्पस्येति** अग्नित्वादिसामान्यविकल्पस्य । **तदिति** अनुमानम् । प्रणालिकेयम्–तथाहि—नार्थं विना तादात्म्यतदुत्पत्तिरूपसम्बन्धप्रतिबद्ध-लिङ्गसद्भावः, न तद्विना तद्विषयं ज्ञानम्, न तज्ज्ञानमन्तरेण प्रागवधारितसंबन्धस्मरणम्, तदस्मरणे नानुमानमिति अर्थाव्यभिचारित्वात् भ्रान्तमप्यनुमानं प्रमाणमिति सौगताशयः । **तद्विकल्पस्येति** प्रत्यभिज्ञानविकल्पस्य । **इयमपीति** प्रत्यभिज्ञापि । **तथेति** प्रमाणम् ।

§१० अथ 'अयमनेन सदृशः' इति प्रत्यभिज्ञा, प्रत्यक्षं वा? क्वचित् किञ्चिदिति ब्रूमः । अनुभूततया परोक्षमप्येकं साक्षादिवाध्यवस्यतः पश्यतश्चापरं प्रत्यभिज्ञैवेयम् । भवति च परोक्षस्यापि साक्षादिवाऽध्यवसाये प्रत्यक्षसर्वनाम्ना परामर्शः 'एषोऽग्निरनुमीयते' 'अयमस्य वाक्यस्यार्थः' इति । उभयं तु प्रत्यक्षेण लक्षयतः प्रत्यक्षमेवैतदिति ॥६॥

§૧૦ બૌદ્ધ–'આ આના સરખો છે'—આ જ્ઞાન પ્રત્યભિજ્ઞા છે કે પ્રત્યક્ષ ?

જૈન-કોઈ સ્થળે પ્રત્યભિજ્ઞાસ્વરૂપ છે, તો કોઈ સ્થળે પ્રત્યક્ષરૂપ છે. પૂર્વે અનુભવેલ એક પરોક્ષ પદાર્થને સાક્ષાત્‌ની જેમ જાણનારનું અને અન્યનું દર્શન કરનારનું એ જ્ઞાન પ્રત્યભિજ્ઞાન જ છે. પરોક્ષ પદાર્થનો પણ સાક્ષાત્‌ની જેમ નિશ્ચય કરવામાં આવે ત્યારે પ્રત્યક્ષબોધક સર્વનામથી બોધ થાય છે, જેમકે—'આ અગ્નિનું અનુમાન કરાય છે' 'આ વાક્યનો આ અર્થ છે' વિગેરે. અર્થાત્ આવા સ્થળોમાં અગ્નિ આદિ પદાર્થો પરોક્ષ હોવા છતાં તેમને વિષે પ્રત્યક્ષ-બોધક 'આ' જેવા સર્વનામનો પ્રયોગ થયો છે.

અને જ્યાં ઉભયનું એટલે કે 'આ આના સરખો છે' એમાં બન્નેનું પ્રત્યક્ષ-દ્વારા દર્શન પુરુષને થતું હોય ત્યાં એ પ્રત્યક્ષ જ છે ૬.

(प०) अथ **'अयमनेन'** इत्यादि परवाक्यम् । **क्वचित् किञ्चिदिति** ब्रूम इति सूरिवाक्यम् । **भवति चे**त्यादिना पूर्वोक्तस्पष्टनम् । **अयमस्य वाक्यस्यार्थ** इति उच्चरितप्रध्वंसाद्वाक्यस्य परोक्षत्वम् ॥६॥

(टि०) **अध्यवस्यत** इति जानतः स्मरत इत्यर्थः । **अपरमिति** पूर्वावगतार्थसमानं द्वितीयमर्थमवलोकयतः ॥६॥

तर्कमपि कारणगोचरस्वरूपैः प्ररूपयन्ति—

**उपलम्भानुपलम्भसम्भवं त्रिकालीकलितसाध्यसाधनसंबन्धालम्बनं 'इद-मस्मिन् सत्येव भवति' इत्याद्याकारं संवेदनमूहापरनामा तर्कः ॥ ७ ॥**

§१ उपलम्भानुपलम्भाभ्यां प्रमाणमात्रेण ग्रहणाग्रहणाभ्यां सम्भव उत्पत्तिर्यस्येति कारणकीर्तनम्। त्रिकालीकलितयोः कालत्रयीवर्त्तिनोः साध्यसाधनयोर्गम्यगमकयोः सम्बन्धोऽविनाभावो व्याप्तिरित्यर्थः। स आदिर्यस्याशेषदेशकालवर्त्तिवाच्यवाचकसंबन्धस्यालम्बनं गोचरः यस्य तत् तथेति विषयाविष्करणम् 'इदमस्मिन् सत्येव भवति' इत्यादिशब्दाद् 'इदमस्मिन्नसति न भवत्येव' इत्याकारम्, साध्यसाधनसंबन्धालम्बनम् 'एवं जातीयः शब्द एवं जातीयस्यार्थस्य वाचकः', 'सोऽपि तथाभूतस्तस्य वाच्यः' इत्याकारं वाच्यवाचकभावालम्बनं च संवेदनमिहोपादीयतेति स्वरूपप्रतिपादनम्। एवंरूपं यद्वेदनं स तर्कः कीर्त्यते। ऊह इति च संज्ञान्तरं लभते।

તર્કનાં કારણ, વિષય અને સ્વરૂપનું નિરૂપણ—

**ઉપલબ્ધિ અને અનુપલબ્ધિથી ઉત્પન્ન થનાર, ત્રણે કાળના સાધ્ય અને સાધનના સંબંધ—વ્યાપ્તિને વિષય કરનાર, 'આ હોય તો જ આ હોય' એવા આકાર(સ્વરૂપ)વાળું જ્ઞાન તર્ક છે, જેનું બીજું નામ ઊહ છે. ૭.**

§૧ કોઈ પણ પ્રમાણથી પદાર્થનો ઉપલંભ-ગ્રહણ અને અનુપલંભ-અગ્રહણ જે થાય છે, તેનાથી જેનો સંભવ એટલે ઉત્પત્તિ છે, તે. આથી ઊહના કારણનું કથન થયું. ત્રણે કાળમાં રહેલ સાધ્ય અને સાધન અર્થાત્ ગમ્ય અને ગમકનો જે સંબંધ છે તે અવિનાભાવ કે વ્યાપ્તિ છે, તે. તથા ત્રિકાલવર્તી વાચ્યવાચકનો સંબંધ જેનો વિષય બને છે તે. આ વિષયનું નિરૂપણ થયું. 'આ હોય ત્યારે જ આ હોય' અને સૂત્રગત આદિ પદથી 'આ ન હોય તો આ પણ ન હોય'-એવા આકારનું પણ ગ્રહણ થયું. એટલે કે એ બન્ને પ્રકારના આકારવાળું જે સાધ્ય અને સાધનના સંબંધને વિષય કરનારું છે તે. તથા 'આવા પ્રકારનો શબ્દ આવા પદાર્થનો વાચક છે' અને 'આવા પ્રકારનો પદાર્થ આવા શબ્દનો વાચ્ય છે'-એવા આકારવાળું વાચ્યવાચકભાવને આલંબન કરનારું એટલે કે વાચ્યવાચકના સંબંધને વિષય કરનારું જે જ્ઞાન છે, તે અહીં સમજવાનું છે. આ પ્રકારના કથનથી તર્કના સ્વરૂપનું પ્રતિપાદન કર્યું, એટલે કે-આવા પ્રકારનું જે જ્ઞાન હોય તે તર્ક કહેવાય છે. અને 'ઊહ' એ તેનું બીજું નામ છે.

(प०) **सोऽपि तथाभूते**त्यादि गद्ये **सोऽपी**ति अर्थः। **तथाभूत** इति तच्छब्दवाच्यतया योग्यः।

(टि०) उपलम्भेत्यादि। **प्रमाणमात्रेणे**ति प्रत्यक्षादिना। **सोऽपी**ति अर्थः। **तथाभूत** इति एवंजातीयः सन्। **तथाभूतस्ये**ति एवंजातीयस्य शब्दस्य।

§२ ये तु ताथागताः प्रामाण्यमूहस्य नोहाञ्चक्रिरे तेषामशेषशून्यत्वपातकापत्तिः। आः! किमिदमकाण्डकूष्माण्डाडम्बरोड्डामरमभिधीयते! कथं हि तर्कप्रामाण्यानुपगममात्रेणेदृशमसमञ्जसमापनीपद्येत? शृणु! श्रावयामि किल। तर्काप्रामाण्ये तावन्नानु-

मानस्य प्राणाः, प्रतिबन्धप्रतिपत्त्युपायापायात्। तदभावे न प्रत्यक्षस्यापि। प्रत्यक्षेण हि पदार्थान् प्रतिपद्य प्रमाता प्रवर्त्तमानः क्वचन संवादाद् इदं प्रमाणम्' इति, अन्यत्र तु विसंवादाद् 'इदमप्रमाणम्' इति व्यवस्थाग्रन्थिमाबध्नीयात्। न खलूत्पत्तिमात्रेणैव प्रमाणाप्रमाणविवेकः कर्त्तुं शक्यः। तद्दशायां उभयोः सौसदृश्यात्। संवादविसंवादापेक्षायां च तन्निश्चये निश्चित एवानुमानोपनिपातः। न चेदं प्रतिबन्धप्रतिपत्तौ तर्कस्वरूपोपायापाये। अनुमानाध्यक्षप्रमाणाभावे च प्रामाणिकमानिनस्ते कौतस्कुती प्रमेयव्यवस्थापीत्यायाता त्वदीयहृदयस्येव सर्वस्य शून्यता। सापि वा न प्राप्नोति। प्रमाणमन्तरेण तस्या अपि प्रतिपत्तुमशक्यत्वादिति अहो! महति प्रकटकष्टसङ्कटे प्रविष्टोऽयं तपस्वी किं नाम कुर्यात्?

§२. બૌદ્ધો કે જેઓ ઊહ એટલે તર્કને પ્રમાણરૂપે સ્વીકારતા નથી, તો તેઓને સર્વશૂન્યતારૂપ પાતક(દોષ)ની આપત્તિ આવશે.

બૌદ્ધ—અરે! અકાલે-અવસર વિનાનો થોડીક ગરમીથી અહંકારપૂર્વક આટલો મોટો ઘોંઘાટ શો? (અર્થાત્ સમયને ઓળખ્યા વિના જેમ આવે તેમ આ શું બોલો છો?) તર્કરૂપ પ્રમાણ ન માનીએ એટલાથી આવું અસમંજસપણું એટલે કે સર્વશૂન્યતારૂપ પાતક કઈ રીતે આવશે?

જૈન: સાંભળો, અમે તે સંભળાવીએ છીએ. તર્કરૂપ પ્રમાણને નહિ માનવાથી પ્રથમ તો અનુમાનના પ્રાણ જ નહિ રહે-અર્થાત્ અનુમાન પ્રમાણ પણ સિદ્ધ નહિ થાય, કારણ કે-વ્યાપ્તિજ્ઞાનનો ઉપાય જ નહિ મળે. અર્થાત્ તર્ક પ્રમાણની સિદ્ધિ દ્વારા વ્યાપ્તિજ્ઞાનની સિદ્ધિ થાય છે. એટલે તર્કને પ્રમાણરૂપ ન માનો તો વ્યાપ્તિજ્ઞાન કઈ રીતે થાય? અને વ્યાપ્તિજ્ઞાન વિના અનુમાન પણ કઈ રીતે થાય? અને અનુમાન પ્રમાણનો અભાવ થઈ જાય તો પ્રત્યક્ષના પણ પ્રાણ નહિ રહે. કારણ કે-પ્રમાતા પુરુષ પ્રત્યક્ષથી પદાર્થોને જાણીને તેમાં પ્રવર્તમાન થાય ત્યારે કોઈ સ્થળે સંવાદ—સફલ પ્રવૃત્તિથી આ પ્રમાણરૂપ છે, અને વિસંવાદ—નિષ્ફલ પ્રવૃત્તિથી આ અપ્રમાણ રૂપ છે, એ પ્રમાણે વ્યવસ્થાની ગાંઠ વાળે છે. અર્થાત્ સંવાદ કે વિસંવાદથી પ્રત્યક્ષના પ્રામાણ્ય કે અપ્રામાણ્યનો નિશ્ચય કરે છે. પ્રત્યક્ષની ઉત્પત્તિ થાય એટલા માત્રથી કાંઈ પ્રત્યક્ષનો પ્રમાણ કે અપ્રમાણરૂપે વિવેક કરવો શક્ય નથી. કારણકે ઉત્પત્તિ કાળમાં તો પ્રત્યક્ષ જ્ઞાન, તેના પ્રામાણ્ય કે અપ્રામાણ્યનો નિર્ણય ન થયો હોઈ, તે પ્રમાણ હોય કે અપ્રમાણ હોય બન્ને સમાન જ છે એટલે તેમના પ્રામાણ્ય કે અપ્રામાણ્યના નિર્ણયમાં સંવાદ કે વિસંવાદની અપેક્ષા રહે જ છે. અને તે માનો તો અવશ્ય અનુમાન માનવું જ પડે છે. અને તે અનુમાન, જો વ્યાપ્તિજ્ઞાનનો ઉપાય તર્ક ન હોય તો થઈ શકતું નથી. એ પ્રમાણે અનુમાન અને પ્રત્યક્ષ પ્રમાણનો અભાવ થઈ જશે. અને આ રીતે અનુમાન અને પ્રત્યક્ષ પ્રમાણનો

અભાવ થતાં પોતાને પ્રામાણિક માનનાર હે બૌદ્ધ ! તમારા મતમાં પ્રમેયની વ્યવસ્થા (સિદ્ધિ) પણ કઈ રીતે થશે ? અર્થાત્ તર્ક ન માનવાથી તમારા મતમાં પ્રમાણ કે પ્રમેયની કશી વ્યવસ્થા થઈ શકશે નહિ. એટલે જ્ઞાનશૂન્ય તમારા હૃદયની જેમ સર્વની શૂન્યતા પણ પ્રાપ્ત થઈ ગઈ. અથવા પ્રમાણ વિના એ સર્વશૂન્યતાનો પણ નિશ્ચય કરી શકાતો નથી. આ રીતે તો આ અતિશય મોટા કષ્ટરૂપ સંકટમાં આવી પડેલા ગરીબ બિચારા તમે શું કરશો ?

(५०) **आः किमिदमि**त्यादि परवाक्यम्। **शृण्वि**ति सूरिवाक्यम्। **प्रतिबन्धे**त्यादिगद्ये **उपाय**शब्देनात्र तर्कः। **तदभावे** इति अनुमानाभावे। **न प्रत्यक्षस्या**पीत्यग्रे प्राणा इति योज्यम्। **आवध्नीयादि**ति एतच्चानुमानादेवेत्याशयः। **तद्दशायामि**ति उत्पत्तिदशायाम्। **उभयोरि**ति भ्रान्ताभ्रान्तयोः। **तन्निश्चये** इति प्रमाणाप्रमाणविवेकनिश्चये। **न चेदमि**त्यादिगद्ये न चेदमनुमानं प्रवर्त्तते इति भावः। **प्रतिबन्धप्रतिपत्तौ तर्कस्वरूपोपायापाये** इति। अथोत्पत्तिमात्रेण प्रामाण्याप्रमाण्यविवेकाभावेऽपि संवादविसंवादाभ्यां तद्विवेको भविष्यति। आचार्यः— एवं चेत्, तन्निश्चयार्थमनुमानमवश्यमेव कार्यम्। यथा सत्यमिदं संवादात्; असत्यमिदं विसंवादात्। अनुमानं च तर्काभावे प्रतिबन्धप्रतिपत्तौ न समर्थमिति भावः। **सापी**ति सर्वशून्यता। **प्रमाणमन्तरेणे**त्यादि। तर्काऽभावे नानुमानम्। अनुमानाभावे च न प्रत्यक्षमपि इति प्रमाणाभावः।

(टि०) **तेषामिति तथागतानाम्। कथं हि तर्के**त्यादि। **ईदृशमि**ति सर्वशून्यत्वपातकरूपम्। **तदभावे** इति अनुमानाऽभावे। **प्रत्यक्षस्यापी**ति न प्राणा इति संबन्धः। **तद्दशायामि**ति उत्पत्त्यवस्थायाम्। **उभयोरि**ति प्रमाणाऽप्रमाणयोः। **सौसदृश्यादि**ति समानभावात्। **तन्निश्चये** इति प्रामाण्याऽप्रामाण्यनिर्णये। **इदमिति** अनुमानम्। **सापि** वेति अथवा सर्वशून्यतापि। **तस्या अपी**ति सर्वशून्यताया अपि। **अयमिति तथागतः। तपस्वी**ति वराकः।

§ ३ अथ

"धूमाधीर्वह्निविज्ञानं धूमज्ञानमधीस्तयोः।
प्रत्यक्षानुपलम्भाभ्यामिति पञ्चभिरन्वयः" ॥१॥

निर्णेष्यते। अनुपलम्भोऽपि प्रत्यक्षविशेष एवेति प्रत्यक्षमेव व्याप्तितात्पर्यपर्यालोचनचातुर्यवर्यम्, किं तर्कोपक्रमेणेति चेत्। ननु प्रत्यक्षं तावन्नियतधूमाग्निगोचरतया प्राक् प्रावृतत्। तद्यदि व्याप्तिरपि तावन्मात्रे एव स्यात्तदाऽनुमानमपि तत्रैव[1] प्रवर्त्तेतेति कुतस्त्यं धूमान्महीधरकन्धराऽधिकरणाशुशुक्षणिलक्षणम्?

§ ४ तद्बलाद् बभूवान् विकल्पः सार्वत्रिकीं व्याप्तिं पर्याप्नोति निर्णेतुमिति चेत्। को नामैवं नामंस्त, तर्कविकल्पस्योपलम्भानुपलम्भसम्भवत्वेन स्वीकारात्। किन्तु व्याप्तिप्रतिपत्तावयमेव प्रमाणं कक्षीकरणीयः। अथ तथाप्रवर्त्तमानोऽयं प्राक्प्रवृत्तप्रत्यक्षव्यापारमेवाभिमुखयतीति तदेव तत्र प्रमाणम् इति चेत्। तर्हि अनुमानमपि लिङ्गग्राहिप्रत्यक्षस्यैव व्यापारमामुखयतीति तदेव वैश्वानरवेदने प्रमाणम्, नानुमानम् इति किं न

१ 'मात्रैव मु।

स्यात् ? अथ कथमेवं वक्तुं शक्यम् ? लिङ्गप्रत्यक्षं हि लिङ्गगोचरमेव, अनुमानं तु साध्यगोचरम् इति कथं तत् तद्व्यापारमामुखयेत् ? तर्हि प्रत्यक्षं पुरोवर्त्तिस्वलक्षणेक्षणक्षुण्णमेव, तर्कविकल्पस्तु साध्यसाधनसामान्यावमर्षमनीषीति कथं सोऽपि तद्व्यापारमुद्दीपयेत् !

§૩ બૌદ્ધ—કાર્યકારણની અન્વયવ્યાપ્તિનું જ્ઞાન ઉપલંભ-પ્રત્યક્ષ અને અનુપલંભના પંચકથી થાય છે, તે આ પ્રમાણે-(૧) પહેલાં ધૂમનો અનુપલમ્ભ. એટલે અગ્નિ અને ધૂમ બન્નેથી રહિત છતાં દશ્ય ભૂતલાદિ પદાર્થમાં ધૂમાભાવનું જ્ઞાન. ત્યાર બાદ ક્રમે (૨) વહ્નિવિજ્ઞાન અગ્નિનો ઉપલમ્ભ, (૩) ધૂમજ્ઞાન-ધૂમનો ઉપલમ્ભ. (૪) અગ્નિનો અનુપલમ્ભ (૫ અને ધૂમનો અનુપલમ્ભ

અહીં અનુપલમ્ભ પણ પ્રત્યક્ષવિશેષ (પ્રત્યક્ષના ભેદરૂપ) જ છે, માટે પ્રત્યક્ષ જ વ્યાપ્તિજ્ઞાનના રહસ્યને વિચારવા સમર્થ છે. તો પછી તર્કને સ્વીકારવાનું શું પ્રયોજન છે ? અર્થાત્ આ રીતે પ્રત્યક્ષથી જ વ્યાપ્તિજ્ઞાન થઈ જાય છે, તો વ્યપ્તિજ્ઞાનમાં તર્કની કોઈ જાતની ઉપયોગિતા નથી

જૈન—પ્રત્યક્ષ પ્રમાણ તો નિયત ધૂમાગ્નિવિષયમાં પ્રવૃત્ત થયેલું છે અને જો વ્યાપ્તિ પણ એટલાની જ હોય-અર્થાત્ નિયત ધૂમ અને અગ્નિની જ હોય તો અનુમાન પણ ત્યાં જ એટલે કે નિયત ધૂમ-અગ્નિમાં જ થશે. તો પછી પર્વતની કંદરામાં રહેલ અગ્નિનું જ્ઞાન ધૂમથી કઈ રીતે થઈ શકશે ?

§૪ બૌદ્ધ—નિયતવિષયક પ્રત્યક્ષના બળથી ઉત્પન્ન થયેલ વિકલ્પ જ સર્વદેશકાલની વ્યાપ્તિનો નિર્ણય કરવાને સમર્થ છે.

જૈન—એવું કોણ નથી માનતું ? અર્થાત્ અમારું કથન પણ એ જ છે. એટલેકે-અમોએ પણ ઉપલમ્ભ (પ્રત્યક્ષ) અને અનુપલમ્ભ(પ્રત્યક્ષવિશેષ થી ઉત્પન્ન થનાર તર્કરૂપ વિકલ્પ માનેલ છે. પણ સાથે સાથે અમારું એટલું જ કહેવું છે કે-વ્યાપ્તિજ્ઞાનમાં તો તે તર્કરૂપ વિકલ્પને જ પ્રમાણરૂપ માનવો જોઈએ.

બૌદ્ધ—પ્રત્યક્ષથી ઉત્પન્ન થએલ તર્કરૂપ વિકલ્પ પૂર્વે થઈ ગયેલ પ્રત્યક્ષના વ્યાપારને જ અભિમુખ કરે છે-માટે પ્રત્યક્ષને જ વ્યાપ્તિજ્ઞાનમાં પ્રમાણરૂપ માનવું જોઈએ, પણ તર્કરૂપ વિકલ્પને નહિ.

જૈન—જો એમ હોય તો અનુમાન પણ લિંગ-હેતુગ્રાહી પ્રત્યક્ષના વ્યાપારને જ અભિમુખ કરતું હોવાથી ત્યાં-વહ્નિવિજ્ઞાનમાં પણ પ્રત્યક્ષ જ પ્રમાણ બનશે પરંતુ અનુમાન નહિ થાય, એવું કેમ ન કહી શકાય ?

બૌદ્ધ—એમ કેમ કહેવાય ? કારણકે-લિંગગ્રાહી પ્રત્યક્ષ તો લિંગવિષયક જ હોય છે, અને અનુમાન તો સાધ્યવિષયક હોય છે, માટે અનુમાન લિંગગ્રાહી પ્રત્યક્ષના વ્યાપારને અભિમુખ કઈ રીતે કરી શકે ?

જૈન—તો પછી પ્રત્યક્ષ પણ સન્મુખ રહેલ પોતાના વિષયને જ જાણવામાં સમર્થ છે, અને તર્કરૂપ વિકલ્પ તો-સાધ્યસાધનસામાન્યના-(સમસ્ત સાધ્ય

સાધનના) જ્ઞાનમાં સમર્થ છે, માટે તે પણ પ્રત્યક્ષના વ્યાપારને કેમ ઉદ્દીપન (અભિમુખ) કરી શકે ?

(प०) अथ "**धूमे**त्यादि परवाक्यम् । **प्रत्यक्षविशेष एवे**त्यग्रे हेतोरिति शेषः । **नन्वि**ति सूरिः । **नियतधूमाग्निगोचरतये**ति महानसादिनियतदेशस्थितौ धूमाग्नी गोचरो यस्य स तथा तस्य भावस्तत्ता, तथा । **तावन्मात्रे एवे**ति नियतधूमाग्निगोचरे एव । **तत्रैवे**ति नियतदेशे एव । **कुतस्त्यमि**त्यादौ **लक्षणमि**ति ज्ञानम्, तत्र प्रत्यक्ष(क्षा)प्रवृत्तेरित्याशयः ।

**तद्बलादि**ति प्रत्यक्षबलात् । **निर्णेतुमि**ति काल्पनिकत्वाद्विकल्पस्य । **को नामैवमि**त्यादि सूरिवाक्यम् । **अयमेवे**ति तर्क एव । **तथे**ति उपलम्भानुपलम्भसम्भवत्त्वेन । **तदेवे**ति प्रत्यक्षम् । **तत्रे**ति व्याप्तिप्रतिपत्तौ । **तर्ही**त्यादिनाचार्यः प्रसङ्गमुत्पादयति । **तदेवे**ति लिङ्गग्राहिप्रत्यक्षम् । **अथ कथमि**त्यादि परवाक्यम् । **तदि**ति अनुमानम् । **तद्व्यापारमि**ति लिङ्गप्रत्यक्षस्य व्यापारम् । **तर्ही**त्यादि सूरिः । **सोऽपी**ति तर्कः । **तद्व्यापारमि**ति प्रत्यक्षव्यापारम् ।

(टि०) **अथ "धूमाधीरि**त्यादि ॥ द्वौ उपलम्भौ, त्रयश्चानुपलम्भाः । उपलम्भः प्रत्यक्षमित्येकोर्थः । प्रत्यक्षं द्विभेदं वह्निविज्ञानधूमज्ञान-लक्षणम् । अनुपलम्भस्त्रिभेदः । तथा च पूर्वं **धूमाधीः** धूमेऽबुद्धिर्धूमादर्शनादेव । **तयोरि**ति वह्निविज्ञानधूमज्ञानयोः **अधीर**नुपलब्धिरज्ञानमित्यर्थः । प्रत्यक्षं चानुपलम्भश्च प्रत्यक्षानुपलम्भौ ताभ्याम् ॥ **ननु प्रत्यक्षमि**त्यादि । * कार्यहेतौ तावद् व्याप्तेः प्रतिपत्तिः प्रत्यक्षानुपलम्भपञ्चकाज्जायते । अग्निधूमव्यतिरिक्तेषु हि परिदृश्यमानेष्वपि भूतलादिषु प्रथमं धूमस्यानुपलम्भ एकः । तदनन्तरमग्नेरुपलम्भः, ततो धूमस्येत्युपलम्भद्वयम् । पश्चादग्नेरनुपलम्भोऽनन्तरं धूमस्यानुपलम्भ इति द्वावनुपलम्भौ । अनुपलम्भोपि प्रत्यक्षविशेष एव लक्षयितव्यः । इत्थं प्रत्यक्षानुपलम्भपञ्चकेनैकस्यामपि व्यक्तौ कारणभावावगमो भवति 'अग्नेः कार्यं धूमः' इति । यश्च यत्कार्यः स तेन नियतः । यदि तेन नियतो न स्यात् तदा तन्निरपेक्षत्वात् नित्यं सत्त्वमसत्त्वं वा तस्य स्यात् । ततश्चायमर्थः संपन्नः-यो यस्मादुत्पन्नः सकृदप्युपलब्धः स तस्मादेव नान्यस्मादिति प्रत्यक्षानुपलम्भपञ्चकात्कार्यहेतौ सार्वत्रिकाऽविनाभावप्रतीतिरुपजायते इति **धूमाधीरि**त्यादेर्व्याख्या **स्याद्वादरत्नाकरे*** । **तावन्मात्रे** इति नियतधूमाग्निगोचर एव । **तत्रैवे**ति नियतधूमाग्निगोचर एव । **तद्बलादि**ति प्रत्यक्षबलात् । **बभूवानि**ति संजात उत्पन्नः । **सार्वत्रिकीमि**ति सर्वत्रभवां प्रत्यक्षाद्विकल्पो जायते विकल्पेन सार्वत्रिकीव्याप्तिर्निर्णीयते । **तर्कविकल्पस्ये**ति तर्करूपो विकल्पस्तर्कविकल्पस्तस्य । **अयमेवे**ति तर्कविकल्प एव । **अथ तथे**त्यादि ॥ **अयमि**ति तर्कविकल्पः । **तदेवे**ति प्रत्यक्षम् । **तत्रे**ति व्याप्तिप्रतिपत्तौ । **तदेवे**ति लिङ्गग्राहिप्रत्यक्षम् । **कथं तदि**ति अनुमानम् । **तद्व्यापारे**ति लिङ्गग्राहिप्रत्यक्षव्यापारम् । **सोऽपी**ति तर्कविकल्पः । **तद्व्यापारमि**ति प्रत्यक्षव्यापारम् ।

§ ५ अथ सामान्यममान्यमेव, असत्त्वादिति कथं तत्र प्रवर्तमानस्तर्कः प्रमाणं स्याद् इति चेत् । अनुमानमपि कथं स्यात् ? तस्यापि सामान्यगोचरत्वाव्यभिचारात् "अन्यत् सामान्यलक्षणं सोऽनुमानस्य विषयः" [ न्यायबिन्दु १. १६, १७ ] इति धर्मकीर्त्तिना कीर्त्तनात् ।

---

* एतच्चिह्नान्तर्गतोंऽशो नास्ति डे३प्रतौ ।

§ ६ तत्त्वतोऽप्रमाणमेवैतद्, व्यवहारेणैवास्य प्रामाण्यात्, "सर्व एवायमनुमानानुमेयव्यवहारो बुद्ध्यारूढेन धर्मधर्मिन्यायेन" इति वचनादिति चेत् । तर्कोऽपि तथाऽस्तु । अथ नायं व्यवहारेणापि प्रमाणम्, सर्वथा वस्तुसंस्पर्शपराङ्मुखत्वात् इति चेत् । अनुमानमपि तथाऽस्तु । अवस्तुनिर्भासमपि परम्परया पदार्थप्रतिन्बधात् प्रमाणमनुमानमिति चेत्, किं न तर्कोऽपि । अवस्तुत्वं च सामान्यस्याद्यापि केसरिकिशोरवक्त्रक्रोडदंष्ट्राङ्कुराकर्षायमाणमस्ति । सदृशपरिणामरूपस्यास्य प्रत्यक्षादिपरिच्छेद्यत्वात् इति तत्त्वत एवानुमानम्, तर्कश्च प्रमाणम् प्रत्यक्षवदिति पाषाणरेखा ॥७॥

§५ બૌદ્ધ—સામાન્ય તો અસત્ છે. માટે તે અમોને માન્ય નથી. તો સામાન્યમાં પ્રવર્તમાન તર્ક કઈ રીતે પ્રમાણરૂપ હોઈ શકે?

જૈન—તો પછી અનુમાન પણ કઈ રીતે પ્રમાણરૂપ થઈ શકશે? કારણકે- અનુમાન પણ સામાન્યને જ વિષય કરે છે, કારણકે- ધર્મકીર્તિએ કહ્યું છે કે- "સ્વલક્ષણથી ભિન્ન છે, તે સામાન્ય છે, અને તે અનુમાનનો વિષય છે."

§૬ બૌદ્ધ – તે બરાબર છે, પણ અનુમાન તાત્ત્વિક રીતે તો અપ્રમાણ જ છે. માત્ર વ્યવહારથી જ તેનું પ્રામાણ્ય છે. કારણકે-કહ્યું છે કે-"અનુમાન અને અનુમેયરૂપ આ સઘળો વ્યવહાર બુદ્ધિમાં આરૂઢ ધર્મ-ધર્મિના ન્યાયથી છે, પરંતુ વાસ્તવિક નથી."

જૈન—તો પછી તર્ક પણ એ જ રીતે વ્યવહારથી પ્રમાણ થાય.

બૌદ્ધ—તર્ક તો વ્યવહારથી પણ પ્રમાણ નથી. કારણકે તે વસ્તુની સાથે સર્વથા સંબંધ રહિત છે.

જૈન—અનુમાન પણ વસ્તુ સાથે સંબંધ રહિત હોવાથી તે પણ વ્યવહારથી પ્રમાણ નહિ થાય.

બૌદ્ધ—જો કે અનુમાન અવસ્તુરૂપ સામાન્યનું બોધક છે, તો પણ તેનો પરંપરાએ વસ્તુ સાથે સંબંધ હોવાથી તે પ્રમાણરૂપ છે.

જૈન—તે જ રીતે તર્ક પણ પ્રમાણરૂપ કેમ નહિ થાય? વળી, સામાન્યમાં અવસ્તુતા સિદ્ધ કરવી એ તો કેસરી સિંહના બચ્ચાના મુખમાંથી દાઢો ખેંચવા જેવું છે. અર્થાત્ કેસરીસિંહના બચ્ચાની દાઢો કાઢવી એ સરલ નથી તેમ સામાન્યમાં અવસ્તુત્વની સિદ્ધિ કરવી સરલ નથી. કારણકે સદૃશ પરિણામરૂપ સામાન્ય પ્રત્યક્ષાદિ પ્રમાણોથી સિદ્ધ છે. માટે પ્રત્યક્ષની જેમ અનુમાન અને તર્ક એ બન્ને તાત્ત્વિક પ્રમાણરૂપ છે. આ પાષાણમાં કોરેલી રેખા છે. અર્થાત્ કોઇ પણ તેનું ખંડન કરવા સમર્થ નથી. ૭.

(प०) अथेत्यादि परः। तत्रेति सामान्ये। अन्यदिति स्वलक्षणादपरम्। कीर्त्तनादिति न्यायबिन्दौ तर्कशास्त्रे।

---

१ पदार्थे मु पु १

**तत्त्वत** इत्यादि परवाक्यम् । **अस्येति** अनुमानस्य । **अथ नेत्यादि** परवाक्यम् । **अयमिति** तर्कः । **वस्त्वति** स्वलक्षणस्याख्या । **अनुमानमित्यादि** सूरिः । **अवस्त्विव**त्यादि परः । **पदार्थप्रतिबन्धादिति** स्वलक्षणपर्यवसानात् । **अनुमानमिति** भवद्बुच्या । **तर्कश्च प्रमाणमिति** अस्मद्बुच्या ॥७॥

टि०) **तत्रेति** सामान्ये । **तस्यापीति** अनुमानस्यापि । **अन्यदिति** वस्तु द्विधा स्वलक्षणलक्षणं[1] सामान्यलक्षणं च । तत्र स्वलक्षणलक्षणं वस्तु प्रत्यक्षविषयः । अन्यत् सामान्यलक्षणमनुमानस्य विषयः । **एतदिति** अनुमानम् । **अस्येति** अनुमानस्य । **तथेति** व्यवहारेण प्रमाणं भवतु । **अथ नायमिति** तर्कः **तथास्त्विवति** अप्रमाणं भवतु, सर्वथावस्तुसंस्पर्शपराङ्मुखत्वात् । **अवस्तुनिर्भासमपीति** सामान्यनिर्भासमपि । **केसरिकिशोरेति** यदसत्तदसि सामान्यं निर्मूलमुन्मूलयितुमिच्छुस्त्वम्, तत् सिंह(हं) परिभूय तद्वक्त्रदंष्ट्रापकर्षणं चिकीर्षुः । तथा चोक्तम्—

"आस्वादितद्विरदशोणितशोणशोभां
सन्ध्यारुणामिव कलां शशलाञ्छनस्य ।
जृम्भाविदारितमुखस्य मुखात् स्फुरन्तीं
को हर्तुमिच्छति हरेः परिभूय दंष्ट्राम् ॥"

**अस्येति** सामान्यस्य ॥७॥

अत्रोदाहरन्ति—

**यथा यावान् कश्चिद् धूमः स सर्वो वह्नौ सत्येव भवतीति,**
**तस्मिन्नसत्यसौ न भवत्येव ॥ ८ ॥**

अत्राद्यमुदाहरणमन्वयव्याप्तौ, द्वितीयं तु व्यतिरेकव्याप्तौ ॥८॥

તર્કનું ઉદાહરણ—

**'જે કેઈ ધૂમ છે તે સર્વ અગ્નિ હોય તો જ હોય છે', 'તે ન હોય તો હોતો જ નથી.' ૮.**

§૧. આ સૂત્રમાં પ્રથમ દૃષ્ટાન્ત અન્વયવ્યાપ્તિનું છે, અને બીજું દૃષ્ટાન્ત વ્યતિરેક વ્યાપ્તિનું છે. ૮.

अथानुमानस्य लक्षणार्थं तावत् प्रकारौ प्रकाशयन्ति—

**अनुमानं द्विप्रकारं स्वार्थं परार्थं च ॥९॥**

§ १ नन्वनुमानस्याध्यक्षस्येव सामान्यलक्षणमनाख्यायैव कथमादित एव प्रकारकीर्त्तनमिति चेत् ? उच्यते । परमार्थतः स्वार्थस्यैवानुमानस्य भावात् । स्वार्थमेव ह्यनुमानं कारणे कार्योपचारात् परार्थं कथ्यते । यद्वक्ष्यन्ति तत्रभवन्तः "पक्षहेतुवचनात्मकं परार्थमनुमानमुपचारात्" [ ३. २३ ] इति । नहि गोः, उपचरितगोत्वस्य च वाहीकस्यैकं लक्षणमस्ति । यत्पुनः स्वार्थेन तुल्यकक्षतयाऽस्योपादानम्, तद्वादे शास्त्रे चानेनैव व्यवहारात्, लोकेऽपि च प्रायेणास्योपयोगात् तद्वत् प्राधान्यख्यापनार्थम् ।

१ स्वलक्षणं सामा°–दे ।

§ २ तत्र अनु हेतुग्रहणसंबन्धस्मरणयोः पश्चान्मीयते परिच्छिद्यतेऽर्थोऽनेनेत्यनुमानम् । स्वस्मै प्रमातुरात्मने इदम्, स्वस्य वार्थोऽनेनेति स्वार्थम् । स्वावबोधनिबन्धनमित्यर्थः । एवं परार्थमपि ।

અનુમાનના લક્ષણને જણાવવા માટે પ્રથમ તેના બે ભેદનું નિરૂપણ—

**અનુમાન બે પ્રકારે છે-સ્વાર્થાનુમાન અને પરાર્થાનુમાન. ૯.**

§૧ શંકા—પ્રત્યક્ષની જેમ અનુમાનનું સામાન્ય લક્ષણ જણાવ્યા સિવાય પ્રથમથી જ તેના ભેદ કેમ કહ્યા ?

**સમાધાન**—પરમાર્થથી-વાસ્તવિક રીતે તો સ્વાર્થાનુમાનરૂપ એક જ અનુમાન છે. પણ કારણમાં કાર્યનો ઉપચાર કરીને સ્વાર્થાનુમાનને જ પરાર્થાનુમાન કહેવામાં આવે છે. એ પ્રમાણે સૂત્રકાર પોતે જ '**पक्षहेतुवचनात्मकं परार्थानुमानमुपचारात्**' (૩.૨૩) એ સૂત્રમાં કહેશે. ગૌ (બળદ) અને ઉપચારથી જેને ગૌ કહેવામાં આવે છે એવા વાહીક(મજુર)નું એક જ લક્ષણ હોતું નથી. પણ સૂત્રમાં સ્વાર્થાનુમાનની તુલ્ય કક્ષાએ પરાર્થાનુમાન જે રીતે મૂકવામાં આવેલ છે તેનું કારણ એ છે કે-વાદમાં અને શાસ્ત્રમાં પણ પરાર્થાનુમાનથી જ વ્યવહાર થાય છે, અને લોકમાં પણ પ્રાયઃ પરાર્થાનુમાનનો ઉપયોગ છે, એટલે પરાર્થાનુમાનની પણ સ્વાર્થાનુમાનની જેમ પ્રધાનતા જણાવવી.

§૨. **अनु** એટલે હેતુનું ગ્રહણ અને સંબંધનું સ્મરણ થયા પછી **मीयते**-જેનાથી પદાર્થનું જ્ઞાન થાય તે અનુમાન છે. સ્વ અર્થે જે અનુમાન એટલે કે પ્રમાતાને પોતાને માટે જે અનુમાન અથવા સ્વનો અર્થ જેથી સરે તેવું અનુમાન એટલે કે જેથી સ્વયં પ્રમાતાનું પ્રયોજન સિદ્ધ થાય તેવું અનુમાન તે સ્વાર્થાનુમાન છે. સારાંશ એ છે કે પ્રમાતાના પોતાના જ્ઞાનમાં જે કારણ હોય તે. પરાર્થાનુમાનની વ્યુત્પત્તિ પણ સ્વાર્થાનુમાનની જેમ સમજી લેવી.

(प०) **यद् वक्ष्यन्तीति** इहैव परिच्छेदे । **अनुमानमुपचारादिति** पक्षहेतुवचनस्य जडरूपतया मुख्यतः प्रामाण्यायोगे सत्युपचारादित्युक्तम् । कारणे कार्योपचारात्—प्रतिपाद्यगतं हि यत् ज्ञानं तस्य कारणं पक्षादिवचनम् । कार्ये कारणोपचाराद्वा—प्रतिपादकगतं हि यत् स्वार्थानुमानं तस्य कार्यं पक्षादिवचनमिति मर्म । **न हि गोरित्यादि** । अत्रोपदेशः—यदि हि प्रथममनुमानस्य सामान्यलक्षणं कथ्येत तदा द्वयोरप्यनुमानयोरेकमेव लक्ष्यं स्यात्, अस्ति च पृथक् । **तद्वदिति** स्वार्थानुमानवत् । **तत्रेति** उपप्रदर्शने ।

(टि) **स्वार्थमेवेत्यादि** ॥[1]**कारणे** इति वचनरूपापन्ने । **कार्योपचारादिति** कार्यस्य ज्ञानस्य उपचारात् । **कारणे कार्योपचारात्**—कोऽर्थः ? प्रतिपाद्यगतं यज्ज्ञानं तस्य कारणं पक्षादिवचनम्, कार्ये कारणोपचाराद्वा—प्रतिपादकगतं हि यत् स्वार्थानुमानं तस्य कार्यं पक्षादिवचनमित्यर्थः । **उपचारादिति** पक्षहेतुवचनस्य जडरूपतया मुख्यतः प्रामाण्यायोगे सति उपचा-

---

१ "**प्रतिबन्धादिति** स्वलक्षणपर्यवसानात् प्रमाणमिति योज्यं तस्यापि तथारूपत्वात् । **परमार्थत** इति । यदि हि अनुमानसामान्यलक्षणं कथ्यते तदा द्वयोरप्यनुमानयोरेकमेव लक्षणं स्यात्, अस्ति च पृथक्" इत्यधिकं देप्रतौ ।

रादित्युक्तम् । **वाह्रीकस्येति** भारवाहकस्य, भारवाहकत्वाद् 'अयं गौः' इति केनाप्युक्तस्य । **अस्येति** परार्थस्यानुमानस्य । **अनेनेति** वचनरूपापन्नेन परार्थेन । 'अस्यैवेति परार्थस्यैव ॥ **तद्वदिति** स्वार्थानुमानवत् ॥

§ ३ अत्र चार्वाकश्चर्चयति—नानुमानं प्रमाणम्, गौणत्वात् । गौणं ह्यनुमानम्, उपचरितपक्षादिलक्षणत्वात् । तथाहि—

"ज्ञातव्ये पक्षधर्मत्वे पक्षो धर्म्यभिधीयते ।
व्याप्तिकाले भवेद्धर्मः साध्यसिद्धौ पुनर्द्वयम्" ॥ १ ॥ इति ।

अगौणं हि प्रमाणं प्रसिद्धम्, प्रत्यक्षवदिति ।

§ ४ तत्रायं वराकश्चार्वाकः स्वारूढां शाखां खण्डयन्नियतं भौतमनुकरोति । गौणत्वादिति हि साधनमभिदधानो ध्रुवं स्वीकृतवानेवायमनुमानं प्रमाणमिति कथं² तदेव दलयेत् ? न च पक्षधर्मत्वं हेतुलक्षणमाचक्ष्महे येन तत्सिद्धये साध्यधर्मविशिष्टे धर्मिणि प्रसिद्धमपि पक्षत्वं धर्मिण्युपचरेम, अन्यथाऽनुपपत्त्येकलक्षणत्वाद्धेतोः । नापि व्याप्तिं पक्षेणैव ब्रूमहे, येन तत्सिद्धये धर्मे तदारोपयेमहि । साध्यधर्मेणैव तदभिधानात् ।

§३. ચાર્વાક—અનુમાન પ્રમાણરૂપ નથી, કારણ કે તે ગૌણ છે. અનુમાન ગૌણ જ છે, કારણ કે તેના પક્ષાદિ ઔપચારિક છે. તે આ પ્રમાણે–હેતુની પક્ષધર્મતા જાણવી હોય ત્યારે ધર્મીને પક્ષ કહેવામાં આવે છે, અર્થાત્ હેતુનું લક્ષણ છે કે તે પક્ષનો ધર્મ હોવો જોઈએ. આ પ્રસંગે પક્ષ શબ્દથી ધર્મી સમજવાનો છે. પણ વ્યાપ્તિ પ્રસંગમાં પક્ષ એટલે ધર્મ છે. અર્થાત્ જ્યારે વ્યાપ્તિનું ગ્રહણ કરવાનું હોય છે, ત્યારે પક્ષ શબ્દનો અર્થ ધર્મ છે. જેમકે જ્યાં જ્યાં ધૂમાડો છે ત્યાં ત્યાં અગ્નિ છે એવી વ્યાપ્તિ આપણે કરીએ છીએ ત્યારે પર્વતરૂપ ધર્મીનો અગ્નિરૂપ ધર્મ પક્ષ મનાયો છે પણ પર્વતરૂપ ધર્મી નહિ અને વળી સાધ્યસિદ્ધિમાં તો ધર્મ અને ધર્મી બન્ને પક્ષ શબ્દના વાચ્ય બને છે. અર્થાત્ ધૂમ હેતુથી માત્ર વહ્નિ નહિ પણ પર્વત અને વહ્નિનો સમુદાય સિદ્ધ થાય છે. આ પ્રકારે પક્ષ શબ્દનો ત્રણેય પ્રસંગે જુદો જુદો અર્થ થાય છે. તેથી અનુમાન ગૌણ પ્રમાણરૂપે સિદ્ધ થાય છે, અને પ્રમાણ તો પ્રત્યક્ષની જેમ અગૌણ જ હોવું જોઈએ.

§૪ જૈન—આ ગરીબ બિચારો ચાર્વાક જે ડાળ ઉપર બેઠો છે તે જ ડાળને કાપનાર ભૂત(જડ)નું જ અનુકરણ કરી રહ્યો છે. કારણ કે–'તે ગૌણ છે' એવા હેતુનું કથન કરીને તેણે અનુમાનને પ્રમાણરૂપે અવશ્ય સ્વીકાર્યું જ છે. તો તેનું ખંડન કઈ રીતે કરી શકે ? વળી, હેતુ પક્ષનો ધર્મ હોવો જોઈએ એવું અમે માનતા પણ નથી. અમારે મતે સાધ્યધર્મથી યુક્ત ધર્મી જ પક્ષ તરીકે પ્રસિદ્ધ છે તેથી હેતુને પક્ષનો ધર્મ સિદ્ધ કરવા માટે કેવળ ધર્મીને ઉપચારથી પક્ષ કહેવો

१ **अस्य**–इति स्थाने टिप्पणकारेण **अस्यैव** इति संमतः पाठः । २ कथमेतदेव **मु पु** ।

પડતો નથી કારણ કે અમારે મતે તો હેતુનું લક્ષણ એકમાત્ર અન્યથાનુપપત્તિ છે. તેમ જ વ્યાપ્તિનો સંબંધ પણ અમે પક્ષ સાથે કરતા નથી, આથી વ્યાપ્તિની સિદ્ધિ માટે અમારે ધર્મને પક્ષ કહેવો પડતો નથી. અમે તો હેતુની વ્યાપ્તિનો સંબંધ સાધ્યધર્મ સાથે કહીએ છીએ.

(प०) **उपचरितपक्षादिलक्षणत्वा**दिति उपकल्पितपक्षादिलक्षणत्वात् । **पक्षधर्मत्वे** इति हेतोः सत्के । **धर्मी**ति पर्वतादिः । **धर्म** इति वह्निमत्त्वादिः । इहापि चेत् साध्यधर्मविशिष्टो धर्मी पक्ष उच्येत तदा यत्र यत्र धूमस्तत्र तत्र चित्रभानोरिव धरित्रीधरस्याप्यनुवृत्तिः आप्नुयादिति गर्भार्थः । **साध्यसिद्धौ पुनर्द्वय**मिति साध्यसिद्धौ पञ्चावयवप्रयोगावसरे पुनर्द्वयम् । कोऽर्थः ? साध्यधर्मविशिष्टो धर्मी पक्ष उच्यते ।

**भौत**मिति भूताविष्टम् । **तदे**वेति अनुमानमेव । **उपचरेमे**त्यतः पुरो वाक्यारम्भे अस्मन्मते इति गम्यम् । **पक्षेणै**वेति मुकुलितेनैव । **येने**ति कारणेन । **तत्सिद्धये** इति व्याप्तिसिद्धये । **धर्मे** इति वह्निमत्त्वादौ । **तद्**िति पक्षत्वम् । **आरोपयेमही**त्यस्य पुरः किन्त्विवति शेषः । **तदभिधाना**दिति व्याप्त्यभिधानादस्माकम् ।

**ज्ञातव्ये** इत्यादि । **हेतुलक्षणे** निश्चेतव्ये धर्मिमात्रे समुदायोपचारात् पक्षशब्दो वर्त्तते, मुख्यपक्षैकदेशत्वं चात्र समुदायोपचारनिमित्तमिति । न च साध्यधर्मिणोऽन्यत्र न पक्षत्वप्रसंगः । तथा व्याप्तिग्रहणकाले धर्म्मी पक्षो न भवति । यतो दृष्टान्ते धर्मिणाऽव्याप्तो हेतुर्न सिद्धः, अत एव धर्म्मधर्म्मिसमुदायोऽपि व्याप्तिग्रहणकाले न पक्षो धर्म्ममात्रं तु युक्तम् । धर्मेणैव दृष्टान्ते हेतुर्व्याप्तो यतः । साध्यप्रतीतिकालेऽपि धर्म्ममात्रं न पक्षोपि तु समुदायः, निराधारस्य धर्म्मस्याऽसिद्धेः । नापि धर्मिमात्रं पक्षो धर्मिणः पक्षत्वेन पक्षधर्मग्रहणकाल एव सिद्धत्वात् । ततः साध्यप्रतीतिकाले धर्मधर्मिसमुदाय एव पक्षो युक्तः ।

(टि०) **येन तत्सिद्धये** इत्यादि ॥ **तत्सिद्धये** इति पक्षधर्मत्वसिद्धये । **धर्मिणी**ति केवल एव न साध्यधर्मविशिष्टे । **तत्सिद्धये** इति व्याप्तिसिद्धये । **तद्**िति पक्षत्वम् । **तदभिधाना**दिति व्याप्त्यभिधानात् ।

§ ५ नन्वानुमानिकप्रतीतौ धर्मविशिष्टो धर्मी, व्याप्तौ तु धर्मः साध्यमित्यभिधास्यत इत्येकत्र गौणमेव साध्यत्वमिति चेत् । नैवम् । उभयत्र मुख्यतल्लक्षणभावेन साध्यत्वस्य मुख्यत्वात् । तत्किमिह द्वयं साधनीयम् ? सत्यम् । नहि व्याप्तिरपि परस्य प्रतीता, ततस्तत्प्रतिपादनेन धर्मविशिष्टं धर्मिणमयं प्रत्यायनीय इत्यसिद्धं गौणत्वम् । अथ नोपादीयत एव तत्सिद्धौ कोऽपि हेतुस्तर्हि कथं अप्रमाणिका प्रामाणिकस्येष्टसिद्धिः स्यादिति नानुमानप्रामाण्यप्रतिषेधः साधीयस्तां दधाति ।

"नानुमानं प्रमेत्यत्र हेतुः स चेत्
क्वानुमामानताबाधनं स्यात् तदा ।
नानुमानं प्रमेत्यत्र हेतुर्न चेत्
क्वानुमामानताबाधनं स्यात्तदा ॥१॥" इति संग्रहश्लोकः

§૫ ચાર્વાક–આનુમાનિક પ્રતીતિમાં ધર્મવિશિષ્ટ ધર્મી સાધ્ય છે અને વ્યાપ્તિમાં ધર્મ સાધ્ય છે એમ (સૂત્ર ૩. ૨૦, ૧૮) સૂત્રકાર પોતે જ કહેશે, એટલે ઉક્ત બન્નેમાંથી એક સ્થળે તો 'સાધ્યત્વ' ને ગૌણ માનવું જ પડશે

જૈન–એમ ન કહો કારણકે–ઉપરોક્ત બન્ને સ્થળે સાધ્યતારૂપ મુખ્ય લક્ષણ એક જ હોવાથી તે બન્ને મુખ્ય જ છે.

ચાર્વાક—તો શું અહીં વ્યાપ્તિ અને સાધ્યધર્મી એ બન્ને સાધનીય છે?

જૈન—હા, એમ જ છે પરંતુ વ્યાપ્તિ પણ પ્રસિદ્ધ નથી તેથી તેનું પ્રતિપાદન કરીને પછી ધર્મયુક્ત ધર્મી એને બતાવવો જાઈએ. માટે 'ગૌણત્વ' હેતુ અસિદ્ધ છે.

ચાર્વાક—અનુમાનના પ્રામાણ્યની સિદ્ધિ માટે અમે કોઈ પણ હેતુ નહિ સ્વીકારીએ.

જૈન—તો પ્રામાણિક પુરુષને પ્રમાણ વિના ઇષ્ટસિદ્ધિ કઈ રીતે થશે? આ પ્રકારે અનુમાનના પ્રામાણ્યનો નિષેધ સિદ્ધ થઈ શકતો નથી. "અનુમાન પ્રમાણરૂપ નથી એ સિદ્ધ કરવાને 'ગૌણત્વ' હેતુ કહો તો અનુમાનનો બાધ કઈ રીતે થઈ શકશે? અને જો અનુમાન પ્રમાણરૂપ નથી એ સિદ્ધ કરવાને કોઈ હેતુ જ ન હોય તો પણ અનુમાનનો બાધ કઈ રીતે થઈ શકશે?"

(प०) **नन्वानुमानिके**त्यादि परवाक्यम्। **अभिधास्यत** इति भवद्भिरेव। **तत् किमिह द्वयमि**ति धर्मो धर्मी च। **प्रामाणिकस्ये**ति भवतः।

**हेतुरि**ति गौणत्वम्। **क्वानुमानतावाधनं स्यात्**। **तदे**ति गौणत्वहेतोरङ्गीकारात्।

(टि०) **एकत्रे**ति व्याप्तौ साध्यत्वं गौणमेवेति संबन्धः। **उभयत्रे**ति आनुमानिकप्रतीतौ व्याप्तौ च। **तल्लक्षणे**ति अप्रतीतमनीराकृतमभीप्सितं साध्यमिति साध्यलक्षणभावेन। **द्वयमि**ति साध्यं व्याप्तिश्च। **तत्प्रतिपादनेने**ति व्याप्तिप्रतिपादनेन। **अयमि**ति परः शिष्यादिश्चार्वाको वा। **तत्सिद्धावि**ति अनुमानप्रामाण्यसिद्धौ विषयसप्तमी।

§६ कथं वा प्रत्यक्षस्य प्रामाण्यनिर्णयः?। यदि पुनरर्थक्रियासंवादात् तत्र तन्निर्णयस्तर्हि कथं नानुमानप्रामाण्यम्?। प्रत्यपीपदाम[1] च—

"प्रत्यक्षेपि परोक्षलक्षणमतेर्येन प्रमारूपता।
प्रत्यक्षेऽपि कथं भविष्यति मते तस्य प्रमारूपता ॥१॥" इति ॥९॥

§૬ વળી, પ્રત્યક્ષના પ્રામાણ્યનો નિર્ણય પણ કઈ રીતે થશે?

ચાર્વાક—અર્થક્રિયાના સંવાદથી પ્રત્યક્ષમાં પ્રામાણ્યનો નિર્ણય થાય છે.

જૈન— તો તેજ રીતે અનુમાનનું પ્રામાણ્ય પણ કેમ સિદ્ધ નહિ થાય? અમે કહ્યું પણ છે કે–

"જેણે પરોક્ષ-અનુમાનની પ્રમાણતાનું ખંડન કર્યું છે તેને મતે પ્રત્યક્ષમાં પણ પ્રમાણતા કઈ રીતે સિદ્ધ થશે?" ૯

१ °पदामैव-इति पञ्जिकापाठः।

(प०) **कथं** चेत्यादिगद्ये अनुमानप्रामाण्यं विनेति गम्यम्। **तत्रे**ति प्रत्यक्षे **प्रत्यपीप**[1]**दामैवे**ति वयमेव प्रतिपादितवन्तः । **प्रत्यक्षेपी**ति प्रतिक्षिप्ता । **परोपलक्षणमते**रिति अनुमानादेः । **येने**ति नास्तिकेन । **प्रत्यक्षेऽपी**त्यादि अनुमानपूर्वकत्वात् प्रत्यक्षस्य ॥९॥

(टि०) **यदि पुन**रित्यादि । **तत्रे**ति प्रत्यक्षे । **तन्निर्णय** इति प्रामाण्यनिर्णयः ॥ **नानुमाने**ति अनुमानं प्रमाणम्, अर्थक्रियासंवादादिति हेतुः । **प्रत्यपीपदामे**ति वयं स्तुतौ कृतवन्तः काव्यार्द्धमेतत् । **प्रत्यक्षेपी**ति प्रतिक्षिप्ता । **परोक्षे**ति परोक्षरूपस्य ज्ञानस्य । **येने**ति **चार्वाकेण** । **तस्ये**ति लोकायतस्य ॥९॥

तत्र स्वार्थं व्यवस्थापयन्ति—

**तत्र हेतुग्रहणसंबन्धस्मरणकारणकं साध्यविज्ञानं स्वार्थम् ॥१०॥**

§१ हिनोत्यन्तर्भावितणिजर्थत्वाद् गमयति परोक्षमर्थमिति हेतुः, अनन्तरमेव निर्देक्ष्यमाणलक्षणस्तस्य ग्रहणं च प्रमाणेन निर्णयः, संबन्धस्मरणं च यथैव संबन्धो व्याप्तिनामा प्राक् तर्केणाऽतर्कि, तथैव परामर्शस्ते कारणं यस्य तत्तथा। साध्यस्याख्यास्यमानस्य विशिष्टं संशयादिशून्यत्वेन ज्ञानं स्वार्थमनुमानं मन्तव्यम् ॥१०॥

સ્વાર્થાનુમાનનું નિરૂપણ—

**હેતુનું જ્ઞાન અને અવિનાભાવ સંબંધનું સ્મરણ એ કારણોથી ઉત્પન્ન થનાર જે સાધ્યનું જ્ઞાન, તે સ્વાર્થાનુમાન છે. ૧૦.**

§૧ **हिनोति**-આમાં પ્રેરણાર્થક પ્રત્યય 'णिज्' નો અર્થ અન્તર્ગત સમજવાનો છે તેથી જણાવે છે એવો અર્થ થાય છે. એટલે કે પરોક્ષ પદાર્થને જે જણાવે તે હેતુ છે. તેનું લક્ષણ હવે પછી તરત જ કરવામાં આવશે. એ હેતુનું ગ્રહણ એટલે પ્રમાણથી નિર્ણય અને સંબંધનું સ્મરણ-જે પ્રકારે વ્યાપ્તિનામનો સંબંધ પહેલાં તર્ક પ્રમાણથી જાણ્યો હતો તે જ પ્રકારે તેનો પરામર્શ અર્થાત્ હેતુનું ગ્રહણ અને સંબંધનું સ્મરણ તે બે જેનાં કારણો છે તેવું. સાધ્ય, જેનું લક્ષણ આગળ કરવામાં આવશે, તેનું વિશિષ્ટ એટલે સંશયાદિરહિત જ્ઞાન-તે સ્વાર્થાનુમાન છે. ૧૦.

(प०) **तत्रे**ति तत्र तयोर्द्वयोर्मध्ये ।

**अतर्की**ति कथितः ॥१०॥

हेतुस्वरूपं निरूपयन्ति—

**निश्चितान्यथानुपपत्त्येकलक्षणो हेतुः ॥११॥**

§१ अन्यथा साध्यं विना, अनुपपत्तिरेव, न मनागप्युपपत्तिः । प्रयत्नानन्तरीयकत्वे साध्ये विपक्षैकदेशवृत्तेरनित्यत्वस्यापि गमकत्वापत्तेः । ततो निश्चिता निर्णीताऽन्यथानुपपत्तिरेवैका लक्षणं यस्य स तादृशो हेतुर्ज्ञेयः । अन्यथाऽनुपपत्तिश्चात्र हेतुप्रक्रमात् साध्यधर्मेणैव सार्धं ग्राह्या । तेन तदितरार्थाऽन्यथाऽनुपपन्नैः प्रत्यक्षादिज्ञानैर्नातिव्याप्तिः ॥११॥

---

1. अत्र मूले 'पदाम च' इति पाठः ।

तत्रैवेति नित्यत्वे एव। तत्रेति विपक्षे । लक्षणत्रयपञ्चकसद्भावादिति लक्षणत्रयं सौगतमते, लक्षणपञ्चकं यौगमते ॥१२॥

(टि०) त्रीणि पक्षेत्यादि ॥ तेनेति यौगेन। तल्लक्षणत्वेनेति हेतुलक्षणत्वेन। अतद्धर्म इति न पक्षधर्मः। शब्देऽनित्ये साध्ये चाक्षुषत्वात्-अयं हेतुः पक्षधर्मो न भवेत् । तत्त इति सपक्षात् शब्दं विहाय श्रावणत्वस्यापरस्य सपक्षस्याभावात् । तत्रैवेति शब्दनित्यत्वे । तत्रैति विपक्षे पयस्वति प्रदेशे । प्रत्यक्षेति नन्वनुमानेन यदि बाधा तदा प्रकरणसमः स्यात् । तद्वदेवेति जलवदेव। ताभ्यामिति प्रत्यक्षागमाभ्याम् । न चायमिति यौगसौगताभिप्रायः । निरपाय इति दुःखरहितो न ॥१२॥

एतदुपपादयन्ति—

## तस्य हेत्वाभासस्यापि संभवात् ॥१३॥

§१ अनेन अतिव्याप्तिं प्रागुक्तलक्षणस्याऽऽचख्युः। स श्यामः तत्पुत्रत्वात् प्रेक्ष्यमाणेतरतत्पुत्रवदित्यत्र समग्रतल्लक्षणवीक्षणेऽपि हेतुत्वाभावात् ।

§२ अत्र विपक्षे असत्त्वं निश्चितं नास्ति, न हि श्यामत्वासत्त्वे तत्पुत्रत्वेन अवश्यं निवर्तनीयमित्यत्र प्रमाणमस्तीति सौगतः। स एवं निश्चितान्यथानुपपत्तिमेव शब्दान्तरोपदेशेन शठः शरणीकरोतीति सैव भगवती लक्षणत्वेनास्तु ।

એનું સમર્થન—

કારણકે તે ત્રિલક્ષણાદિનો હેત્વાભાસમાં પણ સંભવ છે. ૧૩.

§૧ આથી ઉક્ત બૌદ્ધ તથા યૌગ(નૈયાયિક)ના લક્ષણમાં અતિવ્યાપ્તિ જણાવી. તે આ પ્રમાણે—તે શ્યામ છે, તત્પુત્ર હોવાથી. એટલેકે તેનો—મિત્રાનો પુત્ર હોવાથી, જેવા કે તેના બીજા પુત્રો છે. આ હેતુમાં બૌદ્ધ અને નૈયાયિક કથિત લક્ષણો સંપૂર્ણ હોવા છતાં તે હેતુ નથી.

§૨ બૌદ્ધ—ઉક્ત હેતુમાં ત્રિલક્ષણ નથી કારણકે તેનો વિપક્ષમાં અભાવ નિશ્ચિત નથી. તે એટલા માટે કે 'શ્યામત્વ ન હોય તો તત્પુત્રત્વ પણ ન હોય' આ વ્યાપ્તિની સિદ્ધિમાં કોઈ પ્રમાણ નથી આથી તે હેત્વાભાસ જ છે.

જૈન—આ પ્રમાણે કહીને શઠ એવા તમે બીજા શબ્દોથી હેતુના લક્ષણ તરીકે નિશ્ચિતાન્યથાનુપપત્તિનું જ શરણ સ્વીકાર્યું છે. માટે તે જ ભગવતી 'નિશ્ચિતાન્યથાનુપપત્તિ' એક માત્ર હેતુનું લક્ષણ રહો.

(प०) अत्र विपक्षे इत्यादि परः । सौगत इति सौगतो वदति ।

(टि०) अनेनातिव्याप्तिमित्यादि ॥ प्रागुक्तेति पूर्वं यौग-ताथागताभ्यां प्रतिपादितस्य हेतोर्लक्षणत्रयस्य लक्षणपञ्चकस्य च । तल्लक्षणेति हेतुलक्षणविलोकनेऽपि । सैवेति निश्चितान्यथानुपपत्तिः ।

§३ यौगस्तु गर्जति—अनौपाधिकस्सम्बन्धो व्याप्तिः । न चायं तत्पुत्रत्वेऽस्ति । शाकाद्याहारपरिणामाद्युपाधिनिबन्धनत्वात् । साधनाऽव्यापकः साध्येन समव्याप्तिकः किलोपाधिरभिधीयते। तथा चात्र शाकाद्याहारपरिणाम इति उपाधिसद्भावात् न तत्पुत्रत्वे

विपक्षासत्त्वसम्भव इति। सोऽपि न निश्चितान्यथानुपपत्तेरतिरिक्तमुक्तवानिति सैवैकाऽस्तु। नहि अनौपाधिकसम्बन्धे सति किञ्चिदवशिष्यते, यदपोहाय शेषलक्षणप्रणयनमक्षूणं स्यात्।

§४ पक्षधर्मत्वाभावे रसवतीधूमोऽपि पर्वते सप्तार्चिषं गमयेत् इत्यभिदधानो बौद्धो न बुद्धिमान्। यतः पक्षधर्मत्व(त्वा)भावेऽपि किं नैष तत्र तं गमयेत्? ननु कौतुकमेतत्। ननु कथं हि नाम पक्षधर्मतोपगमे[1] रसवतीधर्मः सन् धूमो महीध्रकन्धराधिकरणं धनञ्जयं ज्ञापयतु इति चेत्। एवं तर्हि जलचन्द्रोऽपि नभश्चन्द्रं मा जिज्ञपत्, जलचन्द्रस्य जलधर्मत्वात्। अथ जलनभश्चन्द्रान्तरालवर्त्तिनस्तावतो देशस्यैकस्य धर्मित्वेन जलचन्द्रस्य तद्धर्मत्वनिश्चयात् कुतो न [2]तज्ज्ञापकत्वमिति चेद्। एवं तर्हि रसवतीपर्वतान्तरालवर्तिवसुन्धराप्रदेशस्य धर्मित्वमस्तु। तथा च महानसधूमस्यापि पर्वतधर्मतानिर्णयात् जलचन्द्रवत् कथं न तत्र तद्गमकत्वं स्यात्?। पक्षधर्मता खलूभयत्राऽपि निमित्तम्। ततो यथाऽसौ स्वसमीपदेशे धूमस्य धूमध्वजं गमयतोऽम्लानतनुरास्ते, तथा व्यवहितदेशेऽपि पर्वतादौ तदवस्थैव। अन्यथा जलचन्द्रेऽपि नासौ स्याद्, देशव्यवधानात्।

§૩ યૌગ—અમારી ગર્જના છે કે ઉપાધિ રહિત જે સંબંધ તે વ્યાપ્તિ કહેવાય છે. અને તે તત્પુત્રત્વ હેતુમાં તો શાકાદિ આહારના પરિણામાદિરૂપ ઉપાધિ લાગેલી છે. સાધન(હેતુ)નો અવ્યાપક અને સાધ્યનો સમવ્યાપ્તિવાળો પદાર્થ ઉપાધિ કહેવાય છે. અહીં પણ શાકાદિ આહારનો પરિણામ આવો જ છે. એટલે ઉપાધિ હોવાથી તત્પુત્રત્વમાં વિપક્ષાસત્ત્વ લક્ષણનો સંભવ નથી. માટે પૂર્વોક્ત હેતુલક્ષણમાં અતિવ્યાપ્તિ નથી.

જૈન—ઉપર મુજબ જોરશોરથી કથન કરીને તમે પણ 'નિશ્ચિતાન્યથાનુપપત્તિ' થી ભિન્ન કોઈ લક્ષણ કહેતા નથી, તો પછી તે જ એક લક્ષણ રહો. કારણ કે-સંબંધને અનૌપાધિક માનવામાં આવે તો એવું કંઈ બાકી નથી રહેતું કે જેના નિરાકરણ માટે અન્ય લક્ષણ કરવું પડે.

§૪ બૌદ્ધ—પક્ષધર્મત્વરૂપ હેતુલક્ષણ જો માનવામાં ન આવે તો એટલે કે હેતુને પક્ષનો ધર્મ માનવામાં ન આવે તો રસોડાનો ધૂમ પણ પર્વતમાં અગ્નિનો બોધક થઈ જશે.

જૈન—તમારું આ કથન તમારી બુદ્ધિમત્તાને સૂચવતું નથી, કારણકે-અમે પૂછીએ છીએ કે-હેતુને પક્ષનો ધર્મ માનવામાં ન આવે તો પણ તે પક્ષમાં વહ્નિનો શા માટે બોધક ન થાય ?

બૌદ્ધ—ખરેખર તમારો આ પ્રશ્ન કૌતુક જેવો છે, કારણકે-રસોડાનો ધૂમ એ પક્ષરૂપ પર્વતનો ધર્મ ન હોવાથી પર્વતમાં કેવી રીતે વહ્નિનો બોધક બને એ તમે જ કહોને ?

१ °धर्मतोप° मु। पु१। पु२। २ तद् ज्ञाप° मु।

હેતુનું લક્ષણ –

'નિશ્ચિત એવી અન્યથાનુપપત્તિ' એ એક જ હેતુનું લક્ષણ છે. ૧૧.

§૧ અન્યથા–સાધ્યવિના, અનુપપત્તિ–અઘટના અર્થાત્ સાધ્ય વિના અંશતઃ પણ ઉપપત્તિ ન હોવી જોઈએ. અન્યથા અંશતઃ ઉપપત્તિવાળો વિપક્ષૈકદેશવૃત્તિ 'અનિત્યત્વ' એ હેતુ પ્રયત્નાનન્તરીયકત્વનો સાધક બની જશે. એટલે કે-શબ્દ પ્રયત્નાનન્તરીયક–પ્રયત્નજન્ય છે, કારણ કે–તે અનિત્ય છે. આ હેતુની યદ્યપિ સાધ્યાભાવવાળા આકાશમાં વૃત્તિ નથી છતાં પણ સાધ્યાભાવવાળા વિદ્યદાદિ પદાર્થમાં વૃત્તિ છે જ, અર્થાત્ તે અંશતઃ સાધ્ય વિના ઉપપન્ન છે. પણ હેતુમાં અન્યથાનુપપત્તિ તો સર્વથા હોવી જોઈએ. આ જ વસ્તુને સૂચવવા નિશ્ચિત એવું વિશેષણ આપ્યું છે અને તેથી 'નિશ્ચિતાન્યથાનુપપત્તિ' એ જ માત્ર હેતુનું લક્ષણ સમજવાનું છે. અહીં હેતુનું પ્રકરણ હોવાથી અન્યથાનુપપત્તિ સાધ્ય ધર્મના સંબંધે જ જાણવી. તેથી કરીને સાધ્યધર્મથી ભિન્ન ઘટાદિ પદાર્થ સંબંધી અન્યથાનુપપત્તિવાળાં પ્રત્યક્ષાદિજ્ઞાનમાં હેતુલક્ષણની અતિવ્યાપ્તિ નથી. અર્થાત્ ઘડા વિના ઘટનું પ્રત્યક્ષજ્ઞાન થતું જ નથી. છતાં ઘટનું અસ્તિત્વ પ્રત્યક્ષ-જ્ઞાનને હેતુ બનાવી અનુમાનથી સિદ્ધ કરાતું નથી. કારણ કે તે સાધ્યેતર છે. એટલે કે-પ્રત્યક્ષજ્ઞાન પોતાના વિષય વિના અનુપપન્ન હોઈ અન્યથાનુપપન્ન છે છતાં પોતાના વિષયમાં તે હેતુ ન કહેવાય ૧૧.

(प०) **ततो निश्चिते**त्यादिना तत्त्वमाह । **तदितरार्थान्यथानुपपन्नै**रिति साध्यादितरे येऽर्था घटादयस्तैरित्यादिसमासः । **प्रत्यक्षादिज्ञानैर्नातिव्याप्ति**रिति तेषामपि अन्यथानुपपत्तिमात्रेण हेतुत्वं न ॥११॥

(टि०) **प्रयत्नानन्तरी**येत्यादि ॥ प्रयत्नश्चेतनावतो व्यापारः । **विपक्षैकदेशे**ति अप्रयत्नानन्तरीयमाकाशविद्युदादि । विद्युदादौ वर्ततेऽनित्यत्वं नाकाशादौ । विद्युदादौ अनित्यत्वं विद्यते परं प्रयत्नानन्तरीयकत्वं नास्ति इति अनित्यत्वादिति हेतुरगमकः । यदि मनागपि उपपत्तिरङ्गीक्रियते तदा गतिः इति योगः । तदितरो घटादिरर्थः पदार्थसार्थः तत्र निश्चलैः । साध्यादितरे येऽर्था घटादयः, तेषामप्यन्यथानुपपत्तिमात्रेण हेतुत्वं न ॥११॥

एतद्व्यवच्छेद्यं दर्शयन्ति—

**न तु त्रिलक्षणकादिः ॥१२॥**

§१ त्रीणि पक्षधर्मत्व-सपक्षसत्त्व-विपक्षासत्त्वानि लक्षणानि यस्य सौगतसम्मतस्य हेतोः । आदिशब्दाद् यौगसङ्गीतपञ्चलक्षणकहेत्ववरोधः । तेनाऽबाधितविषयत्वाऽसत्प्रतिपक्षत्वयोरपि तल्लक्षणत्वेन कथनात् । तथाहि—वह्निमत्त्वे साध्ये धूमवत्त्वं पक्षस्य पर्वतस्य धर्मः, न शब्दे चाक्षुषत्ववदतद्धर्मः । सपक्षे पाकस्थाने सन्, न तु प्राभाकरेण शब्दनित्यत्वे साध्ये श्रावणत्ववत् ततो व्यावृत्तम् । विपक्षे पयस्वति प्रदेशेऽसन्, न तु तत्रैव साध्ये प्रमेयत्ववत् तत्र वर्तमानम् । अबाधितविषयम्, प्रत्यक्षागमाभ्यां अबाध्यमानसाध्यत्वाद्, न तु अनुष्णस्तेजोऽवयवो द्रव्यत्वाज्जलवत्, विप्रेण सुरा पेया द्रवत्वात् तद्वदेवेतिवत्

१ °णत्वकथ° मु ।

ताभ्यां बाधितविषयम् । असत्प्रतिपक्षम्—साध्यविपरीतार्थोपस्थापकानुमानरहितम्, न पुनर्नित्यः शब्दोऽनित्यधर्मानुपलब्धेरित्यनुमानमिव सत्प्रतिपक्षम्, इति लक्षणत्रयपञ्चकसद्भावाद् गमकम् । तत एतादृक्षलक्षणलक्षितमेवाक्षूणं लिङ्गम्—इति सौगत-यौगयोरभिप्रायः । न चायं निरपायः ॥१२॥

હેતુલક્ષણના વ્યવચ્છેદ્યનું નિરૂપણ—

**પરંતુ હેતુ ત્રણ આદિ લક્ષણવાળો નથી. ૧૨.**

§૧ પક્ષધર્મત્વ, સપક્ષસત્ત્વ અને વિપક્ષાસત્ત્વ લક્ષણવાળો હેતુ બૌદ્ધો માને છે, અને આદિ શબ્દથી અબાધિતવિષયત્વ તથા અસત્પ્રતિપક્ષત્વ એ બે મળીને પાંચ લક્ષણવાળો હેતુ યૌગો (નૈયાયિકો) માને છે. એ બન્ને હેતુલક્ષણોનો આથી વિરોધ થાય છે. તેઓ આ પ્રમાણે માને છે—

૧ **पक्षधर्मत्व**—'વહ્નિમત્ત્વ' સાધ્ય હોય ત્યારે 'ધૂમત્વ' એ પર્વતરૂપ પક્ષનો ધર્મ છે, પણ શબ્દરૂપ પક્ષમાં ચાક્ષુષત્વની જેમ તે પક્ષનો અધર્મ નથી.

૨. **सपक्षसत्त्व**-ધૂમરૂપ હેતુ પાકશાલારૂપ સપક્ષ (દૃષ્ટાન્ત)માં વિદ્યમાન હોય, પણ પ્રાભાકરે (મીમાંસકે) શબ્દમાં નિત્યત્વ સિદ્ધ કરવાને કહેલ- શ્રાવણત્વ હેતુની જેમ સપક્ષથી વ્યાવૃત્ત-સપક્ષમા અવિદ્યમાન ન હોય અર્થાત્ સપક્ષમાં હેતુનો અભાવ ન હોય.

૩. **विपक्षासत्त्व**-ધૂમરૂપ હેતુનો જલાશયરૂપ વિપક્ષમાં અભાવ હોય પણ અગ્નિને સિદ્ધ કરવાને કહેલ 'પ્રમેયત્વ' હેતુની જેમ વિપક્ષમાં સદ્ભાવ ન હોય.

૪. **अबाधितविषयत्व**—પ્રત્યક્ષ અને આગમ પ્રમાણથી સાધ્ય અબાધિત હોય તો તે હેતુનું અબાધિતવિષયત્વ છે પરંતુ અગ્નિ ઠંડો છે, દ્રવ્ય હોવાથી, જલની જેમ-આમાં સાધ્ય પ્રત્યક્ષથી બાધિત છે અને બ્રાહ્મણે સુરા પીવી જોઈએ. દ્રવ છે માટે, પાણીની જેમ—આમાં સાધ્ય આગમથી બાધિત છે. માટે દ્રવ્યત્વ અને દ્રવત્વ એ બન્ને હેતુ બાધિતવિષય છે. હેતુ તો અબાધિત-વિષય હોવો જોઈએ.

૫. **असत्प्रतिपक्षत्व** સાધ્યથી વિપરીત અર્થ-અર્થાત્ સાધ્યાભાવને સિદ્ધ કરનાર અનુમાનથી રહિત હેતુ હોય પરંતુ શબ્દ નિત્ય છે, અનિત્ય ધર્મોનું જ્ઞાન થતું ન હોવાથી. આ અનુમાનની સાથે જ તેનું વિરોધી-શબ્દ અનિત્ય છે, નિત્યધર્મોનું જ્ઞાન થતું ન હોવાથી. આ અનુમાન છે. આ પ્રકારે હેતુ સત્પ્રતિ-પક્ષ-વિરુદ્ધઅનુમાનવાળો ન હોય.

આ રીતે હેતુ બૌદ્ધના મતે ત્રણ લક્ષણવાળો, અને નૈયાયિકોના મતે પાંચ લક્ષણવાળો હોવાથી હેતુ ગમક છે. માટે આવા લક્ષણોવાળો હેતુ નિર્દોષ છે-આવો સૌગત અને નૈયાયિક, યૌગનો અભિપ્રાય છે. પણ તે નિર્દોષ નથી ૧૨.

(प०) **तल्लक्षणत्वेने**ति हेतुलक्षणत्वेन । **शब्दे** इति शब्देऽनित्ये साध्ये । **अतद्धर्म** इति न शब्दस्य धर्मः । **ततो व्यावृत्तमि**ति ततः सपक्षाद्व्यावृत्तम् सपक्षोऽपि नास्तीति भावः ।

**જૈન**—જો એમ જ હોય, અર્થાત્ હેતુ પક્ષનો ધર્મ હોય તો જ બોધક બને એવો નિયમ હોય તો જલચંદ્ર પણ નભચંદ્રનો જ્ઞાપક નહિ બની શકે. કારણ કે જલચંદ્ર એ જલનો ધર્મ છે, પરંતુ નભનો ધર્મ નથી તેથી પક્ષધર્મતાનો અભાવ ત્યાં પણ છે. એટલે તે ગમક ન બની શકે, પણ બને તો છે. તેથી પક્ષધર્મતા એ હેતુનું આવશ્યક લક્ષણ નથી.

**બૌદ્ધ**—જલચંદ્ર અને નભચંદ્રનો મધ્યભાગવર્તી સમગ્ર પ્રદેશ એક ધર્મીરૂપ હોવાથી જલચંદ્ર પણ તેનો ધર્મ છે એવો નિશ્ચય છે જ. તો જલચંદ્ર નભચંદ્રનો બોધક કેમ નહિ થાય ?

**જૈન**—તો તે જ પ્રકારે રસોડા અને પર્વતનો મધ્યભાગવત્તી સમગ્ર પૃથ્વી પ્રદેશ પણ એક ધર્મી થાય અને તે રીતે રસોડાનો ધૂમ પણ પર્વતના ધર્મરૂપે નિશ્ચિત થશે. તો તે રસોડાનો ધૂમ પણ પર્વતમાં અગ્નિનું અનુમાન કેમ નહિ કરાવે ? કારણકે બન્ને સ્થળે (રસોડાના ધૂમમાં અને જલચંદ્રમાં) પક્ષધર્મતારૂપ નિમિત્ત તો છે. અને તે પક્ષધર્મતારૂપ નિમિત્ત, જેમ અગ્નિની સમીપે રહેલ ધૂમ અગ્નિને જણાવે તેમાં તત્પર છે, તેમ વ્યવહિત દેશમાં પણ તે અગ્નિને જણાવે એમાં તત્પર છે જ. અન્યથા જલચંદ્રની પક્ષધર્મતા પણ ગમકતાનું નિમિત્ત નહિ બને. કારણકે-ત્યાં પણ દેશનું વ્યવધાન તો છે જ.

(प०) **अयमिति** सम्बन्धो अनौपाधिकः । **शाकाद्याहारे** इत्यादि गद्ये शाकाद्याहारो गर्भावस्थात्मकः । **साध्येनेति** श्यामत्वेन । **तथा चात्रेति** साधनाव्यापकः साध्येन समव्याप्तिकश्च । **न तत्पुत्रत्वे विपक्षासत्त्वसम्भवः** इति यौगो वक्ति । **सोऽपीति** यौगः ।

**पक्षधर्मत्वाभावे** इत्यादि सूरिवाक्यम् । **एष** इति रसवतीधूमः । **तत्रेति** पर्वते । **तमिति** सप्तार्चिषं, **गमयेदिति** वक्ष्यमाणयुक्त्या । **ननु कौतुकमित्यादि** परः । **एवं तर्हि** इत्यादि सूरिः । **जलधर्मत्वादिति** नभःस्थितचन्द्रज्ञापनं न युक्तमिति भावः । **अथ जलेत्यादि** **बौद्धः** । **एवं तर्हि रसवतीत्यादि** सूरिः । **तत्रेति** पर्वते । **तद्गमकत्वमिति** वह्निगमकत्वम् । **असाविति** पक्षधर्मता । **स्वसमीपदेशे** महानसादौ । **स्वसमीपदेशेऽम्लानं तनुरास्ते** इति योगः ।

(टि०) **न चायमिति** संबन्धः । **साधनेति** यो यस्तत्पुत्रः स स शाकाद्याहारपरिणामवान् । सर्वत्र उपाधिः साध्यं क्रियते । अग्रे ततो हेतुर्हेतुः क्रियते । यथा च स श्यामः शाकाद्याहारपरिणामे सति तत्पुत्रत्वात् । **सोपीति नैयायिकः** । **सैवैकेति** निश्चितान्यथानुपपत्तिः ।

**पक्षधर्म्मत्वेत्यादि** ॥ **सप्तार्चिषमिति** अग्निं ज्ञापयेत् । **एष** इति धूमः । **तत्रेति**. पर्वते । **तमिति** सप्तार्चिषम् । **तद्धर्मत्वेति** । जलचन्द्रनभश्चन्द्रान्तरालवर्त्तितावत्प्रदेशधर्मत्वनिर्णयात् । **तज्ज्ञापकत्वमिति** नभश्चन्द्रावगमकम् । **तत्रेति** पर्वतनितम्बे । **तद्गमकत्वमिति** वैश्वानरज्ञापकत्वं भवेत् । **उभयत्रापीति** रसवती धूमे जलचन्द्रे च । **असाविति** पक्षधर्म्मता । **तदवस्थैवेति** अम्लानतनुरास्ते केनापि प्रकारेणाऽनिराकृतेत्यर्थः । **अन्यथेति** यदि सा पक्षधर्म्मता व्यवहितदेशत्वान्न स्फुटा प्रतिभासते तदा । **असाविति** पक्षधर्म्मता ।

§५ अथ नेयमेवात्र गमकत्वाङ्गम्, किन्तु कार्यकारणभावोऽपि । कार्यं च किमपि कीदृशम् । तदिह कृपीटजन्मा स्वसमीपप्रदेशमेव धूमकार्यमर्जयितुमधीशानः; नभश्चन्द्रस्तु

व्यवहितदेशमपीति न महानसधूमो महीधरकन्धराकोणचारिणमाशुशुक्षणिं गमयतीति चेत् । नन्वेवं धूमस्तद्देशेनैव पावकेनान्यथानुपपन्नः, नीरचन्द्रमाः पुनरतद्देशेनाऽपि नभश्चन्द्रेण, इत्यन्यथाऽनुपपत्तिनिर्णयमात्रसद्भावादेव साध्यसिद्धेः संभवात् किं नाम जलाकाशमृगाङ्कमण्डलान्तरालादेर्धर्मित्वकल्पनाकदर्थनमात्रनिमित्तेन पक्षधर्मतावर्णनेन ? । यौगस्याप्येवमेव च पक्षधर्मत्वानुपयोगो दर्शनीयः ।

§५ બૌદ્ધ—જલચંદ્રમાં માત્ર પક્ષધર્મતા જ ગમકતાનું કારણ નથી પરંતુ કાર્યકારણભાવ પણ છે. વળી, કાર્ય પણ કોઈક કેવું હોય છે ને કોઈક કેવું હોય છે, તેથી અહીં અગ્નિ સ્વસમીપ પ્રદેશમાં જ ધૂમરૂપ કાર્યને ઉત્પન્ન કરવાને સમર્થ છે, પરંતુ આકાશચંદ્ર તો દૂરદેશવર્તી જલચંદ્રરૂપ કાર્યને ઉત્પન્ન કરવાને સમર્થ છે. આથી રસોડાનો ધૂમ પર્વતના એક ખૂણામાં રહેલ વ્યવહિત અગ્નિનો બોધક બનતો નથી.

જૈન—આ પ્રકારે તો ધૂમ સ્વદેશમાં રહેલ અગ્નિ સાથે અને જલચંદ્ર દૂરદેશવર્તી આકાશચંદ્ર સાથે અનુપપન્ન સંબંધ ધરાવે છે. એટલે કે રસોડામાં અગ્નિ વિના ધૂમ નથી અને જલમાં ચંદ્ર આકાશના ચંદ્ર વિના નથી. આ પ્રકારે 'अन्यथानुपपत्ति'ના નિર્ણય માત્રથી જ સાધ્ય સિદ્ધ થઈ જાય છે. તો જલચંદ્ર અને આકાશચંદ્રના મધ્યવર્તી એક પ્રદેશને ધર્મી તરીકે કલ્પવાના કષ્ટમાં કારણભૂત પક્ષધર્મતાના વર્ણનનું શું પ્રયોજન છે ? અર્થાત્ કંઈ પણ પ્રયોજન નથી. યૌગને પણ આ જ પ્રમાણે હેતુમાં પક્ષધર્મતાનો અનુપયોગ જણાવી દેવો.

(प०) अथ नेयमित्यादि ताथागतः । **स्वसमीपप्रदेशमेवे**ति निकटोऽवस्थानप्रदेशो यस्येति विग्रहः । **अधीशान** इति समर्थः । सोऽपि धूमः स्वसमीपप्रदेशमेव वह्निं गमयितुं समर्थ इति भावः । **व्यवहितदेशमपी**ति तत्र तादृक् कार्यम् । **इतीति** अतः कारणात् । **नन्वेवमि**त्यादि सूरिः । **नभश्चन्द्रेणे**ति नभश्चन्द्रेण सहान्यथानुपपन्नः ।

(टि०) **इयमेवे**ति पक्षधर्मतैव । **अत्रे**ति पावकानुमाने । **तद्देशेने**ति रसवत्यादिदेशस्थेनैव वह्निना । **नीरचन्द्रमा** इति जलचन्द्रः । **अतद्देशेनापी**ति जलप्रदेशव्यतिरिक्तेनापि किंतु गगनप्रतिष्ठेन ।

§६ सपक्षसत्त्वमप्यनौपयिकम्, सत्त्वादेरगमकत्वापत्तेः । यस्तु पक्षाद् बहिष्कृत्य किमपि कुटादिकं दृष्टान्तयति तस्यापूर्वः पाण्डित्यप्रकारः कुटस्यापि पटादिवद् विवादास्पदत्वेन पक्षाद् बहिष्करणाऽनुपपत्तेः । तथा च कथमयं निदर्शनतयोपदर्श्येत ? प्रमाणान्तरात्तत्रैव क्षणिकत्वं प्राक् प्रसाध्य निदर्शनतयोपादानमिति चेद् । ननु तत्रापि कः सपक्षीकरिष्यते ? यदि क्षणिकत्वप्रसाधनपूर्वं पदार्थान्तरमेव, तदा दुर्वारमनवस्थाकदर्थनम् । अन्यथा तु न सपक्षः कश्चित् । यत एव च प्रमाणात् क्षणिकत्वनिष्टङ्कनं कुटे प्रकटयते तत एव पटादिपदार्थान्तरेष्वपि प्रकटयताम्, किमपरप्रमाणोपन्यासालीकप्रागल्भीप्रकाशनेन ? ।

§૬ વાદીઓએ કહેલ 'सपक्षसत्त्व'રૂપ હેતુલક્ષણ પણ કોઈ ઉપાયથી સિદ્ધ થતું નથી. કારણ કે હેતુનું આવું લક્ષણ કરવાથી सत्त्वादि હેતુઓમાં અગમકતાની આપત્તિ આવશે, અર્થાત્ તે હેતુઓ સાધ્યસાધક થઈ શકશે નહિ. વળી જે ઘટાદિ કોઈ પણ પદાર્થને પક્ષમાંથી પૃથક્ કરીને તેને દૃષ્ટાન્ત કહે છે, અર્થાત્ તેમ કરી 'सत्त्वादि'રૂપ હેતુની સપક્ષવૃત્તિની સ્થાપના કરે છે, તેનું પાંડિત્ય તો કોઈ અપૂર્વ છે. કારણ કે પટાદિની જેમ ઘટ પણ વિવાદાસ્પદ હોવાથી પક્ષથી પૃથક્ થઈ શકે તેમ નથી. તો પછી ઘટને દૃષ્ટાન્ત તરીકે કઈ રીતે કહી શકાય?

બૌદ્ધ—ઘટમાં અન્ય અનુમાન પ્રમાણથી પ્રથમ ક્ષણિકત્વ સિદ્ધ કરીને પછી દૃષ્ટાન્ત તરીકે તેનું ગ્રહણ કરેલ છે.

જૈન—પરંતુ તે અનુમાનમાં પણ કોને સપક્ષ કરશો? જો બીજા કોઈ પણ પદાર્થમાં ક્ષણિકત્વની સિદ્ધિ કરીને તેને દૃષ્ટાન્ત બનાવશો તો અનવસ્થારૂપ પીડા રોકવી મુશ્કેલ થશે. અન્યથા એટલે કે દૃષ્ટાન્ત વિના જ જો ઘટમાં ક્ષણિકતા સિદ્ધ કરશો તો 'सपक्ष' જેવી કોઈ વસ્તુ જ નહિ રહે. અને વળી જે પ્રમાણથી ઘટમાં ક્ષણિકત્વને સિદ્ધ કરો છો, તે જ પ્રમાણથી પટાદિરૂપ બીજા પદાર્થોમાં પણ ક્ષણિકત્વને સિદ્ધ કરી લો, અને તો પછી એક જ ક્ષણિકતાને સિદ્ધ કરવા માટે જુદા જુદા પ્રમાણનો પ્રયોગ કરી ખોટી બડાઈ હાંકવાથી શું વળશે?

(प०) **निदर्शनतये**ति दृष्टान्ततया । **तत्रापी**ति कुटादिसाधनेऽपि । **अन्यथा त्वि**ति कुटादिकं न दृष्टान्तयति चेत् । **तत एवे**ति तस्मादेव प्रमाणात् । **किमपरप्रमाणे**ति गद्ये अपरप्रमाणं सत्त्वानुमानम् ।

(टि०) **अनौपयिक**मिति न उपायसाध्यम्–केनाप्युपायेन न सिद्ध्यतीत्यर्थः ॥ **सत्त्वादे**रिति क्षणिकत्वसाधनाय **सौगत**प्रयुक्तस्य हेतोः । सर्वं क्षणिकं सत्त्वादित्यभिदधानेन **तथागतेन** सर्वं जगतीवस्तु पक्षतयोपाददे । अतस्तद्व्यतिरिक्तस्य कस्यापि सपक्षस्याभावात् । **तथा चे**ति विवादास्पदत्वे सति । **अय**मिति कुटादिः । **निदर्शनतये**ति दृष्टान्तत्वेन । **तत्रैवे**ति घटादावेव । घटादावपि क्षणिकत्वं प्रसाध्य सपक्षीकरणादनवस्था । **ननु तत्रापी**ति घटस्य क्षणिकत्वसाधने । **यदि क्षणिकत्वे**ति क्षणिकत्वस्य प्रसाधनं पूर्वं यस्य पदार्थान्तरस्य शकटादेः सम्मतं शकटादावपि क्षणिकत्वं प्रसाध्य सपक्षीकरणादनवस्था । **अन्यथे**ति क्षणिकत्वाऽप्रसाधने । अस्मत्संमतेन सर्वस्य नित्यानित्यस्यैव भावात् सपक्षाभावः । **तत एवे**ति प्रत्यक्षादिप्रमाणत एव ।

§७ यस्तु 'साध्यधर्मवान् सपक्षः' इति सपक्षं लक्षयित्वा पक्षमेव सपक्षमाचक्षीत-'साध्यधर्मवत्तया हि सपक्षत्वम्, साध्यत्वेनेष्टतया तु पक्षत्वम्; न च विरोधः, वास्तवस्य सपक्षत्वस्येच्छाव्यवस्थितेन पक्षत्वेन निराकर्तुमशक्यत्वात्' इति स महात्मा निश्चितं निर्विण्णः, सत्त्वादेः क्षणिकत्वाद्यनुमाने सपक्षसत्त्वावसायवेलायामेव साध्यधर्मस्यावबोधेनानुमानानर्थक्यात् । पक्षो हि साध्यधर्मवत्तया सपक्षश्चेत् निश्चिक्ये, हेतोश्च तत्र सत्त्वम्, तदा किं नाम पश्चाद्धेतुना साधनीयम्?

§ ८ किञ्च। एवमनेन सपक्षं लक्षयता "साध्यधर्मसामान्येन समानोऽर्थः सपक्षः" इति दिग्नागस्य,

"अनुमेयेऽथ तत्तुल्ये सद्भावो नास्तिताऽसति"

इति धर्मकीर्त्तेश्च वचो निश्चितं वञ्चितमेव स्यात्।

§ ९ यौगश्च केवलान्वयव्यतिरेकमनुमानमनुमन्यमानः कथं पञ्चलक्षणतां लिङ्गस्य संवाहयेत्? इति निश्चितान्यथानुपपत्तिरेवैकं लिङ्गलक्षणमक्षूणम्।

तत्त्वमेतदेव, प्रपञ्चः पुनरयमिति चेत्, तर्हि सौगतेनाबाधितविषयत्वमसत्प्रतिपक्षत्वम्, ज्ञातत्वं च; यौगेन च ज्ञातत्वं लक्षणमाख्यानीयम्। अथ विपक्षान्निश्चितव्यावृत्तिमात्रेणाबाधितविषयत्वमसत्प्रतिपक्षत्वं च, ज्ञापकहेत्वधिकारात् ज्ञातत्वं च लब्धमेवेति चेत्, तर्हि गमकहेत्वधिकारादशेषमपि लब्धमेवेति किं शेषेणापि प्रपञ्चेनेति ॥१३॥

§૭ બૌદ્ધ—સપક્ષનું લક્ષણ આવું કરીએ-જે સાધ્યધર્મવાળો હોય તે સપક્ષ. આ રીતે પક્ષ એ જ સપક્ષ થયો. પરંતુ સાધ્યધર્મ જેમાં હોય તે સપક્ષ, અને એ જ ધર્મને સાધ્યરૂપે સ્વીકારીએ તો તે પક્ષ. આ રીતે સપક્ષ માનવામાં કાંઈ વિરોધ નથી. કારણ કે વસ્તુતઃ તે સપક્ષ છતાં તેને આપણે આપણી ઈચ્છાથી જો પક્ષ કહીએ તો તેથી તેની સપક્ષતાનું નિરાકરણ થઈ જતું નથી.

જૈન—આ પ્રમાણે સપક્ષતાનો ખુલાસો કરનાર આ મહાત્મા ખરેખર નિર્વેદને પામેલ છે. સત્ત્વ હેતુથી ક્ષણિકત્વસાધક અનુમાનમાં જ્યારે સપક્ષસત્ત્વનો નિર્ણય કરવાનો પ્રસંગ આવે છે, ત્યારે જ સાધ્યધર્મનું જ્ઞાન એટલે કે ક્ષણિકતાની સિદ્ધિ થઈ જ જાય છે, તો પછી અનુમાન કરવું નિરર્થક જ થઈ પડશે. કારણ કે-તમે પક્ષ એ જ સાધ્યધર્મવાળો હોવાથી સપક્ષ છે એવો નિશ્ચય કર્યો છે; અને હેતુનું ત્યાં સત્ત્વ પણ નિશ્ચિત કર્યું છે. તો આ પછી કઈ વસ્તુ બાકી રહી જાય છે, જેની સિદ્ધિ હેતુથી થશે?

§૮ વળી સપક્ષનું આવું લક્ષણ કરીને 'સાધ્યધર્મસામાન્યને કારણે જે પક્ષ સમાન હોય તે સપક્ષ' દિગ્નાગના આ વચનની તથા 'અનુમેય અને તત્તુલ્યમાં સદ્ભાવ અને વિપક્ષમાં અસદ્ભાવ' એ ધર્મકીર્તિના વચનની વંચના જ કરી છે.

§૯ તે જ રીતે કેવલાન્વયી અને કેવલવ્યતિરેકી અનુમાનને માનનાર યૌગ (નૈયયિક) હેતુમાં પાંચ લક્ષણોનો નિર્વાહ કઈ રીતે કરી શકશે? માટે 'નિશ્ચિતાન્યથાનુપપત્તિ' એ એક જ હેતુનું નિર્દોષ લક્ષણ છે, એ સિદ્ધ થયું.

શંકા—પરમાર્થથી હેતુનું લક્ષણ તો આ એક જ છે, પરંતુ ત્રણ કે પાંચ લક્ષણ એ તો એનો જ વિસ્તાર છે.

સમાધાન—એમ માનીએ તો-બૌદ્ધે અબાધિતવિષયત્વ, અસત્પ્રતિપક્ષત્વ અને જ્ઞાતત્વ એ ત્રણ તથા નૈયાયિકે જ્ઞાતત્વ લક્ષણનું પણ કથન કરવું જોઈએ.

શંકા—વિપક્ષમાં નિશ્ચયપૂર્વક અભાવ છે એમ કહેવામાત્રથી अबाधितविषयत्व અને असत्प्रतिपक्षत्व, અને એ જ્ઞાપક હોય છે. આ વાતથી ज्ञातत्व પ્રાપ્ત થઈ ગયેલ જ છે.

સમાધાન—જો એમ હોય તો–હેતુ ગમક છે, એટલું કહેવાથી તમારા કહેલાં સઘળાં લક્ષણો પણ પ્રાપ્ત થઈ જાય છે જ, તો ફરીથી એ લક્ષણો કહેવાની શી આવશ્યકતા છે ? અર્થાત્ કંઈ આવશ્યકતા નથી. ૧૩.

(प०) **यस्त्वति** भवत्पक्षीयः। **पक्षमेवेति** तस्यापि ह्येतदेव लक्षणम्। **आचक्षीतेत्यस्मात्** पुरः 'कथयति चेत्थम्' इति गम्यम्। **न च विरोध** इति को भावः? साध्यधर्मवत्तया सपक्षत्वं साध्यत्वेनेष्टतया पक्षत्वम्। **वास्तवस्येति** सहजसिद्धस्य। वास्तवत्वं च साध्यधर्मवत्तया। **इच्छाव्यवस्थितेनेति** साधयितुमिष्टतया। **अशक्यत्वादित्यस्य** पुरः 'प्रवदति' इत्युचितत्वाद् गम्यम्। **स महात्मेति** उपहासवचनम्। **सत्त्वादेरिति** पुरः 'कथम्' इति गम्यम्। **साध्यधर्मस्येति** क्षणिकत्वस्य। **अवबोधेनेति** पक्षसपक्षयोरैक्यात् सपक्षे यदा साध्यधर्मावबोधो जातस्तदा पक्षेऽपि। **अनुमानानर्थक्यादिति** सपक्षे सत्त्वं निश्चित्यैव हि हेतुः प्रयोज्यः। अत्र च पक्षसपक्षयोरैक्यं त्वया कृतम्। ततः सपक्षसत्त्वनिश्चये एव साध्यधर्मनिश्चयान्निरर्थकमनुमानमित्यर्थः। एतदेव स्पष्टयति-**पक्षो हीत्यादिना**। **हेतोरिति** सत्त्वात्।

**एवमिति** अनया रीत्या। **अनेनेति** पूर्वोक्तवादिना। **सपक्षं लक्षयतेति** पक्ष एवेति ज्ञेयम्। **दिग्नागस्येति** न्यायप्रवेशकसूत्रकर्तुः। **तत्तुल्ये** इति सपक्षे। **असतीति** विपक्षे।

**तत्त्वमेतदेवेत्यादिना यौगसौगतोक्तिः**। **ज्ञातत्वं चेति** प्रतीतत्वं च। **ज्ञापकहेत्वधिकारादिति** कारकहेतुस्तु प्रमाणे नोपयुज्यते ॥१३॥

(टि०) **यस्त्वति अर्चटश्चर्चचतुरः**। **विरोध** इति पक्षसपक्षयोः। **वास्तवस्येति** मुख्यस्य। **साध्यधर्मस्येति** 'पक्ष एव सपक्षः' इत्यङ्गीक्रियमाणे क्षणिकत्वस्य पूर्वमेव सिद्धत्वादन्यथा सपक्ष एव न स्यात्। अतो वैयर्थ्यं प्रागपि पक्षसपक्षसिद्धेः। **पक्षो हीति** पक्ष एव सपक्षो निश्चितो यदि तत्र पक्षे सत्त्वं च हेतोर्निर्णीतम्।

**एवमिति** साध्यधर्म्मवान् सपक्ष इति प्रकारेण।

**अनेनेति** दुर्घटार्चटमतानुयायिना धीमतान्तेवासिना। **साध्यधर्मेति** अनित्यत्वादिना। **दिग्नागस्येति** न्यायप्रवेशकसूत्रकारस्य। **अनुमेये** इति पक्षे। **तत्तुल्ये** इति पक्षसमाने सपक्षे इत्यर्थः। **सद्भाव** इति हेतोरिति शेषः। ननु साध्यधर्मवान् सपक्षः। **असतीति** विपक्षे। **निश्चितान्यथेत्यादि**।

**अयमिति** पञ्चलक्षणः।

**तर्हि सौगतेनेति** बौद्धेन त्रिलक्षणहेत्वङ्गीकारात्। शेषलक्षणत्रयम्–द्वयं नैयायिकप्रतिपन्नं तृतीयं ज्ञातत्वं चाङ्गीकरणीयम्। नैयायिकेन तु पञ्चलक्षणसाधनस्वीकारात्, षष्ठं ज्ञातत्वलक्षणमाश्रयितव्यं षल्लक्षणत्वाद्धेतोः। **अशेषमपीति** पञ्चलक्षणत्वमपि ॥१३॥

साध्यविज्ञानमित्युक्तमिति साध्यमभिदधति–

**अप्रतीतमनिराकृतमभीप्सितं साध्यम् ॥१४॥**

§१. अप्रतीतमनिश्चितम्, अनिराकृतं प्रत्यक्षाद्यबाधितम्, अभीप्सितं साध्यत्वेनेष्टम् ॥१४॥

---

१ नेन पक्षं मु।

'સાધ્યવિજ્ઞાન' એમ ૧૦ મા સૂત્રમાં કહેલ છે. માટે સાધ્યલક્ષણનું નિરૂપણ—

**અપ્રતીત, અનિરાકૃત અને અભીપ્સિત હોય તે સાધ્ય છે. ૧૪.**

§૧. અપ્રતીત એટલે અનિશ્ચિત, અનિરાકૃત એટલે પ્રત્યક્ષાદિ પ્રમાણોથી અબાધિત અને અભીપ્સિત એટલે સાધ્ય તરીકે ઇષ્ટ સમજવું. ૧૪.

अप्रतीतत्वं समर्थयन्ते—

**शङ्कितविपरीतानध्यवसितवस्तूनां साध्यताप्रतिपत्त्यर्थमप्रतीतवचनम्॥१५॥**

§१. एवंविधमेव हि साध्यम्, अन्यथा साधनवैफल्यात् ॥१५॥

સાધ્યના અપ્રતીત વિશેષણનું સમર્થન—

**જેમને વિષે શંકા, વિપર્યય અને અનધ્યવસાય હોય એ સાધ્ય બને છે, તે જણાવવા માટે 'અપ્રતીત' એમ કહેવામાં આવ્યું છે. ૧૫.**

§૧ આવા લક્ષણથી યુક્ત જ 'સાધ્ય' હોય છે. અન્યથા હોય તો તેની સિદ્ધિ કરવી એ વ્યર્થ બની જાય છે. ૧૫.

अनिराकृतत्वं सफलयन्ति—

**प्रत्यक्षादिविरुद्धस्य साध्यत्वं मा प्रसज्यतामित्यनिराकृतग्रहणम् ॥१६॥**

§१. प्रत्यक्षादिविरुद्धस्य धनञ्जयादौ शैत्यादेः ॥१६॥

સાધ્યના અનિરાકૃત વિશેષણની સફલતા—

**પ્રત્યક્ષાદિ પ્રમાણથી બાધિત પદાર્થ સાધ્ય થઈ ન જાય, તે માટે 'અનિરાકૃત' એ વિશેષણનું ગ્રહણ કરેલ છે. ૧૬.**

§૧ અગ્નિ આદિમાં શૈત્ય આદિની સિદ્ધિ કરવી એ પ્રત્યક્ષ આદિ પ્રમાણથી વિરુદ્ધ–બાધિત છે. ૧૬

अभीप्सितत्वं व्यञ्जयन्ति—

**अनभिमतस्यासाध्यत्वप्रतिपत्तयेऽभीप्सितपदोपादानम् ॥१७॥**

§१. अनभिमतस्य साधयितुमनिष्टस्य ॥१७॥

સાધ્યના 'અભીપ્સિત' પદની સાર્થકતા—

**જે પદાર્થ સાધવાને–સિદ્ધ કરવાને અનભિમત હોય તે પદાર્થ સાધ્ય બનતો નથી એ જણાવવા માટે અભીપ્સિત વિશેષણ ગ્રહણ કરેલ છે. ૧૭.**

અનભિમત એટલે સાધવાને અનિષ્ટ. ૧૭.

साध्यत्वं सूत्रत्रयेण विषयविभागेन सङ्गिरन्ते—

**व्याप्तिग्रहणसमयाऽपेक्षया साध्यं धर्म एवान्यथा तदनुपपत्तेः ॥१८॥**

§१ धर्मो वह्निमत्त्वादिः, तस्या व्याप्तेरनुपपत्तेः ॥१८॥

વિષયનો વિભાગ કરી ત્રણ સૂત્ર દ્વારા સાધ્યનું નિયમન કરી બતાવે—

**વ્યાપ્તિ ગ્રહણ કરવાના સમયે ધર્મ જ સાધ્ય હોય છે, અન્ય પ્રકારે વ્યાપ્તિ ઘટી શકતી નથી. ૧૮.**

§१ ધર્મ એટલે વહ્નિમત્ત્વાદિ, તદનુપપત્તિ–એટલે વ્યાપ્તિની અનુપપત્તિ. ૧૮.

(૫૦) व्याप्तिग्रहणेति सूत्रे धर्म एवेति न तु धर्मी ॥१८॥

एतदेव भावयन्ति–

**न हि यत्र यत्र धूमस्तत्र तत्र चित्रभानोरिव धरित्रीधरस्याप्यनुवृत्तिरस्ति ॥१९॥**

व्यक्तमेतत् ॥१९॥

ઉપરોક્ત સૂત્રનું વિશેષ સ્પષ્ટીકરણ—

**જ્યાં જ્યાં ધૂમ હોય ત્યાં ત્યાં અગ્નિની જેમ પર્વતની પણ અનુવૃત્તિ નથી. ૧૯.**

આ સૂત્રનો અર્થ સ્પષ્ટ જ છે. તે આ પ્રમાણે–જ્યાં જ્યાં ધૂમ છે ત્યાં ત્યાં પર્વત અગ્નિવાળો છે–આ પ્રમાણે વ્યાપ્તિ બનતી નથી. ૧૯.

**आनुमानिकप्रतिपत्त्यवसरापेक्षया तु पक्षाऽपरपर्यायस्तद्‌विशिष्टः प्रसिद्धो धर्मी ॥२०॥**

§१. आनुमानिकी प्रतिपत्तिरनुमानोद्भवा प्रमितिः, तद्विशिष्टो व्याप्तिकालापेक्षया साध्यत्वाभिमतेन धर्मेण विशिष्टः ॥२०॥

**આનુમાનિક પ્રતિપત્તિ સમયે તો તેથી યુક્ત ધર્મી સાધ્ય છે. તેનું બીજું નામ પક્ષ છે. ૨૦**

§૧ આનુમાનિક પ્રતિપત્તિ એટલે અનુમાનજન્ય પ્રમિતિ. તેથી યુક્ત એટલે વ્યાપ્તિકાલની અપેક્ષાએ સાધ્ય તરીકે જે ધર્મ ઈષ્ટ હોય તેથી યુક્ત જે ધર્મી તે સાધ્ય છે. ૨૦.

प्रसिद्धो धर्मीत्युक्तम्। अथ यतोऽस्य प्रसिद्धिस्तदभिदधति–

**धर्मिणः प्रसिद्धिः क्वचिद्विकल्पतः कुत्रचित्प्रमाणतः क्वापि विकल्पप्रमाणाभ्याम् ॥२१॥**

§१. विकल्पोऽध्यवसायमात्रम् ॥२१॥

ધર્મી પ્રસિદ્ધ છે એમ કહેલ છે. તો–ધર્મીની પ્રસિદ્ધિ શાથી થાય છે, તેનું નિરૂપણ—

**ધર્મીની પ્રસિદ્ધિ ક્યાંઇક વિકલ્પથી, ક્યાંઈક પ્રમાણથી, તો ક્યાંઈક વળી વિકલ્પ અને પ્રમાણ બન્નેથી થાય છે. ૨૧.**

§૧ માત્ર અધ્યવસાય તે વિકલ્પ છે. ૨૧.

अथात्र क्रमेणोदाहरन्ति–

**यथा समस्ति समस्तवस्तुवेदी, क्षितिधरकन्धरेयं धूमध्वजवती, ध्वनिः परिणतिमान् ॥२२॥**

§१. अत्राद्योदाहरणे धर्मिणो विकल्पेन सिद्धिः । न हि हेतुप्रयोगात् पूर्वं विकल्पं विहाय विश्ववित् कुतोऽपि प्रासिध्यत् । द्वितीये प्रमाणेन प्रत्यक्षादिना, क्षितिधरकन्धरायास्तदानीं संवेदनात् । तृतीये तूभाभ्याम् । न हि श्रूयमाणादन्येषां देशकालस्वभावव्यवहितध्वनीनां ग्राहकं किञ्चित् तदानीं प्रमाणं प्रवर्तत इति विकल्पादेव तेषां सिद्धिः ।

ક્રમથી ઉદાહરણો—

**સમસ્ત વસ્તુને જાણનાર (સર્વજ્ઞ) છે, પર્વતની ટોચ અગ્નિવાળી છે, શબ્દ પરિણતિવાળો (અનિત્ય)છે. ૨૨**

§૧ અહીં પહેલા ઉદાહરણમાં ધર્મીની સિદ્ધિ વિકલ્પથી છે. કારણ કે હેતુનો પ્રયોગ કર્યા પહેલાં વિકલ્પ વિના બીજા કોઈ પ્રમાણથી સર્વજ્ઞરૂપધર્મી સિદ્ધ નથી. બીજું ઉદાહરણ પ્રમાણુસિદ્ધધર્મીનું જાણવું. કારણ કે પર્વતની ટોચરૂપ ધર્મી તે વખતે પ્રત્યક્ષ આદિ પ્રમાણથી સિદ્ધ છે. જ્યારે ત્રીજું ઉદાહરણ તો વિકલ્પ અને પ્રમાણ બન્નેથી સિદ્ધ થયેલા ધર્મીનું જાણવું. વર્તમાન કાળે સાંભળવામાં આવતા શબ્દ સિવાયના દેશ કાળ કે સ્વભાવથી વ્યવધાનવાળા શબ્દોનું ગ્રાહક કોઈ પણ પ્રમાણ તે વખતે નથી તેથી તેવા શબ્દોની સિદ્ધિ વિકલ્પથી જ છે. અર્થાત્ અહીં શબ્દથી ત્રણેકાળના અને સર્વ દેશના શબ્દો અભિપ્રેત છે. તેથી શબ્દરૂપ ધર્મી અંશતઃ વિકલ્પથી અને અંશતઃ પ્રમાણથી સિદ્ધ છે.

(प०) **अत्राद्योदाहरणे** इत्यादि गद्ये, **कुतोऽपीति** प्रमाणात् । **अन्येषामिति** एतावता श्रूयमाणो ध्वनिः प्रमाणसिद्धोऽन्ये विकल्पसिद्धाः ।

(टि०) **तृतीये तूभाभ्यामित्यादि** ॥ **तेषामिति** ध्वनीनाम् ।

§ २ ननु नास्ति विकल्पसिद्धो धर्मी, तन्मात्रेण सिद्धेः कस्याप्यसंभवात् । अन्यथाऽहंप्रथमिकया प्रमाणपर्येषणप्रयासः परीक्षकाणामकक्षीकरणीय एव भवेत् । प्रमाणमूलतायां पुनरेतस्य प्रमाणसिद्धप्रकारेणैव गतार्थत्वादिति । सोऽयं स्वयं विकल्पसिद्धं धर्मिणमाचक्षाणः परोक्तं प्रत्याचक्षाणश्च नियतमुत्स्वप्नायते । यदि हि विकल्पसिद्धो धर्मी नास्त्येव, तदा 'नास्ति विकल्पसिद्धो धर्मी, तन्मात्रेण सिद्धेः कस्याप्यसंभवात्' इत्यत्र कथं तमेवावोचथाः ! परोपगमादयमस्त्येवेति चेत् ।

"यदि परोपगमः प्रमितिस्तदा कथमयं प्रतिषेधविधिर्भवेत् ।
अथ तथा न तदापि बतोच्यतां कथमयं प्रतिषेधविधिर्भवेत्" ॥१॥

तस्मात् प्रमाणात् पृथग्भूतादपि विकल्पादस्ति काचित्तथाविधा सिद्धिः यामनाश्रयता तार्किकेण न क्षेमेणासितुं शक्यत इति ॥२२॥

§२ શંકા વિકલ્પ માત્રથી કોઈની પણ સિદ્ધિ થતી નથી. માટે વિકલ્પ સિદ્ધ ધર્મી છે જ નહિ. જો કદાચ વિકલ્પથી પણ પદાર્થની સિદ્ધિ માનવામાં

આવે તો-અમે પ્રથમ પ્રામાણિક થઈએ અર્થાત્ અમે પ્રમાણને પ્રથમ જાણી લઈએ એવો જે પરીક્ષક પુરુષોનો પ્રયત્ન છે તે વ્યર્થ થઈ જશે. અને જો વિકલ્પને પ્રમાણમૂલક કહો તો ધર્મી પ્રમાણસિદ્ધ થયો. એટલે કે-પ્રમાણસિદ્ધ ધર્મીના પ્રકારથી જ ગતાર્થ હોઇ અન્ય પ્રકાર અનાવશ્યક છે.

સમાધાન—આવું કથન કરનાર પોતે જ વિકલ્પસિદ્ધ ધર્મી સ્વીકારે છે. અને વળી બીજાએ કહેલ વિકલ્પસિદ્ધ ધર્મીનું ખંડન પણ કરે છે માટે અવશ્ય તે ઉંઘમાં જ બકવાદ કરી રહેલ છે એમ માનવું. કારણ કે-જો વિકલ્પસિદ્ધ ધર્મી નથી તો પછી તમે એમ કેમ કહ્યું કે 'વિકલ્પ માત્રથી કોઈની પણ સિદ્ધિ થતી નથી માટે વિકલ્પસિદ્ધ ધર્મી છે નહિ'. એટલે કે આ અનુમાનમાં તમે પોતે વિકલ્પસિદ્ધ ધર્મીને પક્ષ તરીકે કેમ કહ્યો ?

શંકા—અમે ભલેને ન માન્યો પણ બીજાઓએ તો વિકલ્પસિદ્ધ ધર્મી માનેલ છે માટે તેનો સ્વીકાર કરીને અમે અહીં એમ કહ્યું છે.

સમાધાન—"પણ બીજાઓની માન્યતા પ્રમાણસિદ્ધ હોય તો તેનો નિષેધ કેમ કરી શકાય ? અથવા બીજાઓની માન્યતા પ્રમાણસિદ્ધ ન હોય તો પણ ધર્મી અસત્ હોવાથી તેનો નિષેધ કઈ રીતે થઈ શકે ? અર્થાત્ ન થઈ શકે" માટે પ્રમાણથી ભિન્ન એવા વિકલ્પથી પણ કોઈ એક એવી પદાર્થની સિદ્ધિ છે, કે જેને માન્યા સિવાય તાર્કિકને સુખ ઉપજતું નથી. સારાંશ છે કે (૧) જે પક્ષ-ધર્મીનું અસ્તિત્વ કે નાસ્તિત્વ પ્રમાણથી સિદ્ધ ન હોય, પરંતુ અસ્તિત્વ કે નાસ્તિત્વ સિદ્ધ કરવાને માટે જેનો પક્ષ તરીકે નિર્દેશ કરવામાં આવે તે વિકલ્પથી સિદ્ધ કહેવાય. જેમકે-સર્વજ્ઞ. સર્વજ્ઞનું અસ્તિત્વ કે નાસ્તિત્વ હજુ સુધી સિદ્ધ નથી માટે સર્વજ્ઞ વિકલ્પસિદ્ધધર્મી છે, (૨) પ્રત્યક્ષ કે બીજા કોઇ પ્રમાણથી જેના અસ્તિત્વનો નિશ્ચય હોય તે પ્રમાણસિદ્ધધર્મી કહેવાય છે, જેમ કે-પર્વત. 'પર્વત' પ્રત્યક્ષપ્રમાણથી સિદ્ધ છે. (૩) શબ્દ અનિત્ય છે, આ અનુમાનનો ધર્મી શબ્દ ઉભયસિદ્ધ છે, કારણ કે વર્તમાનકાલીન શબ્દ પ્રત્યક્ષથી અને ભૂતભવિષ્યકાલીન શબ્દ વિકલ્પથી સિદ્ધ છે. ૨૨.

(प०) **ननु नास्तीति** सौगतवचम्। **सोऽयं स्वयमित्यादि** सूरिवाक्यम्। **धर्मिणमाचक्षाण** इति धर्मी हि प्रतीतः कर्त्तव्यः । तस्य नास्तित्वं साध्यो धर्मः ।

**प्रमितिरिति** प्रमाणम् । **अथ तथा नेति** परोपगमो न प्रमाणम् । **तार्किकेणेति** भवता सोपहासं वाक्यम् ॥२२॥

(टि०) **तन्मात्रेणेति** विकल्पमात्रेण । **कस्यापीति** पदार्थस्य । **अन्यथेति** विकल्पमात्रेण सिद्धावपि । **अहंप्रथमीति** अहमहमिकया । **एतस्येति** विकल्पस्य । **तमेवेति** विकल्पसिद्धधर्म्मिणम् । **परोपगमादिति** जैनेनाङ्गीकारात् । **अयमिति** विकल्पसिद्धो धर्म्मी ।

**यदि परेत्यादि** ॥ **परोपगम** इति जैनेनाङ्गीकृतपक्षः प्रमाणं चेत् । **अयमिति** भवत्प्रयुक्तः । **प्रतिषेधेति** विकल्पसिद्धधर्मिनिषेधको विधिः ॥ **तथा नेति** परोपगमो न प्रमाणं चेत् ॥२२॥

अधुना परार्थानुमानं प्ररूपयन्ति—

**पक्षहेतुवचनात्मकं परार्थमनुमानमुपचारात् ॥२३॥**

§१ पक्षहेतुवचनात्मकत्वं च परार्थानुमानस्य व्युत्पन्नमतिप्रतिपाद्यापेक्षयाऽत्रोक्तम् । अतिव्युत्पन्नमतिप्रतिपाद्याऽपेक्षया तु धूमोऽत्र दृश्यत इत्यादि हेतुवचनमात्रात्मकमपि तद्भवति । बाहुल्येन तत्प्रयोगाभावात्तु नैतत्साक्षात्सूत्रे सूत्रितम्, उपलक्षितं तु द्रष्टव्यम्।

§२ मन्दमतिप्रतिपाद्यापेक्षया तु दृष्टान्तादिवचनात्मकमपि तद्भवति । यद्वक्ष्यन्ति "मन्दमतींस्तु व्युत्पादयितुं दृष्टान्तोपनयनिगमनान्यपि प्रयोज्यानि" (२. ४२.) इति ।

§३ पक्षहेतुवचनस्य च जडरूपतया मुख्यतः प्रामाण्याऽयोगे सति उपचारादित्युक्तम् । कारणे कार्योपचारादित्यर्थः । प्रतिपाद्यगतं हि यज्ज्ञानं तस्य कारणं पक्षादिवचनम् । कार्ये कारणोपचाराद्वा । प्रतिपादकगतं हि यत् स्वार्थानुमानं तस्य कार्यं तद्वचनमिति ॥२३॥

પરાર્થાનુમાનનું લક્ષણ—

**પક્ષ અને હેતુના વચનરૂપ પરાર્થાનુમાન ઉપચારથી છે. ૨૩.**

§૧ પક્ષ અને હેતુના વચનરૂપ પરાર્થાનુમાન છે એમ જે કહેવામાં આવ્યું છે, તે વ્યુત્પન્ન બુદ્ધિવાળા શિષ્ય (જિજ્ઞાસુ શ્રોતા) ની અપેક્ષાથી કહેલ છે, અને અતિવ્યુત્પન્નબુદ્ધિવાળા શિષ્યની અપેક્ષાએ તો 'અહીં ધૂમાડો દેખાય છે' એ પ્રમાણે માત્ર હેતુવચનાત્મક પણ પરાર્થાનુમાન હોય છે. પરંતુ માત્ર હેતુવચનાત્મક પરાર્થાનુમાનનો પ્રયોગ બહુધા થતો નથી, માટે સૂત્રમાં તેનું સાક્ષાત ઉપાદાન કરેલ નથી, પરંતુ ઉપલક્ષણ દ્વારા તે પણ સમજી લેવું.

§૨ વળી, મંદમતિવાળા શિષ્યાદિની અપેક્ષાએ તો દૃષ્ટાન્તાદિવચનરૂપ પણ પરાર્થાનુમાન થાય છે. આ બાબત સૂત્રકાર પોતે જ 'મંદમતિને બોધ કરાવવા માટે દૃષ્ટાન્ત, ઉપનય અને નિગમનનો પણ પ્રયોગ કરવો' એમ કહે છે. (જુઓ ૩. ૪૨.).

§૩ પક્ષ અને હેતુ વચન જડરૂપ હોવાથી મુખ્યપણે તેમાં પ્રામાણ્યનો યોગ નથી માટે સૂત્રકારે તેને ઉપચારથી અનુમાન કહેલ છે. કારણમાં કાર્યનો, અથવા કાર્યમાં કારણનો એમ ઉપચાર બે પ્રકારે થાય છે તે આ પ્રમાણે-શિષ્યાદિગત જ્ઞાનનું કારણ પક્ષાદિ વચન છે તેથી તેમાં જ્ઞાનરૂપ કાર્યનો ઉપચાર છે. તેવી જ રીતે પ્રતિપાદક (આચાર્ય)ગત સ્વાર્થાનુમાનજ્ઞાનનું કાર્ય પક્ષાદિ વચન છે આથી કાર્યમાં કારણનો પણ ઉપચાર સિદ્ધ થયો. ૨૩.

(प०) **प्रतिपादकगतं** हीत्यादिगद्ये **स्वार्थानुमानमिति** कारणभूतम् ॥२३॥

(टि०) **पक्षहेत्वित्यादि** ॥ **तदिति** परार्थानुमानम् । **तत्प्रयोगेति** हेतुप्रयोगाभावात् । **जडरूपतयेति** यतः स्वपरव्यवसायि ज्ञानं प्रमाणं ततः पक्षहेतुवचनं जडस्वभावमेव । **तस्येति** स्वार्थानुमानस्य । **तद्वचनमिति** परार्थानुमानवचनम् ॥२३॥

संप्रति व्याप्तिपुरस्सरं पक्षधर्मतोपसंहारं तत्पूर्विकां वा व्याप्तिमाचक्षाणान् भिक्षून् पक्षप्रयोगमङ्गीकारयितुमाहुः—

**साध्यस्य प्रतिनियतधर्मिसंबन्धिताप्रसिद्धये हेतोरुपसंहारवचनवत् पक्षप्रयोगोऽप्यवश्यमाश्रयितव्यः ॥२४॥**

§१ यथा यत्र धूमस्तत्र धूमध्वज इति हेतोः सामान्येनाधारप्रतिपत्तावपि पर्वतादिविशिष्टधर्मिधर्मताधिगतये 'धूमश्चात्र' इत्येवंरूपमुपसंहारवचनमवश्यमाश्रीयते सौगतैः, तथा साध्यधर्मस्य नियतधर्मिधर्मतासिद्धये पक्षप्रयोगोऽप्यवश्यमाश्रयितव्य इति ॥२४॥

વ્યાપ્તિપૂર્વક પક્ષધર્મતાનો ઉપસંહાર, અથવા પક્ષધર્મતાના ઉપસંહાર. પૂર્વક વ્યાપ્તિનો પ્રયોગ કરનાર ભિક્ષુ-બૌદ્ધ પણ પક્ષપ્રયોગ સ્વીકારે તે માટેનું કથન—

**સાધ્ય નિયતધર્મી સાથે સંબદ્ધ છે તે સિદ્ધ કરવા માટે હેતુના ઉપસંહાર વચનની જેમ પક્ષનો પ્રયોગ પણ અવશ્ય કરવો જોઈએ ૨૪.**

§૧ જ્યાં ધૂમ હોય ત્યાં અગ્નિ હોય એ વ્યાપ્તિના પ્રયોગથી સામાન્ય રૂપે હેતુના આધારનું જ્ઞાન થઈ જાય છતાં ધૂમાડો પર્વતાદિ રૂપ વિશેષ ધર્મીનો ધર્મ છે એ પ્રકારે પક્ષધર્મતાનું જ્ઞાન કરવા 'અહીં ધૂમ છે,' એ પ્રમાણે હેતુનું ઉપસંહાર વચન જેમ બૌદ્ધોએ માનેલ છે, તેમ સાધ્યને પણ નિયતધર્મીનો ધર્મ સિદ્ધ કરવાને તેઓએ પક્ષ પ્રયોગ પણ અવશ્ય સ્વીકારવો જોઈએ. સારાંશ કે બૌદ્ધ પક્ષનો પ્રયોગ કરવાનું આવશ્યક માનતા નથી. એ માન્યતાનું નિરાકરણ અહીં છે. જો પક્ષનો પ્રયોગ કરવામાં ન આવે તો સાધ્ય ક્યાં સિદ્ધ કરવાનું છે એ જાણવામાં નહિ આવે, માટે સાધ્યધર્મનો નિયતધર્મી સાથે સંબંધ જણાવવા માટે પક્ષનું કથન કરવું આવશ્યક છે. ૨૪.

(टि०) **संप्रतीत्यादि।** **उपसंहारमिति** यत्सत्तत्क्षणिकं सन्तश्च भावाः। **तत्पूर्विकामिति** पक्षधर्मतोपसंहारपूर्विकाम्–शब्दः कृतको दृश्यते यच्च कृतकं तदनित्यम् ॥२४॥

अमुमेवार्थं सोपालम्भं समर्थयन्ते–

**त्रिविधं साधनमभिधायैव तत्समर्थनं विदधानः कः खलु न पक्षप्रयोगमङ्गीकुरुते ॥२५॥**

§१ त्रिविधं कार्यस्वभावानुपलम्भभेदात्। तस्य साधनस्य समर्थनम्–असिद्धतादिव्युदासेन स्वसाध्यसाधनसामर्थ्योपदर्शनम्। न हि असमर्थितो हेतुः साध्यसिद्ध्यङ्गम्, अतिप्रसङ्गात्। ततः पक्षप्रयोगमनङ्गीकुर्वता तत्समर्थनरूपं हेतुमनभिधायैव तत्समर्थनं विधेयम्।

§२ "हन्त हेतुरिह जल्प्यते न चेत्, अस्तु कुत्र स समर्थनाविधिः।
तर्हि पक्ष इह जल्प्यते न चेत्, अस्तु कुत्र स समर्थनाविधिः ॥१॥
प्राप्यते ननु विवादतः स्फुटं पक्ष एष किमतस्तदाख्यया।
तर्हि हेतुरपि लभ्यते ततोऽनुक्त एव तदसौ समर्थ्यताम् ॥२॥

मन्दमतिप्रतिपत्तिनिमित्तं सौगत ! हेतुमथामिदधीथाः ।
मन्दमतिप्रतिपत्तिनिमित्तं तर्हि न किं परिजल्पसि पक्षम् ॥३॥"॥२५॥

પક્ષપ્રયોગની આવશ્યકતાનું ઉપાલંભ (ઠપકો) આપીને સમર્થન—

ત્રણ પ્રકારનાં હેતુનું કથન કરીને તેનું સમર્થન કરનાર એવો કોણ હશે કે જે પક્ષનો પ્રયોગ કરવાનો સ્વીકાર ન કરે ? ૨૫.

§૧. કાર્ય, સ્વભાવ અને અનુપલબ્ધિ એમ ત્રણ પ્રકારે હેતુ છે. તે હેતુનું સમર્થન—એટલે તેમાં અસિદ્ધતા આદિ દોષ દૂર કરીને પોતાના સાધ્યને સિદ્ધ કરવાનું સમર્થ્ય દેખાડવું તે. કારણ કે સમર્થન વિનાનો હેતુ અતિપ્રસંગ દોષને કારણે સાધ્યસિદ્ધિનું કારણ થઈ શકતો નથી. એટલે કે પક્ષપ્રયોગ નહિ સ્વીકારનાર બૌદ્ધ હેતુના સમર્થનરૂપ અંગની પૂર્તિ પણ હેતુના કથન વિના જ કરવી જોઈએ, અર્થાત્ હેતુના પ્રયોગ વિના જ તેનું સમર્થન કરો !

§ ૨ શંકા—"જો અહીં હેતુ ન કહેવાય તો સમર્થન વિધિ ક્યાં થાય ?

સમાધાન—એમ હોય તો-અનુમાનમાં પક્ષ ન કહેવાય તો સમર્થન વિધિ ક્યાં થશે ? એ તમે જ કહો.

શંકા—વિવાદથી આ પક્ષ છે એમ સ્પષ્ટ થઈ જાય છે, તો પછી તેનું કથન કરવાની શી આવશ્યકતા છે ?

સમાધાન—જો એમ હોય તો એ જ રીતે હેતુ પણ વિવાદથી જ્ઞાત થઇ જશે માટે હેતુના કથન વિના જ તેનું સમર્થન કરવું જોઈએ.

શંકા—મંદબુદ્ધિવાલા પુરુષને માટે હેતુનું કથન કરવું જોઈએ.

સમાધાન—તો પછી મંદબુદ્ધિવાળા પુરુષને માટે પક્ષનું કથન કેમ કરતા નથી ?" ૨૫.

(प०) **कार्यस्वभावानुपलम्भभेदादिति** यत्र धूमस्तत्र वह्निः इति कार्यहेतुः । यत् सत् तत्क्षणिकं इति स्वभावहेतुः । यदुपलब्धिलक्षणप्राप्तं सन्नोपलभ्यते तन्नास्ति इत्यनुपलब्धिहेतुः ।

**हन्त हेतुरित्यादि** परः । **स** इति असिद्धतादिव्युदासरूपः । **तर्हि पक्ष** इति सूरिः । **स समर्थनाविधिरिति** हेतुरूपः । **प्राप्यते** इति परः । **तर्हि हेतुरित्यादि** सूरिः ॥२५॥

(टि०) **ततः पक्षप्रयोगे**त्यादि । **तत्समर्थने**ति परवादिना पक्षदूषणे उद्भाविते पक्षसमर्थनलक्षणम् । पक्षसमर्थनं—मदीयोऽयं हेतुरसिद्धो न भवतीत्यभिधाने पक्षः समर्थ्यत एव, यतोऽयमपि पक्ष एव ॥ **तत्समर्थनमि**ति पक्षसमर्थनम् ॥२५॥

अथ प्रत्यक्षस्यापि पारार्थ्यं समर्थयन्ते—

**प्रत्यक्षपरिच्छिन्नार्थाभिधायि वचनं परार्थं प्रत्यक्षम्, परप्रत्यक्षहेतुत्वात् ॥२६॥**

§१ यथाऽनुमानप्रतीतोऽर्थः परस्मै प्रतिपाद्यमानो वचनरूपापन्नः परार्थमनुमानमुच्यते, तथा प्रत्यक्षप्रतीतोऽपि तथैव परार्थं प्रत्यक्षमित्युच्यताम्, परप्रत्यायनस्योभयत्राप्यविशिष्टत्वादिति ॥२६॥

પ્રત્યક્ષ પણ પરાર્થ છે-એવું સમર્થન—

**પ્રત્યક્ષ પ્રમાણથી જાણેલ પદાર્થનું કથન કરનારું વચન પરાર્થ પ્રત્યક્ષ છે, કારણ કે-તે પરના પ્રત્યક્ષમાં કારણ છે. ૨૬.**

§ ૧. અનુમાનથી જાણેલ પદાર્થનો બીજા પુરુષને બોધ કરાવવા માટે કરાતું કથન જેમ પરાર્થાનુમાન કહેવાય છે, તેમ પ્રત્યક્ષથી જાણેલ પદાર્થનો પર પુરુષને પ્રત્યક્ષ બોધ કરાવવા માટે કરાતા કથનને પરાર્થ પ્રત્યક્ષ કહેવું જોઈએ, કારણ પરને બોધ કરાવવો એ બન્ને સ્થળે સમાન જ છે. ૨૬.

(૫०) तथैवेति परस्मै प्रतिपाद्यमानः ॥२६॥

एतदुल्लिखन्ति—

**यथा पश्य पुरः स्फुरत्किरणमणिखण्डमण्डिताभरणभारिणीं जिनपति-प्रतिमाम् ॥२७॥**

§१ व्यक्तमदः । एवं स्मरणादेरपि यथासम्भवं पारार्थ्यं प्रतिपत्तव्यम् । तथा च वदन्ति—

"स्मरत्यदो दाशरथिर्भवन् भवानमुं वनान्ताद् वनिताऽपहारिणम् ।
पयोधिमावद्धचलज्जलाविलं विलङ्घ्य लङ्कां निकषा हनिष्यति ॥१॥" [शिशु० १.६८.]

"परिभावय स एवाऽयं मुनिः पूर्वं नमस्कृतः" इत्यादि ॥२७॥

પરાર્થ પ્રત્યક્ષનું ઉદાહરણ—

**જેમ કે કિરણો પ્રસારતી મણિઓના કણો જડેલ આભૂષણોને ધારણ કરનારી આ સામેની જિનેશ્વર ભગવંતની પ્રતિમા જો. ૨૭.**

§ ૧ આનો અર્થ સ્પષ્ટ છે. એ જ રીતે યથાસંભવ પરાર્થ સ્મરણાદિ પણ જાણી લેવું જોઈએ. કહ્યું છે કે—"આપ રામ હતા ત્યારે બાંધેલ અને ચલાયમાન જલયુક્ત સમુદ્રને ઓળંગી આપે વનમાંથી સ્ત્રીનું અપહરણ કરનાર આને (રાવણને) લંકા પાસે હણ્યો તે યાદ છે ? " આ પરાર્થ સ્મરણનું દૃષ્ટાન્ત છે.

'જુઓ આ તે જ મુનિ છે, કે જેને આપણે પહેલાં નમસ્કાર કર્યા હતા". આ પરાર્થ પ્રત્યભિજ્ઞાનનું દૃષ્ટાન્ત છે. ૨૭.

प्रासङ्गिकमभिधाय पक्षहेतुवचनात्मकं परार्थमनुमानमिति प्रागुक्तं समर्थयन्ते—

**पक्षहेतुवचनलक्षणमवयवद्वयमेव परप्रतिपत्तेरङ्गम्, न दृष्टान्तादि-वचनम् ॥२८॥**

§१. आदिशब्देनोपनयनिगमनादिग्रहः । एवं च यद् व्याप्त्युपेतं पक्षधर्मतोपसंहाररूपं सौगतैः, पक्षहेतुदृष्टान्तस्वरूपं भाट्टप्राभाकरकापिलैः, पक्षहेतुदृष्टान्तोपनयनिगमनलक्षणं नैयायिकवैशेषिकाभ्यामनुमानमाम्नायि, तदपास्तम्, व्युत्पन्नमतीन् प्रति पक्षहेतुवचसोरेवोपयोगात् ॥२८॥

પ્રાસંગિકની ચર્ચા કરીને હવે પૂર્વે કહેલ પક્ષ અને હેતુના વચનરૂપ પરાર્થાનુમાનનું સમર્થન કરે છે—

**પક્ષ અને હેતુનો પ્રયોગ એમ બે જ અવયવો પરને બોધ કરાવવામાં કારણ છે, પરંતુ દૃષ્ટાન્ત આદિનો પ્રયોગ કારણ નથી. ૨૮.**

§ ૧ સૂત્રમાં કહેલ 'આદિ' પદથી ઉપનય અને નિગમનાદિનું ગ્રહણ કરવું. આ પ્રમાણે કહેવાથી–બૌદ્ધ સંમત વ્યાપ્તિયુક્ત પક્ષધર્મતાના ઉપસંહાર રૂપ; ભાટ્ટ, પ્રાભાકર (બન્ને મીમાંસક) તથા કાપિલ (સાંખ્ય)ને માન્ય પક્ષ, હેતુ અને દૃષ્ટાન્તરૂપ, તથા નૈયાયિક અને વૈશેષિકને સંમત–પક્ષ, હેતુ, દૃષ્ટાન્ત, ઉપનય અને નિગમનરૂપ અનુમાનનું નિરસન થયું જાણવું. કારણ કે–વ્યુત્પન્નમતિ પ્રમાતાને પક્ષ અને હેતુ વચનનો જ ઉપયોગ છે. ૨૮.

पक्षप्रयोगं प्रतिष्ठाप्य हेतुप्रयोगप्रकारं दर्शयन्ति—

**हेतुप्रयोगस्तथोपपत्त्यन्यथानुपपत्तिभ्यां द्विप्रकारः ॥२९॥**

§१. तथैव साध्यसंभवप्रकारेणैवोपपत्तिस्तथोपपत्तिः । अन्यथा साध्याभावप्रकारेणानुपपत्तिरेवान्यथानुपपत्तिः ॥२९॥

પક્ષપ્રયોગની પ્રતિષ્ઠા કરીને હેતુપ્રયોગના પ્રકારોનું કથન—

**હેતુપ્રયોગ–૧ તથોપપત્તિ અને ૨ અન્યથાનુપપત્તિ–એમ બે પ્રકારે છે. ૨૮.**

§ ૧ તથૈવ–એટલે કે-સાધ્યનો સંભવ(સત્તા) હોય તો જ હેતુની ઉપપત્તિ થાય તે તથોપપત્તિ છે. અન્યથા એટલે સાધ્યનો અભાવ હોય ત્યારે હેતુની અનુપપત્તિ જ હોય તે અન્યથાનુપપત્તિ છે. ૨૯.

अमू एव स्वरूपतो निरूपयन्ति—

**सत्येव साध्ये हेतोरुपपत्तिस्तथोपपत्तिः, असति साध्ये हेतोरनुपपत्तिरेवान्यथानुपपत्तिः ॥३०॥**

निगदव्याख्यानम् ॥३०॥

હેતુના એ બન્ને પ્રકારનું સ્વરૂપ—

**સાધ્ય હોય તો જ હેતુનું હોવું તે તથોપપત્તિ છે, અને સાધ્ય ન હોય તો હેતુનું પણ ન જ હોવું તે અન્યથાનુપપત્તિ છે. ૩૦.**

વ્યાખ્યા સ્પષ્ટ છે. ૩૦

प्रयोगतोऽपि प्रकटयन्ति—

**यथा कृशानुमानयं पाकप्रदेशः, सत्येव कृशानुमत्त्वे धूमवत्त्वस्योपपत्तेः, असत्यनुपपत्तेर्वा ॥३१॥**

एतदपि तथैव ॥३१॥

હેતુના બન્ને પ્રકારોના પ્રયોગનું પ્રદર્શન—

**જેમ કે-આ પાકશાલા-રસોડું અગ્નિવાળું છે, કારણ કે-અગ્નિ હોય તો જ ધૂમ હોય છે, અથવા અગ્નિ ન હોય તો ધૂમ પણ હોતો નથી. ૩૧.**

આ સૂત્રની વ્યાખ્યા પણ સ્પષ્ટ જ છે. ૩૧.

(પ૦) एतदपि तथैवेति निगदव्याख्यातमेव ॥३१॥

(ટિ૦) एतदपि तथैवेति निगदव्याख्यातमेव ॥३१॥

अमुयोः प्रयोगौ नियमयन्ति—

**अनयोरन्यतरप्रयोगेणैव साध्यप्रतिपत्तौ द्वितीयप्रयोगस्यैकत्रानुपयोगः ॥३२॥**

§१ अयमर्थः—प्रयोगयुग्मेऽपि वाक्यविन्यास एव विशिष्यते, नार्थः । स चान्यतरप्रयोगेणैव प्रकटीबभूवेति किमपरप्रयोगेण ? इति ॥३२॥

હેતુના આ બન્ને પ્રકારના પ્રયોગ વિષે નિયમન—

**આ બેમાંથી કોઈ એકનો પ્રયોગ કરવાથી સાધ્યનું જ્ઞાન થતું હોવાથી એક જ સ્થળે બીજાનો પ્રયોગ વ્યર્થ છે. ૩૨.**

§ ૧ હેતુના આ બન્ને પ્રકારના પ્રયોગમાં 'વાક્યરચના'ની જ વિશેષતા છે પરંતુ અર્થની નથી. અને તે અર્થ તો કોઈ પણ એક પ્રકારના પ્રયોગથી પ્રકટ થઈ જાય છે, તો પછી બીજા પ્રયોગની શી જરૂર છે ? ૩૨.

§१ अथ यदुक्तं 'न दृष्टान्तादिवचनं परप्रतिपत्तेरङ्गम्' (३. २८) इति । तत्र दृष्टान्तवचनं तावन्निराचिकीर्षवः—तद्धि किं परप्रतिपत्त्यर्थं परैरङ्गीक्रियते ?, किंवा हेतोरन्यथानुपपत्तिनिर्णीतये ?, यद्वाऽविनाभावस्मृतये ?—इति विकल्पेषु प्रथमं विकल्पं तावद् दूषयन्ति—

**न दृष्टान्तवचनं परप्रतिपत्तये प्रभवति, तस्यां पक्षहेतुवचनयोरेव व्यापारोपलब्धेः ॥३३॥**

§२ प्रतिपन्नाऽविस्मृतसंबन्धस्य हि प्रमातुरग्निमानयं देशो धूमवत्त्वान्यथानुपपत्तेरित्येतावतैव भवत्येव साध्यप्रतीतिरिति ॥३३॥

§ ૧ 'દૃષ્ટાન્તાદિનો પ્રયોગ પરને બોધનું કારણ નથી' એમ કહેવામાં આવ્યું છે. તેમાંથી પ્રથમ દૃષ્ટાન્તવચનનું નિરાકરણ કરવાની ઇચ્છાથી સૂત્રકાર, દૃષ્ટાન્ત વચનનો અંગીકાર પરપ્રતિપત્તિ (બીજાના જ્ઞાન) માટે છે, હેતુની અન્યથાનુપપત્તિના નિર્ણય માટે છે કે અવિનાભાવસંબંધ-વ્યાપ્તિ)ના સ્મરણ માટે છે ?-આ ત્રણ વિકલ્પમાંથી પહેલા વિકલ્પના દૂષણનું કથન કરે છે-

**દૃષ્ટાન્તવચન પરને બોધ કરાવવાને સમર્થ નથી, કારણ કે-બીજાના બોધમાં પક્ષ અને હેતુવચનનો જ વ્યાપાર જોવામાં આવે છે. ૩૩.**

§ ૧ જેણે સંબંધને પ્રથમ જાણ્યો હોય અને તેને ભૂલ્યો પણ ન હોય, એવા પ્રમાતાને તો 'આ પ્રદેશ અગ્નિવાળો છે, કારણ કે અગ્નિ ન હોત તો ધૂમ ન હોત' માત્ર આટલું કહેવાથી જ, અર્થાત્ પક્ષ અને હેતુવચનથી જ સાધ્યનું જ્ઞાન થઈ જાય છે. ૩૩.

(પ૦) **प्रतिपन्नाविस्मृतसम्बन्धस्येति** पूर्वज्ञाताऽविस्मृतसम्बन्धस्य ॥३३॥

(ટિ૦) तद्धीति दृष्टान्तवचनम् ।

**न दृष्टान्ते**त्यादि । **तस्यामि**ति परप्रतिपत्तौ ॥३३॥

द्वितीयं विकल्पं परास्यन्ति—

**न च हेतोरन्यथानुपपत्तिनिर्णीतये, यथोक्ततर्कप्रमाणादेव तदुपपत्तेः॥३४॥**

§१ दृष्टान्तवचनं प्रभवतीति योगः ॥३४॥

બીજા વિકલ્પનું ખંડન—

હેતુની અન્યથાનુપપત્તિનો નિર્ણય કરવામાં પણ નથી, કારણ કે–હેતુના અવિનાભાવના નિર્ણય તો પૂર્વોક્ત તર્ક પ્રમાણથી જ થાય છે. ૩૪.

§ ૧ સૂત્ર ૩૩ માંથી 'દૃષ્ટાન્તવચન સમર્થ' આ અંશની અનુવૃત્તિ 'નથી' પહેલાં કરવી. ૩૪.

अत्रैवोपपत्त्यन्तरमुपवर्णयन्ति—

**नियतैकविशेषस्वभावे च दृष्टान्ते साकल्येन व्याप्तेरयोगतो विप्रतिपत्तौ तदन्तरापेक्षायामनवस्थितेर्दुर्निवारः समवतारः ॥३५॥**

§१ प्रतिनियतव्यक्तौ हि व्याप्तिनिश्चयः कर्तुमशक्यः । ततो व्यक्त्यन्तरेषु व्याप्त्यर्थं पुनर्दृष्टान्तान्तरं मृग्यम् । तस्यापि व्यक्तिरूपत्वेनापरदृष्टान्तापेक्षायामनवस्था स्यात् ॥३५॥

આમાં જ બીજી યુક્તિનું પ્રદર્શન—

દૃષ્ટાન્ત નિયત એક સ્વભાવવાળું હોય છે, માટે તેમાં સંપૂર્ણ વ્યાપ્તિ ઘટી શકતી નથી. એટલે જ્યારે દૃષ્ટાન્તમાં વ્યાપ્તિ સંબંધી વિવાદ ઉપસ્થિત થાય ત્યારે બીજું દૃષ્ટાન્ત શોધવું પડે અને તેથી અનવસ્થા દોષ અનિવાર્ય થઈ પડશે. ૩૫.

§ ૧ કોઈ એક નિયત વ્યક્તિમાં વ્યાપ્તિનો નિશ્ચય થઈ શકતો નથી. તેથી–બીજી વ્યક્તિમાં વ્યાપ્તિના નિશ્ચય માટે બીજું દૃષ્ટાન્ત શોધવું પડે, અને એ પણ એક વ્યક્તિવિશેષ હોવાથી તેમાં પણ વ્યાપ્તિના નિશ્ચય માટે નવું દૃષ્ટાન્ત શોધવું પડે. એ રીતે અનવસ્થા દોષ આવે છે. ૩૫.

(प०) **नियतैकविशेषस्वभावे** इति नियत एको विशेषः कृतकत्वादिः । **तदन्तरापेक्षायामि**ति दृष्टान्तान्तरापेक्षायाम् । **प्रतिनियतव्यक्तावि**ति महानसादौ व्याप्तिनिश्चयः कर्तुमशक्य इति । को भावः ? सामान्यमात्रव्यापिका हि सा ॥३५॥

तृतीयविकल्पं पराकुर्वन्ति—

**नाप्यविनाभावस्मृतये, प्रतिपन्नप्रतिबन्धस्य व्युत्पन्नमतेः पक्षहेतुप्रदर्शनेनैव तत्प्रसिद्धेः ॥३६॥**

§१ दृष्टान्तवचनं प्रभवतीति योगः ॥३६॥

અવિનાભાવનું સ્મરણ કરાવવામાં પણ નથી. કારણ:કે-જે બુદ્ધિમાન પુરુષે પૂર્વે વ્યાપ્તિ જાણી છે, તેને માત્ર પક્ષ અને હેતુ જણાવવા માત્રથી જ અવિનાભાવનું સ્મરણ થઈ જાય છે. ૩૬.

સૂત્ર ૩૩ માંથી 'દૃષ્ટાન્તવચન સમર્થ' આ અંશની અનુવૃત્તિ કરવી. ૩૬.

अमुमेवार्थं समर्थयन्ते—

**अन्तर्व्याप्त्या हेतोः साध्यप्रत्यायने शक्तावशक्तौ च बहिर्व्याप्तेरुद्भावनं व्यर्थम् ॥३७॥**

§१ अयमर्थः—

"अन्तर्व्याप्तेः साध्यसंसिद्धिशक्तौ बाह्यव्याप्तेर्वर्णनं वन्ध्यमेव ।
अन्तर्व्याप्तेः साध्यसंसिद्ध्यशक्तौ बाह्यव्याप्तेर्वर्णनं वन्ध्यमेव ॥१॥"

मत्पुत्रोऽयं बहिर्वक्ति, एवंरूपस्वरान्यथानुपपत्तेः, इत्यत्र बहिर्व्याप्त्यभावेऽपि गमकत्वस्य; स श्यामः, तत्पुत्रत्वात्, इतरतत्पुत्रवत्—इत्यत्र तु तद्भावेऽप्यगमकत्वस्योपलब्धेरिति ॥३७॥

એ જ બાબતનું સમર્થન—

હેતુ અન્તર્વ્યાપ્તિ દ્વારા સાધ્ય જણાવવાને સમર્થ હોય તો બહિર્વ્યાપ્તિનું કથન કરવું વ્યર્થ છે, અને અન્તર્વ્યાપ્તિદ્વારા હેતુ જો સાધ્યને જણાવવાને અસમર્થ હોય તો પણ બહિર્વ્યાપ્તિનું ઉદ્ભાવન વ્યર્થ છે. ૩૭.

§ ૧ આ પ્રમાણે અર્થ છે-"અન્તર્વ્યાપ્તિ સાધ્યસિદ્ધિમાં સમર્થ હોય તો-બહિર્વ્યાપ્તિનું વર્ણન વ્યર્થ છે. અને અન્તર્વ્યાપ્તિ સાધ્યસિદ્ધિમાં અસમર્થ હોય તો પણ બહિર્વ્યાપ્તિનું વર્ણન વ્યર્થ છે."

'આ મારો પુત્ર બહાર બોલે છે, નહિતર આવો સ્વર હોય નહિ'—આ સ્થળે દૃષ્ટાન્ત નથી તો પણ હેતુની ગમકતા જણાય છે. અને 'તે શ્યામ છે, તેનો (મિત્રાનો) પુત્ર હોવાથી, તેના બીજા પુત્રની જેમ.' અહીં બહિર્વ્યાપ્તિ તો છે પણ અન્તર્વ્યાપ્તિ ન હોવાથી હેતુની ગમકતા જણાતી નથી. ૩૭.

अथैतयोः स्वरूपमाहुः—

**पक्षीकृत एव विषये साधनस्य साध्येन व्याप्तिरन्तर्व्याप्तिः, अन्यत्र तु बहिर्व्याप्तिः ॥३८॥**

**यथाऽनेकान्तात्मकं वस्तु, सत्त्वस्य तथैवोपपत्तेरिति, अग्निमानयं देशः धूमवत्त्वात्, य एवं स एवम्, यथा पाकस्थानमिति च ॥३९॥**

અન્તર્વ્યાપ્તિ અને બહિર્વ્યાપ્તિનું સ્વરૂપ—

પક્ષ તરીકે સ્વીકારેલ પદાર્થમાં જ સાધ્ય સાથે સાધનની વ્યાપ્તિ હોય તો તે અન્તર્વ્યાપ્તિ છે, અન્યત્ર હોય તો તે બહિર્વ્યાપ્તિ છે. ૩૮.

જેમ કે-વસ્તુ અનેકાન્ત સ્વરૂપ છે. કારણ કે તેનું સત્ત્વ અનેકાન્ત હોય તો જ સિદ્ધ થાય છે. આ પ્રદેશ અગ્નિવાળો છે, જેમ કે-પાકસ્થાન રસોડું. ૩૯.

(૫૦) पक्षीकृत एव विषये इति अनेकान्तात्मकवस्तुलक्षणे । अन्यत्र त्विति अन्यत्रापि दृष्टान्तादौ ॥३८॥

अग्निमानयमिति बहिर्व्याप्तिः ॥३९॥

उपनय-निगमनयोरपि परप्रतिपत्तौ सामर्थ्यं कदर्थयन्ते—

**नोपनयनिगमनयोरपि परप्रतिपत्तौ सामर्थ्यं पक्षहेतुप्रयोगादेव तस्याः सद्भावात् ॥४०॥**

§१ न केवलं दृष्टान्तस्येत्यपेरर्थः ॥४०॥

ઉપનય અને નિગમન પણ પરપ્રબોધમાં સમર્થ નથી—

**પરને પ્રબોધમાં ઉપનય અને નિગમનનું પણ સામર્થ્ય નથી. કારણ કે- પક્ષ અને હેતુવચનના ઉપયોગથી જ પરને બોધ થાય છે. ૪૦.**

§ ૧. માત્ર દૃષ્ટાન્તનું જ સામર્થ્ય નથી એમ નહિ પણ ઉપનય અને નિગમનનું પણ સામર્થ્ય નથી એ જણાવવાને સૂત્રમાં 'પણ' શબ્દનું ગ્રહણ છે. ૪૦.

एतदेवाहुः—

**समर्थनमेव परं परप्रतिपत्त्यङ्गमास्तां तदन्तरेण दृष्टान्तादिप्रयोगेऽपि तदसंभवात् ॥४१॥**

§१ प्रयुज्यापि हि दृष्टान्तादिकम्, समर्थनं हेतोरवश्यं वक्तव्यम्, इतरथा साध्यसिद्ध्यसंभवादिति तदेवाभिधीयताम्, किं दृष्टान्तादिवचनेन ? इति ॥४१॥

એ જ બાબતને સ્પષ્ટ કરે છે—

**સમર્થનને જ પરપ્રતિપત્તિનું પરમ કારણ માનવું જોઈએ. કારણ કે-દૃષ્ટાન્ત આદિનો પ્રયોગ કરવા છતાં પણ જો સમર્થન ન હોય તો પરને બોધ થતો નથી. ૪૧.**

§ ૧. દૃષ્ટાન્તાદિકનો પ્રયોગ કરીને પણ હેતુનું સમર્થન તો અવશ્ય કરવું જોઈએ. અન્યથા સાધ્યની સિદ્ધિ થઈ શકશે નહિ. માટે હેતુનું સમર્થન કરો પરંતુ દૃષ્ટાન્તાદિ પ્રયોગની શી આવશ્યકતા છે ? ૪૧.

व्युत्पन्नानाश्रित्य परार्थानुमानमभिधाय मन्दमतीनुद्दिश्य तत् प्रपञ्चयन्ति—

**मन्दमतींस्तु व्युत्पादयितुं दृष्टान्तोपनयनिगमनान्यपि प्रयोज्यानि ॥४२॥**

§१ अपिशब्दात् पक्षहेतू, पक्षादिशुद्धयश्च पञ्च ग्राह्याः । तत उत्कृष्टं दशावयवं परार्थानुमानमित्युक्तं भवति । मध्यमं तु नवावयवादारभ्य यावत् द्व्यवयवम् । जघन्यं पुनः साधनमात्रोपन्यासस्वरूपम् । प्रतिपाद्यानां मन्दव्युत्पन्नातिव्युत्पन्नत्वात् । तदुक्तम्—

"अन्यथाऽनुपपत्त्येकलक्षणं लिङ्गमिष्यते ।
प्रयोगपरिपाटी तु प्रतिपाद्यानुसारतः ॥१॥" इति ॥४२॥

વ્યુત્પન્નબુદ્ધિની અપેક્ષાએ પરાર્થાનુમાન કહ્યું. હવે મંદમતિની અપેક્ષાએ પરાર્થાનુમાનનો વિસ્તાર કરે છે—

**મન્દબુદ્ધિવાળાને બોધ કરાવવાને દૃષ્ટાન્ત, ઉપનય અને નિગમનનો પણ પ્રયોગ કરવો જોઈએ. ૪૨.**

§ ૧ સૂત્રગત 'પણ' શબ્દથી પક્ષ, હેતુ અને પક્ષાદિની પાંચ શુદ્ધિનું ગ્રહણ કરવું. અર્થાત્ દૃષ્ટાન્તાદિ ઉપરાંત તેનું પણ કથન કરવું જોઈએ એટલે કે ઉત્કૃષ્ટ પરાર્થાનુમાન દશ અવયવોના પ્રયોગવાળું થાય છે, મધ્યમ પરાર્થાનુમાન નવ અવયવથી લઈને બે અવયવ સુધી થાય છે, અને જઘન્ય પરાર્થાનુમાન માત્ર હેતુના કથનરૂપ એક અવયવવાળું જ હોય છે. આવો ભેદ થવાનું કારણ પ્રતિપાદ્ય-શિષ્ય-શ્રોતા વિગેરેમાં કોઈ મંદબુદ્ધિ હોય છે, તો કોઈ અતિવ્યુત્પન્ન હોય છે, એ છે. માટે પરાર્થાનુમાનમાં કોઈ એક પ્રકાર નથી. કહ્યું છે કે "અન્યથાનુપપત્તિરૂપ એક લક્ષણવાળો જ હેતુ ઇષ્ટ છે. પરંતુ પ્રયોગપરિપાટી તો પ્રતિપાદ્ય-શિષ્યાદિ શ્રોતા પુરુષને અનુસરીને જ થાય છે." ૪૨.

(પ૦) **साधनमात्रोपन्यासस्वरूपमिति** धूमोऽत्र दृश्यते इत्याकारः । **प्रतिपाद्यानामिति** शिष्याणाम् ॥४२॥

अथ दृष्टान्तं प्रकटयन्ति—

**प्रतिबन्धप्रतिपत्तेरास्पदं दृष्टान्तः ॥४३॥**

§१ प्रतिबन्धो व्याप्तिरविनाभावः । तत्स्मरणस्थानं महानसादिदृष्टान्तो ज्ञेयः ॥४३॥

દૃષ્ટાન્તનું વિવરણ—

**પ્રતિબંધના જ્ઞાનનું સ્થાન દૃષ્ટાન્ત છે. ૪૩.**

§ ૧ પ્રતિબંધ એટલે વ્યાપ્તિ કે અવિનાભાવ. તેના સ્મરણનું જે સ્થાન તે પાકશાલાદિ દૃષ્ટાન્ત છે. ૪૩.

भेदतोऽमून् दर्शयन्ति—

**स द्वेधा—साधर्म्यतो वैधर्म्यतश्च ॥४४॥**

§१ समानो धर्मो यस्याऽसौ सधर्मा । विसदृशो धर्मो यस्याऽसौ विधर्मा, तयोर्भावः साधर्म्यं वैधर्म्यं च, ततः ॥४४॥

દૃષ્ટાન્તના ભેદો—

**તેના બે ભેદ છે—સાધર્મ્યથી અને વૈધર્મ્યથી. ૪૪.**

§ ૧ સમાન ધર્મવાળો સધર્મા અને વિસદૃશ-અસમાન ધર્મવાળો વિધર્મા કહેવાય છે. તેનો ભાવ-એટલે તેવા હોવું તે-સાધર્મ્ય અને વૈધર્મ્ય છે. તે કારણે દૃષ્ટાન્ત બે પ્રકારે છે. ૪૪.

(પ૦) तत इति साधर्म्यं वैधर्म्यं चाश्रित्य दृष्टान्तो द्वेधा भवति ॥४४॥

आद्यं प्रकारमाहुः—

**यत्र साधनधर्मसत्तायामवश्यं साध्यधर्मसत्ता प्रकाश्यते, स साधर्म्यदृष्टान्तः ॥४५॥**

**यथा यत्र यत्र धूमस्तत्र तत्र वह्निर्यथा महानसः ॥४६॥**

દૃષ્ટાન્તનો પ્રથમ પ્રકાર—

જ્યાં સાધનધર્મ(હેતુ) હોવાથી અવશ્ય સાધ્ય ધર્મની સત્તા બતાવવામાં આવે તે સાધર્મ્ય દૃષ્ટાન્ત છે. ૪૫.

જેમકે—જ્યાં જ્યાં ધૂમ હોય ત્યાં ત્યાં અગ્નિ હોય છે. જેમકે—રસોડું. ૪૬

द्वितीयभेदं दर्शयन्ति—

**यत्र तु साध्याभावे साधनस्यावश्यमभावः प्रदर्श्यते, स वैधर्म्यदृष्टान्तः ॥४७॥**

**यथाऽग्न्यभावे न भवत्येव धूमः, यथा जलाशये ॥४८॥**

દૃષ્ટાન્તનો બીજો ભેદ—

જ્યાં સાધ્યના અભાવથી અવશ્ય સાધનનો અભાવ દેખાડાય તે વૈધર્મ્ય દૃષ્ટાન્ત છે. ૪૭.

જેમકે-અગ્નિ નહિ હોવાથી ધૂમ પણ છે જ નહિ, જેમકે-જલાશયમાં. ૪૮.

उपनयं वर्णयन्ति—

**हेतोः साध्यधर्मिण्युपसंहरणमुपनयः ॥४९॥**

**यथा धूमश्चात्र प्रदेशे ॥५०॥**

ઉપનયનું વર્ણન –

સાધ્યધર્મી(પક્ષ)માં હેતુનો ઉપસંહાર કરવો-(અર્થાત્ પક્ષમાં હેતુનું પુનઃ કથન કરવું) તે ઉપનય કહેવાય છે. ૪૯.

જેમકે-આ પ્રદેશમાં ધૂમ છે. ૫૦

निगमनं लक्षयन्ति—

**साध्यधर्मस्य पुनर्निगमनम् ॥५१॥**

§१ साध्यधर्मिण्युपसंहरणमिति योगः ॥५१॥

**यथा तस्मादग्निरत्र ॥५२॥**

નિગમનનું લક્ષણ અને ઉદાહરણ—

પણ સાધ્યધર્મનો, તે નિગમન કહેવાય છે. ૫૧.

આ સૂત્રમાં ઉપરના સૂત્ર ૪૯ માંથી 'સાધ્યધર્મીમાં ઉપસંહાર' એ અંશનો સંબંધ કરી લેવો. ૫૧

જેમકે-માટે અહીં અગ્નિ છે. ૫૨.

पक्षवचनादीनां पूर्वाचार्यप्रवर्तितां संज्ञां कथयन्ति—

**एते पक्षप्रयोगादयः पञ्चाप्यवयवसंज्ञया कीर्त्यन्ते ॥५३॥**

§१ अपिशब्दात् तच्छुद्धीनामप्यवयवसंज्ञा विज्ञेया ॥५३॥

પક્ષવચનાદિની પૂર્વાચાર્યોએ કહેલ સંજ્ઞાનું કથન—

**એ પક્ષપ્રયોગાદિ પાંચ પણ 'અવયવ' નામથી ઓળખાય છે. ૫૩.**

સૂત્રગત 'પણ' શબ્દથી પક્ષાદિની પાંચ શુદ્ધિની પણ અવયવ સંજ્ઞા જાણવી. ૫૩.

प्रागुक्तमेव हेतुं प्रकारतो दर्शयन्ति—

**उक्तलक्षणो हेतुर्द्विप्रकारः—उपलब्ध्यनुपलब्धिभ्यां भिद्यमानत्वात्॥५४॥**

પૂર્વે કહેલ હેતુના ભેદ—

**પૂર્વે કહેલ હેતુના બે પ્રકાર છે—ઉપલબ્ધિરૂપ, અને અનુપલબ્ધિરૂપ. ૫૪.**

अथैतयोः साध्यमाहुः—

**उपलब्धिर्विधिनिषेधयोः सिद्धिनिबन्धनम्, अनुपलब्धिश्च ॥५५॥**

यथा चैतदेवं तथा वक्ष्यते ॥५५॥

બન્ને પ્રકારના હેતુના સાધ્યનું કથન—

**ઉપલબ્ધિ હેતુથી વિધિ અને નિષેધ બન્ને સિદ્ધ થાય છે, અને અનુપલબ્ધિ હેતુથી પણ. ૫૫.**

આ કેવી રીતે છે તે વિષે કહેવાશે. ૫૫.

विधिमभिदधति—

**विधिः सदंशः ॥५६॥**

§१ सदसदंशात्मनो वस्तुनो योऽयं सदंशो भावरूपः, स विधिरित्यभिधीयते ॥५६॥

વિધિનું લક્ષણ—

**સત્ અંશ વિધિ છે. ૫૬.**

§ ૧ સત્ અને અસત્ ઉભય સ્વરૂપ પદાર્થનો ભાવરૂપ જે સત્ અંશ છે, તે વિધિ કહેવાય છે. ૫૬.

प्रतिषेधं प्रकटयन्ति—

**प्रतिषेधोऽसदंशः ॥५७॥**

§१ तादृशस्यैव वस्तुनो योऽयमसदंशोऽभावस्वभावः, स प्रतिषेध इति गीयते ॥५७॥

પ્રતિષેધનું લક્ષણ—

**અસત્ અંશ પ્રતિષેધ છે. ૫૭.**

§ ૧ સત્ અને અસત્ ઉભય સ્વરૂપ પદાર્થનો અભાવરૂપ જે અસત્ અંશ છે તે પ્રતિષેધ કહેવાય છે. ૫૭.

(५०) **तादृशस्यैवेति** सदसदंशात्मनः ॥५७॥

अस्यैव प्रकारानाहुः—

**स चतुर्द्धा प्रागभावः प्रध्वंसाभाव इतरेतराभावोऽत्यन्ताभावश्च ॥५८॥**

§१ प्राक् पूर्वं वस्तूत्पत्तेरभावः, प्रध्वंसश्चासावभावश्च, इतरस्येतरस्मिन्नभावः, अत्यन्तं सर्वदाऽभावः । विधिप्रकारास्तु प्राक्तनैर्नोचिरे । अतः सूत्रकृद्भिरपि नाभिदधिरे ॥५८॥

પ્રતિષેધના પ્રકારો—

**તે ચાર પ્રકારે છે— ૧ પ્રાગભાવ, ૨ પ્રધ્વંસાભાવ, ૩ ઇતરેતરાભાવ, ૪ અત્યન્તાભાવ. ૫૮.**

§ ૧ વસ્તુની ઉત્પત્તિની પૂર્વે જે અભાવ તે પ્રાગભાવ છે. પ્રધ્વંસ (નાશ) રૂપ અભાવ તે પ્રધ્વંસાભાવ છે. ઇતરનો ઇતરમાં અભાવ એટલે કે એક વસ્તુનો બીજી વસ્તુમાં અભાવ તે ઇતરેતરાભાવ છે અને અત્યન્ત એટલે સર્વદા અભાવ તે અત્યન્તાભાવ છે. પૂર્વાચાર્યોએ વિધિના ભેદ કહ્યા નથી, માટે સૂત્રકારે પણ કહ્યા નથી. ૫૮.

तत्र प्रागभावमाविर्भावयन्ति—

**यन्निवृत्तावेव कार्यस्य समुत्पत्तिः सोऽस्य प्रागभावः ॥५९॥**

§१ यस्य पदार्थस्य निवृत्तावेव सत्याम्, न पुनरनिवृत्तावपि; अतिव्याप्तिप्रसक्तेः; अन्धकारस्यापि निवृत्तौ कचिज्ज्ञानोत्पत्तिदर्शनादन्धकारस्यापि ज्ञानप्रागभावत्वप्रसङ्गात् । न चैवमपि रूपज्ञानं तन्निवृत्तावेवोत्पद्यत इति तत्प्रति तस्य तत्त्वप्रसक्तिरिति वाच्यम्, अतीन्द्रियदर्शिनि नक्तञ्चरादौ च तद्भावेऽपि तद्भावात् । स इति पदार्थः, अस्येति कार्यस्य ॥५९॥

પ્રાગભાવનું લક્ષણ—

**જે પદાર્થની નિવૃત્તિ–નાશ થવાથી જ કાર્યની ઉત્પત્તિ થાય તે તેનો પ્રાગભાવ છે. ૫૯.**

અહીં સૂત્રમાં "જે પદાર્થની નિવૃત્તિ થવાથી જ" એમ કહી એ જણાવ્યું છે, કે—જે પ્રાગભાવ હોય તેની નિવૃત્તિ કાર્યોત્પત્તિ માટે આવશ્યક છે. એટલે કે તે નિવૃત્તિ ન હોય તો કાર્ય ઉત્પન્ન ન જ થાય. આ પ્રકારે તેની નિવૃત્તિને આવશ્યક ન માનવામાં આવે તો જે પ્રાગભાવ ન હોય તે પણ પ્રાગભાવ થઈ જશે, અને તેથી અતિવ્યાપ્તિ દોષ આવશે. જેમ કે–અંધકારની નિવૃત્તિ થયે ક્વચિત રૂપજ્ઞાન થાય છે, માટે તે પણ રૂપજ્ઞાનનો પ્રાગભાવ થઈ જાય. પરંતુ રૂપજ્ઞાન અંધકારની નિવૃત્તિથી જ થાય છે એમ નથી. અંધકાર હોય છતાં પણ અતીન્દ્રિય દર્શિઓને તથા નક્તંચરોને રૂપજ્ઞાન થાય છે. માટે અંધકારને પ્રાગભાવ કહેવાય નહિ, કારણ કે–તેની રૂપજ્ઞાન માટે નિવૃત્તિ આવશ્યક નથી. સૂત્રમાં 'તે' એટલે પદાર્થ અને 'તેનો' એટલે 'કાર્યનો' સમજવું. ૫૯.

(प०) **तत्प्रतीति** ज्ञानं प्रति । **तस्येति** अन्धकारस्य । **तत्त्वप्रसक्तिरिति** प्रागभावत्वप्रसङ्गः। **वाच्यमिति** न चैवमपि वाच्यमिति योगः । **नक्तञ्चरादाविति** उलूकमार्जारादौ । **तद्भावेऽपीति** अन्धकारभावेऽपि । **तद्भावादिति** रूपज्ञानभावात् ॥५९॥

(टि०) **यस्य पदार्थस्य निवृत्तावित्यादि** । **क्वचिदिति** निशाचरादौ ॥ **तन्निवृत्ताविति** अन्धकारनिवृत्तावेव । न ह्यन्धकारपूरपरिप्लावितापवरककूणके रूपिघटादिज्ञानं कस्याप्युन्मज्जेत ॥ **तत्प्रतीति** रूपिज्ञानं प्रति । **तस्येति** अन्धकारस्य । तत्त्वप्रसक्तिरिति प्रागभावत्वप्रसंगः । **तद्भावेपीति** अन्धकारसद्भावेऽपि । **तद्भावादिति** ज्ञानसंभवात् ॥५९॥

अत्रोदाहरन्ति—

**यथा मृत्पिण्डनिवृत्तावेव समुत्पद्यमानस्य घटस्य मृत्पिण्डः ॥६०॥**

પ્રાગભાવનું ઉદાહરણ—

**જેમકે-માટીના પિંડની નિવૃત્તિ થવાથી જ ઉત્પન્ન થનાર ઘડાનો, માટીનો પિંડ એ પ્રાગભાવ છે. ૬૦.**

प्रध्वंसाभावं प्राहुः—

**यदुत्पत्तौ कार्यस्यावश्यं विपत्तिः सोऽस्य प्रध्वंसाभावः ॥६१॥**

६१ यस्य पदार्थस्योत्पत्तौ सत्यां प्रागुत्पन्नकार्यस्यावश्यं नियमेन, अन्यथातिप्रसङ्गाद् विपत्तिर्विघटनम्, सोऽस्य कार्यस्य प्रध्वंसाऽभावोऽभिधीयते ॥६१॥

उदाहरन्ति—

**यथा कपालकदम्बकोत्पत्तौ नियमतो विपद्यमानस्य कलशस्य कपालकदम्बकम् ॥६२॥**

પ્રધ્વંસાભાવનું લક્ષણ—

**જેની ઉત્પત્તિથી કાર્યનો અવશ્ય નાશ થઈ જાય તે તેનો પ્રધ્વંસાભાવ છે. ૬૧.**

૬૧ જે પદાર્થની ઉત્પત્તિ થવાથી પ્રથમ ઉત્પન્ન થયેલ કાર્યનો અવશ્ય નાશ થાય, તે પદાર્થ તે કાર્યનો પ્રધ્વંસાભાવ કહેવાય છે. કાર્યની વિપત્તિ—(નાશ) અવશ્ય માનવી જોઈએ. અન્યથા અતિપ્રસંગ છે. અર્થાત્ કાર્યની અવશ્ય વિપત્તિ ન સ્વીકારવામાં આવે તો-અંધકારની ઉત્પત્તિ થવાથી રૂપજ્ઞાનનો કવચિત્ નાશ થાય છે, તો અંધકાર પણ રૂપજ્ઞાનનો પ્રધ્વંસાભાવ થઈ જાય. આમ અતિવ્યાપ્તિ થાય. પણ સર્વદા એમ નથી બનતું કે-અંધકાર થવાથી રૂપજ્ઞાનનો નાશ જ થાય. માટે સૂત્રમાં કહ્યું છે કે-કાર્યની વિપત્તિ આવશ્યક છે. સૂત્રગત 'તે' એટલે પદાર્થ અને 'તેનો' એટલે કાર્યનો, એમ અર્થ સમજવો. ૬૧.

પ્રધ્વંસાભાવનું ઉદાહરણ—

**જેમકે-કપાલસમૂહ-(ઠીકરાં-ટુકડા) ઉત્પન્ન થવાથી અવશ્ય નાશ પામનાર ઘટનો કપાલસમૂહ (ઠીકરાં) એ પ્રધ્વંસાભાવ છે. ૬૨.**

इतरेतराभावं वर्णयन्ति—

**स्वरूपान्तरात् स्वरूपव्यावृत्तिरितरेतराभावः ॥६३॥**

§१ स्वभावान्तरान्न पुनः स्वस्वरूपादेव, तस्याभावप्रसक्तेः, स्वरूपव्यावृत्तिः स्वस्वभावव्यवच्छेद इतरेतराभावोऽन्यापोहनामा निगद्यते ॥६३॥

उदाहरणमाहुः—

**यथा स्तम्भस्वभावात् कुम्भस्वभावव्यावृत्तिः ॥६४॥**

ઇતરેતરાભાવનું લક્ષણ—

**કોઈ એક સ્વરૂપનો બીજાના સ્વરૂપથી ભેદ તે ઇતરેતરાભાવ છે. ૬૩.**

§૧ અહીં ભેદ બીજાના સ્વભાવથી સમજવાનો છે, પરંતુ સ્વસ્વરૂપથી નહિ. જો સ્વસ્વરૂપથી પણ ભેદ હોય તો પોતાનો જ અભાવ થઈ જાય. સ્વરૂપવ્યાવૃત્તિ એટલે અન્યથી સ્વસ્વભાવનો વ્યવચ્છેદ તે ઇતરેતરાભાવ કહેવાય છે. 'અન્યાપોહ' એ તેની બીજી સંજ્ઞા છે. ૬૩.

ઇતરેતરાભાવનું ઉદાહરણ—

**જેમકે-સ્તમ્ભસ્વરૂપથી કુમ્ભસ્વરૂપની જે વ્યાવૃત્તિ-ભેદ છે, તે ઇતરેતરાભાવ છે. ૬૪.**

अत्यन्ताभावमुपदिशन्ति—

**कालत्रयाऽपेक्षिणी हि तादात्म्यपरिणामनिवृत्तिरत्यन्ताभावः ॥६५॥**

§१ अतीताऽनागतवर्त्तमानरूपकालत्रयेऽपि याऽसौ तादात्म्यपरिणामनिवृत्तिरेकत्वपरिणतिव्यावृत्तिः, सोऽत्यन्ताभावोऽभिधीयते ॥६५॥

निदर्शयन्ति—

**यथा चेतनाऽचेतनयोः ॥६६॥**

§१ न खलु चेतनमात्मतत्त्वमचेतनपुद्गलात्मकतामचकलत्, कलयति, कलयिष्यति वा, तच्चैतन्यविरोधात् । नाप्यचेतनं पुद्गलतत्त्वं चेतनस्वरूपताम्, अचेतनत्वविरोधात् ॥६६॥

અત્યન્તાભાવનું લક્ષણ—

**ત્રણે કાલમાં જે તાદાત્મ્ય—તદ્રૂપપરિણામની નિવૃત્તિ છે, તે અત્યન્તાભાવ છે. ૬૫.**

§૧ અતીત, અનાગત અને વર્તમાન રૂપ ત્રણે કાલમાં જે તાદાત્મ્ય પરિણામ—એકત્વ પરિણામની વ્યાવૃત્તિ (અર્થાત એક સ્વરૂપે ન થવું) તે અત્યન્તાભાવ કહેવાય છે. ૬૫.

અત્યન્તાભાવનું ઉદાહરણ—

**જેમકે-ચેતન અને અચેતનમાં અત્યંતાભાવ છે. ૬૬.**

§૧ આત્મતત્ત્વરૂપ ચેતન કદી પણ અચેતન-પુદ્ગલરૂપે થયું નથી, થતું નથી અને થશે પણ નહિ, કારણ કે-ચેતનમાં રહેલ ચૈતન્ય સ્વભાવનો અચેતન સાથે વિરોધ છે. તે જ રીતે અચેતનત્વનો ચૈતન્ય સાથે વિરોધ હોવાથી અચેતન-પુદ્ગલતત્ત્વ પણ ચેતનસ્વરૂપને પામ્યું નથી, પામતું નથી અને પામશે પણ નહિ. ૬૬.

अथोपलब्धिं प्रकारतो दर्शयन्ति—

**उपलब्धेरपि द्वैविध्यमविरुद्धोपलब्धिर्विरुद्धोपलब्धिश्च ॥६७॥**

§१ न केवलमुपलब्ध्यनुपलब्धिभ्यां भिद्यमानत्वेन हेतोर्द्वैविध्यमित्यपेरर्थः । अविरुद्धो विरुद्धश्चात्र साध्येन सार्द्धं द्रष्टव्यः । ततस्तस्योपलब्धिरिति ॥६७॥

ઉપલબ્ધિના ભેદો—

**ઉપલબ્ધિહેતુ પણ બે પ્રકારે છે-અવિરુદ્ધોપલબ્ધિ અને વિરુદ્ધોપલબ્ધિ ૬૭.**

§૧ માત્ર ઉપલબ્ધિ અને અનુપલબ્ધિ રૂપ ભેદથી, હેતુના બે ભેદ નથી. પરંતુ ઉપલબ્ધિના પણ બે ભેદ છે, એ સૂત્રમાં કહેલ 'પણ' શબ્દનો અર્થ છે. અહીં હેતુનો અવિરોધ કે વિરોધ સાધ્ય સાથે જાણવો. તેવા હેતુની ઉપલબ્ધિ તે-અવિરુદ્ધોપલબ્ધિ અને વિરુદ્ધોપલબ્ધિ કહેવાય છે. ૬૭

आद्याया भेदानाहुः—

**तत्राविरुद्धोपलब्धिर्विधिसिद्धौ षोढा ॥६८॥**

પહેલી અવિરુદ્ધોપલબ્ધિના ભેદો—

**તે બન્નેમાંથી અવિરુદ્ધોપલબ્ધિ વિધિરૂપ સાધ્યની સિદ્ધિમાં છ પ્રકારે છે. ૬૮.**

(टि०) **विधिसिद्धा**वित्यादि ॥६८॥

तानेव व्याख्यान्ति—

**साध्येनाविरुद्धानां व्याप्यकार्यकारणपूर्वचरोत्तरचरसहचराणामुपलब्धिः ॥६९॥**

§१ ततो व्याप्याऽविरुद्धोपलब्धिः, कार्याऽविरुद्धोपलब्धिः, कारणाऽविरुद्धोपलब्धिः, पूर्वचराविरुद्धोपलब्धिः, उत्तरचराविरुद्धोपलब्धिः, सहचराविरुद्धोपलब्धिरिति षट् प्रकारा भवन्ति । अत्र हि साध्यं शब्दस्य परिणामित्वादि, तस्याऽविरुद्धं व्याप्यादि प्रयत्नानन्तरीयकत्वादि वक्ष्यमाणं तदुपलब्धिरिति ॥६९॥

વિધિસાધક અવિરુદ્ધોપલબ્ધિના છ ભેદોનું વર્ણન—

**સાધ્યની સાથે અવિરુદ્ધ એવા વ્યાપ્ય, કાર્ય, કારણ, પૂર્વચર, ઉત્તરચર અને સહચરરૂપ હેતુઓની ઉપલબ્ધિ છે. ૬૯.**

§૧. તેથી ૧ વ્યાપ્યાવિરુદ્ધોપલબ્ધિ, ૨ કાર્યાવિરુદ્ધોપલબ્ધિ, ૩ કારણાવિરુદ્ધોપલબ્ધિ, ૪ પૂર્વચરાવિરુદ્ધોપલબ્ધિ, ૫ ઉત્તરચરાવિરુદ્ધોપલબ્ધિ અને ૬ સહચરાવિરુદ્ધોપલબ્ધિ—આ પ્રમાણે અવિરુદ્ધોપલબ્ધિ હેતુના છ પ્રકાર થાય છે.

અહીં શબ્દનું પરિણામિત્વ સાધ્ય છે, તેથી અવિરુદ્ધ પ્રયત્નાનન્તરીયકત્વાદિ રૂપ વ્યાપ્યાદિ હેતુઓની ઉપલબ્ધિ સમજવી. એ બધા વિષે આગળ કહેવામાં આવશે. ૬૯

§१ अत्र भिक्षुर्भाषते–विधिसिद्धौ स्वभावकार्ये एव साधने साधीयसी, न कारणम् । तस्यावश्यंतया कार्योत्पादकत्वाभावात् , प्रतिबद्धावस्थस्य मुर्मुरावस्थस्य चाधूमस्यापि धूमध्वजस्य दर्शनात् । अप्रतिबद्धसामर्थ्यम्, उग्रसामग्रीकं च तद् गमकमिति चेत् । एवमेतत्, किन्तु नैतादृशमर्वाग्दृशाऽवसातुं शक्यमिति । तन्निराकर्तुं कीर्तयन्ति–

तमस्विन्यामास्वाद्यमानादाम्रादिफलरसादेकसामग्र्यनुमित्या रूपाद्यनुमितिमभिमन्यमानैरभिमतमेव किमपि कारणं हेतुतया यत्र शक्तेरप्रतिस्खलनमपरकारणसाकल्यं च ॥ ७० ॥

§ २ तमस्विन्यामिति रूपाप्रत्यक्षत्वसूचनाय । शक्तेरप्रतिस्खलनं सामर्थ्यस्याऽप्रतिबन्धः । अपरकारणसाकल्यं शेषनिःशेषसहकारिसम्पर्कः । रजन्यां रस्यमानात्किल रसात् तज्जनकसामग्र्यनुमानम्, ततोऽपि रूपानुमानं भवति ।

§ ३ प्राक्तनो हि रूपक्षणः सजातीयरूपान्तरक्षणलक्षणं कार्यं कुर्वन्नेव विजातीयं रसलक्षणं कार्यं करोतीति प्राक्तनरूपक्षणात्सजातीयोत्पाद्यरूपक्षणान्तरानुमानं मन्यमानैः सौगतैरनुमतमेव किञ्चित्कारणं हेतुः, यस्मिन् सामर्थ्याऽप्रतिबन्धः, कारणान्तरसाकल्यं च निश्चेतुं शक्यते ।

§૧. અહીં બૌદ્ધ ભિક્ષુનું કહેવું છે કે વિધિરૂપ સાધ્યની સિદ્ધિમાં સ્વભાવ હેતુ અને કાર્ય હેતુ એ બે જ ઉત્તમ હેતુઓ છે પરંતુ કારણ હેતુ નથી. કારણ કે કારણ અવશ્ય કાર્યોત્પાદક હોતું નથી. જેમકે-ઢાંકેલો અને અંગારા રૂપ અગ્નિ ધૂમ વિનાનો પણ અનુભવાય છે. જો કે જેના સામર્થ્યનો પ્રતિબંધ ન થયો હોય અને જે ઉગ્ર સામગ્રીવાળું કારણ હોય તે કાર્યનું બોધક હોય છે પરંતુ અર્વાગ્દૃષ્ટિ(બાહ્યદૃષ્ટિ–ચર્મચક્ષુ)વાળો પુરુષ એવા કારણનો નિશ્ચય કરી શકતો નથી. માટે કારણને હેતુ માની શકાય નહિ બૌદ્ધની એ માન્યતાનું નિરાકરણ આચાર્ય આ પ્રમાણે કરે છે—

અંધારી રાતે આસ્વાદ્યમાન—ચૂસવામાં આવતી કેરી આદિના રસથી તે રસને ઉત્પન્ન કરનાર કારણસમગ્રીનું અનુમાન, અને તે સામગ્રીથી રૂપાદિ(કાર્ય)-નું અનુમાન માનનારે કોઈ પણ પ્રકારના કારણને હેતુરૂપે સ્વીકારેલ જ છે, જો તે કારણની શક્તિનું અસ્ખલન હોય અને બીજાં સહકારી કારણોની પૂર્ણતા હોય. ૭૦.

§૨ સૂત્રમાં 'અંધારી રાતે' એમ કહ્યું તે રૂપનું પ્રત્યક્ષ નથી એમ સૂચવવાને છે. શક્તિનું અસ્ખલન એટલે સામર્થ્યનો અપ્રતિબંધ, એટલે શક્તિમાં રુકાવટ ન હોય. બીજાં સહકારી કારણોની પૂર્ણતા એટલે શેષ સમગ્ર કારણોની ઉપસ્થિતિ. અંધારી રાતે ચાખવામાં આવતા રસથી તે રસ એ કાર્ય હોઈ તે તે તેના પૂર્વના રસ, રૂપ, ગન્ધ અને સ્પર્શની સામગ્રીથી ઉત્પન્ન થયો છે એવું

અનુમાન કરાય છે ત્યાર પછી તે રસોત્પાદક સામગ્રીથી જેમ રસ ઉત્પન્ન થયો તેમ તેથી જ રૂપ પણ ઉત્પન્ન થયું છે—એવું અનુમાન થાય છે.

§૩ તો આ રીતે–પૂર્વકાલીન રૂપ ક્ષણ, સજાતીય રૂપાન્તર ક્ષણરૂપ કાર્યને ઉત્પન્ન કરતી વખતે જ, વિજાતીય રસ રૂપ કાર્યને પણ ઉત્પન્ન કરતું હોવાથી જો રસનું પ્રત્યક્ષ હોય તો–તેની ઉત્પાદક સામગ્રીમાં રહેલ પૂર્વકાલીન રૂપક્ષણથી સજાતીય કાર્યરૂપ બીજા રૂપક્ષણનું અનુમાન માનનાર બૌદ્ધોએ કોઈ પણ એક કારણને હેતુ તરીકે માનેલ જ છે, કે–જે કારણના સામર્થ્ય-શક્તિનો નાશ ન થયો હોય અને જેનાં અન્ય સમસ્ત સહકારી કારણોની ઉપસ્થિતિનો પણ નિશ્ચય થઈ શક્તા હોય.

(प०) **रजन्यां रस्यमानात् किल रसात्तज्जनकसामग्र्यनुमानमिति** अत्रास्ति तथाविधरसजनिका सामग्री तथाविधरसान्यथानुपपत्तेः । **ततोऽपीति** तज्जनकसामग्र्यनुमानात् रूपानुमानमिति—अस्त्यत्र तथाविधं रूपम्, आस्वाद्यमानरसेन रूपस्यैकसामग्रीकत्वात् ।

**रसलक्षणमिति** सहकारित्वेन। **कारणान्तरसाकल्यमिति** सहकारिकारणान्तर-सामग्र्यम् ।

(टि०) **तस्येति** कारणस्य। **प्रतिबद्धेति** मन्त्राद्यवष्टब्धस्य । **तदिति** कारणम् । **अर्वाग्**दृशेति सामान्येन भवादृशेन । **अवसातुमिति** ज्ञातुम् ।

**रस्यमानादिति** आस्वाद्यमानात् । **तज्जनकेति** रसोत्पादकसामग्र्यनुमानम् । **ततोऽपीति** रसोत्पादकसामग्र्यनुमानतः ।

**यस्मिन्निति** हेतौ ।

§४ अथ नैतत् कारणात् कार्यानुमानम्, किन्तु स्वभावानुमानमदः । ईदृशरूपान्तरोत्पादसमर्थमिदं रूपम्, ईदृशरसजनकत्वादित्येवं तत्स्वभावभूतस्यैव तज्जनन-सामर्थ्यस्यानुमानादिति चेत् । नन्वेतदपि प्रतिबन्धाभाव-कारणान्तरसाकल्यनिर्णयमन्तरेण नोपपद्यत एव । तन्निश्चये तु यदि कारणादेव तस्मात् कार्यमनुमास्यते, तदा किं नाम दुश्चरितं चेतस्वी विचारयेत् ? । एवम्–अस्त्यत्र च्छाया, छत्रादित्यादीन्यव्यभिचारनिश्चयादनुमानान्येवेत्युक्तं भवति ॥७०॥

§૪ બૌદ્ધ : આ અનુમાન કારણથી કાર્યાનુમાન રૂપ નથી પરંતુ સ્વભાવાનુમાન છે. જેમ કે—આ રૂપ આવા બીજા રૂપને ઉત્પન્ન કરવા સમર્થ છે, કારણ કે તે આ પ્રકારે રસોત્પાદનમાં સમર્થ છે. અર્થાત્ એ પ્રમાણે રૂપથી રૂપનું અનુમાન નહિ પણ રૂપના અન્ય રૂપને ઉત્પન્ન કરવાના સામર્થ્યનું અનુમાન થાય છે. અને સામર્થ્ય એ તો રૂપનો સ્વભાવ છે, તેથી તે સ્વભાવાનુમાન કહેવાય.

જૈન : રૂપના એ સ્વભાવનું અનુમાન પણ પ્રતિબંધાભાવનો અને સમસ્ત સહકારી કારણોનો નિશ્ચય એ બે વિના થઈ શકતું જ નથી, એટલે પ્રતિબંધાભાવનો અને સમસ્ત સહકારી કારણોનો નિશ્ચય થઈ ગયો હોય ત્યારે કારણ હેતુથી કાર્યનું અનુમાન કરાય તેમાં બુદ્ધિમાન્ એવા તમોને શું અઘટિત થયાનું જણાય છે ?

એ રીતે–અહીં છાયા છે, કારણ કે છત્ર છે વગેરે પ્રયોગો પણ અનુમાન જ છે. કારણ કે તેમાં અવ્યભિચારનો નિશ્ચય છે, માટે કારણરૂપ હેતુથી કાર્યરૂપ અનુમાન થાય છે, એ સિદ્ધ થયું.

સારાંશ છે કે બૌદ્ધ ઉપલબ્ધિ હેતુના સ્વભાવ અને કાર્ય એ બે ભેદ જ માને છે. પરંતુ કારણાદિ ભેદો માનતા નથી સ્વમતની સિદ્ધિ માટે તેઓ કહે છે કે—કાર્યનો કારણ સાથે અવિનાભાવ છે પણ કારણનો કાર્ય સાથે અવિનાભાવ નથી, કારણ કે–કારણ વિના કાર્ય હોતું નથી પણ કાર્ય વિનાનું કારણ તો હોય છે. માટે કારણને હેતુ તરીકે મનાય નહિ. બૌદ્ધોની આ માન્યતાનું નિરાકરણ કરવાને એ વાત કહેવામાં આવી છે—

(૧) દરેક કારણ હેતુરૂપ હોતું નથી પણ જે કારણનું કાર્યોત્પાદક સામર્થ્ય મણિમન્ત્રઔષધિ વિગેરે પ્રતિબંધક દ્વારા રોકાયું ન હોય અને જેના સમસ્ત સહકારી કારણ વિદ્યમાન હોય. એવું વિશિષ્ટ કારણ જ હેતુ તરીકે માનવામાં આવેલ છે, કારણ કે–આવું કારણ હોય તો અવશ્ય કાર્યની ઉત્પત્તિ થાય છે.

(૨) બૌદ્ધ પોતે પણ કારણને હેતુ તરીકે માને છે, એ પણ દૃષ્ટાન્ત દ્વારા સમજાવ્યું છે. અંધારી રાત્રે કોઈ કેરી ખાતો હોય છે ત્યારે તેને રૂપનું પ્રત્યક્ષ નથી પણ રસનું પ્રત્યક્ષ છે એટલે તે કેરીના રસથી તે રસને ઉત્પન્ન કરનારી સામગ્રી (પૂર્વકાલીન રસ–રૂપ વિગેરે)નું અનુમાન કરે છે, અહીં ચાખવામાં આવતો રસ કાર્યરૂપ છે. અને પૂર્વકાલીન રસ–રૂપ વિગેરે કારણરૂપ છે આ કાર્યથી કારણનું અનુમાન થયું. ત્યાર પછી કેરી ખાનાર તે કારણભૂત રૂપાદિ સામગ્રીથી વર્તમાનકાલીન રૂપનું અનુમાન કરે છે. આ કારણથી કાર્યનું અનુમાન છે. આ રીતે બૌદ્ધ સ્વયં કારણથી કાર્યનું અનુમાન કરે છે તો પછી કારણને હેતુ કેમ ન માને? આ પ્રકારને બૌદ્ધો સ્વભાવાનુમાનાન્તર્ગત માને છે પણ તેમ કરવું અનાવશ્યક છે, એમ ઉપર જણાવ્યું છે. ૭૦.

(प०) अथ **नैतदि**त्यादि परवाक्यम् । नैतत्कारणात् कार्यानुमानमिति । को भावः ? बौद्धा हि कार्यात् कारणानुमानं मन्यन्ते, न तु कारणात् कार्यानुमानम् । **नन्वेतदपी**त्यादि गद्ये **प्रतिबन्ध**शब्देन स्खलनम् । **छाये**ति कार्यभूता ॥७०॥

(टि०) **तत्स्वभावे**ति । ईदृशरूपान्तरोत्पादस्वभावस्यैव । **तज्जनने**ति ईदृशरसोत्पादनसामर्थ्यस्य । **एतदपी**ति स्वभावानुमानमपि ॥७०॥

अथ पूर्वचरोत्तरचरयोः स्वभाव-कार्य-कारणहेत्वनन्तर्भावाद्भेदान्तरत्वं समर्थयन्ते—

**पूर्वचरोत्तरचरयोर्न स्वभाव-कार्यकारणभावौ, तयोः कालव्यवहितावनुपलम्भात् ॥७१॥**

§१ साध्यसाधनयोस्तादात्म्ये सति स्वभावहेतौ, तदुत्पत्तौ तु कार्ये कारणे वाऽन्तर्भावो विभाव्येत । न चैते स्तः । तादात्म्यं हि समसमयस्य प्रयत्नानन्तरीयकत्व-परिणामित्वादेरुपपन्नम् । तदुत्पत्तिश्चान्योऽन्यमव्यवहितस्यैव धूम-धूमध्वजादेः समधिगता, न तु व्यवहितकालस्य, अतिप्रसक्तेः ॥७१॥

સ્વભાવ, કાર્ય કે કારણ હેતુમાં અન્તર્ભાવ થતો ન હોવાથી પૂર્વચર અને ઉત્તરચર સ્વતંત્ર હેતુઓ છે એનું સમર્થન—

પૂર્વચર અને ઉત્તરચર હેતુઓ સાધ્યના સ્વભાવ કે કાર્યકારણભાવરૂપે નથી, કારણ કે-સ્વભાવ અને કાર્યકારણભાવ કાલનું વ્યવધાન હોય ત્યાં હોતા નથી. ૭૧.

§૧ સાધ્ય અને સાધનમાં જ્યારે તાદાત્મ્ય સંબંધ હોય ત્યારે હેતુનો સમાવેશ સ્વભાવ હેતુમાં થાય છે. પરંતુ જો સાધ્ય અને સાધનમાં તદુત્પત્તિ સંબંધ હોય તો હેતુનો સમાવેશ કાર્ય હેતુ કે કારણ હેતુમાં થઈ શકે છે. પરંતુ આ પૂર્વચર અને ઉત્તરચરમાં તાદાત્મ્ય કે તદુત્પત્તિ સંબંધ નથી. કારણ કે—તાદાત્મ્ય તો સમસમયે-એકકાલે વિદ્યમાન પ્રયત્નાનન્તરીયકત્વ અને પરિણામિત્વાદિ રૂપ સાધ્ય-સાધનમાં હોય છે; અને તદુત્પત્તિ તો—અન્યોન્ય કાલ વ્યવધાન રહિત અગ્નિ અને ધૂમમાં હોય છે. પરંતુ કાલના વ્યવધાનવાળા પદાર્થોમાં અતિપ્રસંગ હોવાથી તદુત્પત્તિ હોતી નથી, અર્થાત્ કાલનું વ્યવધાન હોય ત્યાં કાર્યકારણભાવ ઘટે નહિ આ પ્રકારે પૂર્વચર અને ઉત્તરચરની કાલાન્તરમાં ઉપલબ્ધિ હોવાથી તેનો સ્વભાવ, કાર્ય કે કારણમાં અન્તર્ભાવ થતો નથી.

સારાંશ કે તાદાત્મ્ય સંબંધ હોય ત્યાં સ્વભાવ હેતુ હોય છે અને તદુત્પત્તિ સંબંધ હોય ત્યાં કાર્યહેતુ કે કારણહેતુ હોય છે. તાદાત્મ્ય સંબંધ સમકાલીન વસ્તુઓમાં હોય છે અને તદુત્પત્તિ-કાર્યકારણભાવ સંબંધ અવ્યવહિત પૂર્વોત્તર ક્ષણવર્તી અગ્નિ અને ધૂમ આદિમાં હોય છે. આ રીતે કાલનું વ્યવધાન તાદાત્મ્ય અને તદુત્પત્તિ બન્નેમાં નથી. જ્યારે પૂર્વચર અને ઉત્તરચરમાં કાલનું વ્યવધાન હોય છે. માટે એ બન્નેનો સ્વભાવ, કાર્ય કે કારણ હેતુમાં સમાવેશ થઈ શકતો નથી. ૭૧.

(प०) **तयोरिति** स्वभाव-कार्यकारणभावयोः ॥७१॥

(टि०) **साध्यसाधनयोरित्यादि** ॥ **एते** इति तादात्म्यतदुत्पत्ती । **प्रयत्नानन्तरीयेति** शब्दादौ धर्मिणि ॥७१॥

§१ ननु कालव्यवधानेऽपि कार्यकारणभावो भवत्येव, जाग्रद्बोधप्रबोधयोर्मरणारिष्टयोश्च तथादर्शनादिति प्रतिजानानं प्रज्ञाकरं प्रतिक्षिपन्ति—

**न चातिक्रान्तानागतयोर्जाग्रद्दशासंवेदन-मरणयोः प्रबोधोत्पातौ प्रति कारणत्वं, व्यवहितत्वेन निर्व्यापारत्वात् ॥७२॥**

§२ अयमर्थः । जाग्रद्दशासंवेदनमतीतं सुप्तावस्थोत्तरकालभाविज्ञानं वर्तमानं प्रति; मरणं चानागतं ध्रुवावीक्षणादिकमरिष्टं साम्प्रतिकं प्रति व्यवहितत्वेन व्यापारपराङ्मुखम्—इति कथं तत्तत्र कारणत्वमवलम्बेत ? । निर्व्यापारस्यापि तत्कल्पने सर्वं सर्वस्य कारणं स्यात् ॥७२॥

§૧ કાલનું વ્યવધાન હોય તો પણ કાર્યકારણભાવ હોય છે જેમકે-જાગ્રત અવસ્થાનો બોધ અને પ્રબોધ(સૂઈને ઊઠ્યા પછીના જ્ઞાન)માં તથા મરણ અને

અરિષ્ટમાં. આ પ્રકારે કાલનું વ્યવધાન હોવા છતાં કાર્યકારણભાવ છે, એવું માનનાર પ્રજ્ઞાકરનું નિરાકરણ—

અતીતકાલીન જાગ્રત દશાનું સંવેદન અને અનાગતકાલીન મરણ અનુક્રમે વર્તમાનકાલીન પ્રબોધનું અને અરિષ્ટનું કારણ નથી, કારણ કે-કાલનું વ્યવધાન હોવાથી વ્યાપાર ઘટી શકતો નથી. ૭૨.

§૨ જાગ્રત અવસ્થાનું સંવેદન અતીત છે, તેથી તે સુપ્તાવસ્થા પછીના વર્તમાન જ્ઞાનમાં, અને એ જ રીતે મરણ એ અનાગત-ભવિષ્યત્ છે, તે વર્તમાનમાં ધ્રુવના અદર્શન રૂપ અરિષ્ટ-અમંગળ-માં, કાલનું અંતર હોવાથી વ્યાપાર રહિત છે. અર્થાત્ તે તે કાર્ય પદાર્થની ઉત્પત્તિકાલે તે તે કારણ પદાર્થ છે જ નહિ, તો તેની ઉત્પત્તિ માટેનો વ્યાપાર કેવી રીતે કરે? માટે જાગ્રદવસ્થાનો બોધ પ્રબોધમાં અને મરણ અમંગળમાં કારણ રૂપ કઈ રીતે થઈ શકે? વ્યાપાર રહિત પદાર્થને પણ કારણ તરીકે કલ્પવામાં આવે તો-સર્વ પદાર્થો સર્વનાં કારણ બની જશે. ૭૨.

(प०) **प्रज्ञाकरमिति** सौगतविशेषम्।

**वर्तमानं प्रतीत्यतः** पुरः **व्यापारपराङ्मुखमिति** गम्यम्। **तदिति** जाग्रद्दशासंवेदनं मरणं च। **तत्रेति** प्रबोधे अरिष्टे च। **कथं तत्तत्र कारणत्वमालम्बेतेति** जाग्रद्दशासंवेदनं न प्रबोधस्य कारणं किन्तु क्षयोपशमः, मरणं चोत्पातस्य कारणं न, किन्तु धातुचित्तादिविपर्यय इति मर्म ॥७२॥

(टि०) **ननु कालेत्यादि**॥ **तथेति** कालव्यवधानेऽपि कार्यकारणभावावीक्षणात्। **प्रतिजानानमिति** प्रज्ञाकरं मन्यमानम्। **कथं तदिति** जाग्रद्दशासंवेदनमतीतं, मरणागतं च॥ **तत्रेति** वर्त्तमानज्ञाने अरिष्टवीक्षणादौ सांप्रतिके। **तत्कल्पने** इति कारणत्वकल्पने॥७२॥

इदमेव भावयन्ति—

**स्वव्यापारापेक्षिणी हि कार्यं प्रति पदार्थस्य कारणत्वव्यवस्था, कुलालस्येव कलशं प्रति ॥७३॥**

§१ अन्वय-व्यतिरेकावसेयो हि सर्वत्र कार्यकारणभावः। तौ च कार्यस्य कारणव्यापारसव्यपेक्षावेव युज्येते। कुम्भस्येव कुम्भकारव्यापारसव्यपेक्षाविति ॥७३॥

ઉપરોક્ત કથનનું સમર્થન—

પોતાના વ્યાપારની અપેક્ષાએ જ પદાર્થને કાર્ય પ્રત્યે કારણતા છે. અર્થાત્ કાર્યની ઉત્પત્તિમાં વ્યાપારવાળો પદાર્થ જ કારણરૂપ મનાય છે. જેમ કે-કુંભાર પોતાના વ્યાપારની અપેક્ષાએ જ ઘટમાં કારણ છે. ૭૩.

§૧ કાર્યકારણભાવનો નિશ્ચય સર્વત્ર અન્વય અને વ્યતિરેકથી જ થાય છે. અને કાર્યનો તે અન્વય-વ્યતિરેક કારણના વ્યાપારને જ આધીન છે. જેમકે—કુંભનો અન્વય-વ્યતિરેક કુંભારના વ્યાપારને જ આધીન છે. ૭૩.

(प०) **ताविति** अन्वयव्यतिरेकौ ॥७३॥

(टि०) **अन्वयेत्यादि**। **ताविति** अन्वयव्यतिरेकौ ॥७३॥

ननु चातिक्रान्ताऽनागतयोर्व्यवहितत्वेऽपि व्यापारः कथं न स्यादित्याशङ्कामधरयन्ति—

**न च व्यवहितयोस्तयोर्व्यापारपरिकल्पनं न्याय्यमतिप्रसक्तेः ॥७४॥**

§१ तयोरतिक्रान्ताऽनागतयोर्जाग्रद्दशासंवेदन-मरणयोः ॥७४॥

વ્યવધાનયુક્ત હોવા છતાં અતીત અને અનાગત પદાર્થોનો વ્યાપાર કેમ નહિ થાય ? એ શંકાનો પરિહાર—

**વ્યવધાનવાળા તે બંનેમાં પણ વ્યાપારની કલ્પના કરવી એ ન્યાયયુક્ત નથી. કારણ કે—એવું માનવાથી અતિપ્રસક્તિ દોષ આવશે. ૭૪.**

§૧. 'બંનેમાં' એટલે અતીતકાલીન જાગ્રદ્દશા સંવેદન અને અનાગતકાલીન મરણ એ બન્નેમાં. ૭૪.

अतिप्रसक्तिमेव भावयन्ति—

**परम्पराव्यवहितानां परेषामपि तत्कल्पनस्य निवारयितुमशक्यत्वात् ॥७५॥**

§१ परेषामपि रावण-शङ्खचक्रवर्त्यादीनाम् । तत्कल्पनस्य व्यापारकल्पनस्य ।

§२ अथान्वय-व्यतिरेकसमधिगम्यः कार्यकारणभावः । ततो व्यवधानाविशेषेऽपि यस्यैव कार्यमन्वय-व्यतिरेकावनुकरोति, तदेव तत्कारणम् । अन्यथाऽव्यवधानाविशेषेऽपि किं न काष्ठकृशानुवत्तत्र स्थित एव शर्कराकणनिकरोऽपि धूमकारणं स्यात् ? ततो नातिप्रसङ्ग इति चेत् ।

नन्वन्वयस्तद्भावे भावः, स चात्र तावत् नास्त्येव । जाग्रद्दशासंवेदन-मरणयोरभाव एव सर्वदा तत्कार्योत्पादात् । अथ स्वकाले सतोरेव तयोस्तत्कार्योत्पत्तेरन्वयः कथं न स्यादिति चेत्; तर्हीदृशोऽयं रावणादिभिरप्यस्यास्त्येव । सत्यम्, अस्त्येव व्यतिरेकस्तु रिक्त इति चेत् ।

અતિપ્રસક્તિ દોષનું સ્પષ્ટીકરણ—

**કારણ કે—પરંપરાથી વ્યવધાનવાળા અન્ય પદાર્થો વિષે પણ તેની કલ્પનાનું નિવારણ થઈ શકશે નહિ. ૭૫.**

§૧. 'અન્ય પદાર્થો' એટલે રાવણ-શંખચક્રવર્તી આદિ. 'તેની કલ્પનાનું' એટલે વ્યાપારની કલ્પનાનું.

§૨ શંકા—કાર્યકારણભાવનું જ્ઞાન અન્વય-વ્યતિરેકથી થાય છે, એટલે જે પદાર્થોમાં વ્યવધાનને કારણે કશી વિશેષતા ન હોય છતાં પણ જેની સાથે કાર્યનો અન્વય-વ્યતિરેક હોય તે જ કારણ છે, એમ માનવું જોઈએ. અન્યથા અવ્યવધાનની સમાનતા છતાં લાકડાના અગ્નિની જેમ ત્યાં જ અવ્યવહિતરૂપે રહેલ રેતીનો કણસમૂહ પણ ધૂમનું કારણ કેમ ન બને ? માટે વ્યવધાન-અવ્યવધાન ગૌણ બાબત છે. તેથી ઉપરોક્ત અતિપ્રસંગ દોષ આવશે નહિ.

સમાધાન—તમારી વાત ખરી છે. અન્વય એટલે 'તે(કારણ)ની સત્તા હોય તો તે(કાર્ય)ની સત્તા હોય' તે. અને આ અન્વય પ્રસ્તુતમાં છે જ નહિ. કારણ કે-જાગ્રદ્દશાસંવેદન અને મરણનો અભાવ હોય ત્યારે જ તેના કાર્યોની (પ્રબોધ અને અમંગળની) ઉત્પત્તિ થાય છે. નહિ કે તેમનું સત્ત્વ હોય ત્યારે.

શંકા—જાગ્રદ્દશાસંવેદન અને મરણ સ્વકાલમાં વિદ્યમાન છે, તેથી જ તેમનાં ઉપરોક્ત કાર્યો ઉત્પન્ન થાય છે, તો અન્વય કેમ નહિ?

સમાધાન—આ પ્રકારનો અન્વય તો રાવણ આદિ સાથે પણ છે. એટલે કે તેમને કારણ કેમ ન માનવાં?

બૌદ્ધ—ખરીવાત. રાવણાદિ સાથે અન્વય તો છે, પરંતુ વ્યતિરેક તો નથી, માટે કારણ ન બને.

(प०) **तत्कल्पनस्येति** व्यापारकल्पनायाः ।

**अथान्वयेत्यादि** परवाक्यम् । **कार्यमिति** कार्यं कर्तृ ।

**तत्कार्योत्पादादिति** प्रबोधारिष्टकार्योत्पत्तेः । **ईदृशोऽयमिति** **अयमन्वयः** । **अस्येति** कार्यस्य ।

(टि०) **अथान्वयेत्यादि** । **तद्भावे** इति धूमसद्भावे **भावोऽ**ग्निमत्त्वस्य । **स चेति** भावो बोधारिष्टवीक्षणलक्षणः । **अत्रेति** भवदुक्तजाग्रद्दशासंवेदने मरणे च ॥ **तत्कार्योत्पादादिति** तयोर्जाग्रद्दशासंवेदनमरणयोः कार्यबोधोत्पातयोरुत्पत्तिसंभवात् ॥ **तयोरिति** जाग्रद्दशासंवेदनमरणयोः । **तत्कार्योत्पत्तेरिति** तयोः कार्यं बोधोत्पातलक्षणं तत्कार्यं तस्योत्पत्तिः । **अयमिति** अन्वयः । **अस्येति** व्यापारस्य कार्यस्य ।

§३ ननु कोऽयं व्यतिरेको नाम ? तदभावेऽभाव इति चेत् । स तर्हि जाग्रद्दशासंवेदनादेः कथं स्यात् । तदभाव एव सर्वदा प्रबोधादेर्भावात् । स्वकाले त्वभावस्तस्य नास्त्येवेति कथं व्यतिरेकः सिद्धिमधिवसेत् ? इति न व्यवहितयोः कार्यकारणभावः संभवति ॥ ७५ ॥

§૩ જૈન—જો એમ જ હોય તો તમે વ્યતિરેક કોને કહો છો?

બૌદ્ધ—'કારણના અભાવમાં કાર્યનો અભાવ' એ—વ્યતિરેક છે.

જૈન—તો જાગ્રદ્દશાસંવેદનાદિનો પોતાના કાર્ય સાથે આવો વ્યતિરેક કઈ રીતે થઈ શકશે? કારણ કે-જાગ્રદ્દશાસંવેદનાદિના અભાવકાલમાં જ પ્રબોધાદિ-કાર્યોનો સદા સદ્ભાવ છે અને જાગ્રદ્દશાસંવેદનાદિનો સ્વકાલમાં અભાવ તો છે જ નહિ. માટે વ્યતિરેક કઈ રીતે સિદ્ધ થશે? આ પ્રકારે વ્યવધાનવાળા પદાર્થોનો કાર્યકારણભાવ સિદ્ધ થઈ શકતો નથી. ૭૫.

(प०) **तस्येति** जाग्रद्दशासंवेदनादेः ॥७५॥

(टि०) **तदभावे** इति धर्माभावे । **अभाव** इति हेतोरसत्त्वम् । **स** इति व्यतिरेकः । **तदभाव** इति तस्य जाग्रद्दशासंवेदनस्याऽसत्त्वे । **तस्येति** जाग्रद्दशासंवेदनस्य मरणस्य वा ॥७५॥

सहचरहेतोरपि स्वभाव-कार्य-कारणेषु नान्तर्भाव इति दर्शयन्ति—

**सहचारिणोः परस्परस्वरूपपरित्यागेन तादात्म्यानुपपत्तेः, सहोत्पादेन तदुत्पत्तिविपत्तेश्च सहचरहेतोरपि प्रोक्तेषु नानुप्रवेशः ॥ ७६ ॥**

§ १ यदि हि सहसंचरणशीलयोर्वस्तुनोस्तादात्म्यं स्यात्, तदा परस्परपरिहारेण स्वरूपोपलम्भो न भवेत् । अथ तदुत्पत्तिः; तदा पौर्वापर्येणोत्पादप्रसङ्गात् सहोत्पादो न स्यात् । न चैवम् । ततो नास्य प्रोक्तेषु स्वभाव-कार्य-कारणेष्वन्तर्भावः ॥७६॥

સહચર હેતુનો પણ સ્વભાવ, કાર્ય કે કારણ હેતુમાં સમાવેશ થતો નથી. એનું સમર્થન—

**સહચરોનું પરસ્પર સ્વરૂપ ભિન્ન ભિન્ન હોવાથી તેમાં તાદાત્મ્ય સંબંધ ઘટી શકતો નથી. વળી તેઓ એક સાથે જ ઉત્પન્ન થતા હોવાથી તદુત્પત્તિ પણ ઘટતી નથી. માટે સહચર હેતુનો સ્વભાવ, કાર્ય કે કારણ હેતુમાં સમાવેશ થતો નથી. ૭૬.**

§૧ સહચર–સાથે રહેનાર પદાર્થોનો પરસ્પર તાદાત્મ્ય સંબંધ હોય તો તેઓ એક બીજાથી જુદા જણાય નહિ. તેવી જ રીતે તેઓનો તદુત્પત્તિ સંબંધ હોય તો આગળ પાછળ ઉત્પત્તિનો પ્રસંગ હોવાથી સહોત્પત્તિ ન થાય. પરંતુ એ પ્રમાણે નથી. અર્થાત્ સહચર પદાર્થો પરસ્પર ભિન્ન રૂપવાળા છે અને સાથે ઉત્પન્ન થાય છે. માટે પૂર્વે કહેલા સ્વભાવ, કાર્ય કે કારણ હેતુમાં તેનો સમાવેશ થતો નથી. ૭૬.

(प०) **सहसंचरणशीलयोरिति** अश्विनीकुमारयोरिव । **पौर्वापर्येणोत्पादप्रसङ्गादिति** नियतप्राक्कालभावि कारणं नियतोत्तरकालभावि कार्यम् ॥७६॥

इदानीं मन्दमतिव्युत्पत्तिनिमित्तं साधर्म्य-वैधर्म्याभ्यां पञ्चावयवां व्याप्याविरुद्धोपलब्धिमुदाहरन्ति—

**ध्वनिः परिणतिमान्, प्रयत्नानन्तरीयकत्वात्, यः प्रयत्नानन्तरीयकः स परिणतिमान्, यथा स्तम्भः, यो वा न परिणतिमान् स न प्रयत्नानन्तरीयकः, यथा वान्ध्येयः, प्रयत्नानन्तरीयकश्च ध्वनिः, तस्मात् परिणतिमानिति व्याप्यस्य साध्येनाऽविरुद्धस्योपलब्धिः साधर्म्येण वैधर्म्येण च ॥ ७७ ॥**

अत्र ध्वनिः परिणतिमानिति साध्यधर्मविशिष्टधर्म्यभिधानरूपा प्रतिज्ञा । प्रयत्नानन्तरीयकत्वादिति हेतुः । यः प्रयत्नानन्तरीयक इत्यादी तु व्याप्तिप्रदर्शनपूर्वौ साधर्म्य-वैधर्म्याभ्यां स्तम्भ-वान्ध्येयरूपौ दृष्टान्तौ । प्रयत्नानन्तरीयकश्च ध्वनिरित्युपनयः । तस्मात् परिणतिमानिति निगमनम् ।

§ २ यद्यपि व्याप्यत्वं कार्यादिहेतूनामप्यस्ति, साध्येन व्याप्यत्वात् । तथापि तन्नेह विवक्षितम्, किन्तु साध्येन तदात्मीभूतस्याकार्यादिरूपस्य प्रयत्नानन्तरीयकत्वादेः स्वरूपमित्यदोषः ॥ ७७ ॥

હવે મંદમતિ શ્રોતાને સમજાવવા સાધર્મ્ય અને વૈધર્મ્ય દ્વારા પાંચ અવયવવાળી વ્યાપ્યાવિરુદ્ધોપલબ્ધિનું ઉદાહરણ—

શબ્દ પરિણતિમાન-અનિત્ય છે, પ્રયત્નથી ઉત્પન્ન થતો હોવાથી. જે પ્રયત્ન દ્વારા ઉત્પન્ન થાય તે પરિણતિમાન હોય છે, જેમકે-થાંભલો. વળી જે પરિણતિમાન્-અનિત્ય ન હોય તે પ્રયત્નથી ઉત્પન્ન થતો નથી. જેમકે-વંધ્યાપુત્ર. શબ્દ પ્રયત્નથી ઉત્પન્ન થાય છે. માટે પરિણતિમાન છે—આ પ્રમાણે આ સાધ્યની સાથે અવિરુદ્ધ એવા વ્યાપ્ય હેતુની ઉપલબ્ધિ સાધર્મ્ય અને વૈધર્મ્ય (અન્વય-વ્યતિરેક) દ્વારા છે. ૭૭.

§૧ આ સૂત્રમાં 'શબ્દ પરિણતિમાન્ છે' એ અંશ સાધ્યધર્મથી વિશિષ્ટ ધર્મીના કથનરૂપ પ્રતિજ્ઞા છે અને 'પ્રયત્નથી ઉત્પન્ન થતો હોવાથી' એ હેતુ છે. તથા 'જે પ્રયત્ન દ્વારા' ઇત્યાદિ કહ્યું છે તેમાં અન્વયવ્યાપ્તિ પ્રદર્શન કરી સ્તંભરૂપ સાધર્મ્ય દૃષ્ટાંત અને 'જે પરિણતિમાન ન હોય' ઇત્યાદિ કહ્યું છે તેમાં વ્યતિરેકવ્યાપ્તિનું પ્રદર્શન કરી વૈધર્મ્ય દૃષ્ટાન્ત બતાવ્યું છે. 'શબ્દ પ્રયત્નથી ઉત્પન્ન થાય છે' એ ઉપનય છે અને 'માટે પરિણતિમાન્ છે' એ નિગમન છે.

§૨ યદ્યપિ કાર્યાદિ હેતુઓમાં પણ વ્યાપ્યત્વ છે, કારણ કે-તેઓ પણ સાધ્યના વ્યાપ્ય છે, તો પણ તે વ્યાપ્યત્વ અહીં વિવક્ષિત નથી પરંતુ જે સાધ્યની સાથે કથંચિત્ તાદાત્મ્યપરિણામને પામેલ હોય પણ કાર્યકારણાદિ રૂપ ન હોય એવું પ્રયત્નાનન્તરીયકત્વાદિ હેતુનું વ્યાપ્યસ્વરૂપ જ અહીં વિવક્ષિત છે. તેથી કોઈ દોષ નથી. ૭૭

(टि०) **ध्वनिः परिणतिमा**नित्यादि । शब्दोऽनित्यः । यदा शब्दमुद्दिश्य प्रयत्नानन्तरीकत्वहेतुवशादनित्यत्वं साध्यते तदा विशिष्टं शब्दं पक्षीकृत्य प्रयत्नानन्तरीयकत्वं साधनमुपन्यसनीयम् । अन्यथा हि शब्दमात्रपरिग्रहे प्रयत्नानन्तरीयकत्वमव्यापकाऽसिद्धं स्यात् । नहि प्रयत्नानन्तरं सर्वशब्दानां जन्माऽस्ति । घण्टावेण्वादौ वातादपि शब्दप्रादुर्भावात् । **यद्यपी**त्यादि ॥ **व्याप्यत्वमिति** हेतुत्वम् । **कार्यादिहेतूनामिति** कृतकत्वादीनामपि । **तदिति** कृतकत्वहेतुत्वम् । **इहेति** शब्दानित्यत्वे साध्ये ॥ **तदात्मीभूतस्ये**ति व्याप्यरूपसंजातस्य कृतकत्वादिव्यतिरिक्तस्य । **स्वरूप**मिति विवक्षितम् ॥७८॥

अथ कार्याऽविरुद्धोपलब्ध्यादीनुदाहरन्ति—

**अस्त्यत्र गिरिनिकुञ्जे धनञ्जयो धूमसमुपलम्भादिति कार्यस्य ॥७८॥**

§ १ साध्येनाऽविरुद्धोस्योपलब्धिरिति पूर्वसूत्रादिहोत्तरत्र चानुवर्तनीयम् ॥ ७८ ॥

**भविष्यति वर्षं तथाविधवारिवाहविलोकनादिति कारणस्य ॥ ७९ ॥**

§ १ तथाविधेति सातिशयोन्नतत्वादिधर्मोपेतत्वं गृह्यते ॥ ७९ ॥

**उदेष्यति मुहूर्त्तान्ते तिष्यतारकाः पुनर्वसूदयदर्शनादिति पूर्वचरस्य ॥ ८० ॥**

§ १ तिष्यतारकेति पुष्यनक्षत्रम् ॥ ८० ॥

**उदगुर्मुहूर्त्तात्पूर्वं पूर्वफल्गुन्य उत्तरफल्गुनीनामुद्गमोपलब्धेरित्युत्तरचरस्य॥८१॥**

**अस्तीह सहकारफले रूपविशेषः समास्वाद्यमानरसविशेषादिति संहचरस्य ॥८२॥**

§ १ इयं च साक्षात् षोढाऽविरुद्धोपलब्धिरुक्ता । परम्परया पुनः संभवन्तीयमत्रै-वान्तर्भावनीया । तद्यथा, कार्यकार्याऽविरुद्धोपलब्धिः कार्याविरुद्धोपलब्धौ । अभूदत्र कोशः कलशोपलम्भात् इति । कोशस्य हि कार्यं कुशूलस्तस्य चाविरुद्धं कार्यं कुम्भ इत्येवमन्या अप्यत्रैवान्तर्भावनीयाः ॥ ८२ ॥

કાર્યાવિરુદ્ધોપલબ્ધ્યાદિનાં ઉદાહરણો—

આ પર્વતના નિકુંજમાં અગ્નિ છે, કારણ કે-ધૂમ સ્પષ્ટ જોવામાં આવે છે—આ કાર્યની. ૭૮.

§૧ 'સાધ્યની સાથે અવિરુદ્ધ...ઉપલબ્ધિ છે' એ પ્રમાણે પૂર્વસૂત્રમાંથી અહીં અને હવે પછીના સૂત્રમાં અનુવૃત્તિ કરી લેવી. ૭૮.

વરસાદ થશે. કારણ કે-તથાવિધ વાદળાં જોવામાં આવે છે—આ કારણની. ૭૯.

§૧ પ્રસ્તુતમાં તથાવિધ એટલે અતિશય ઊંચા વગેરે વાદળાં સમજવાં. અર્થાત્ એવાં વાદળાં જે અવશ્ય વરસે. ૭૯.

એક મુહૂર્ત પછી તિષ્યતારકાનો ઉદય થશે. કારણ કે-અત્યારે પુનર્વસુ-નક્ષત્રનો ઉદય જોવામાં આવે છે—આ પૂર્વચરની. ૮૦

§૧ તિષ્યતારા એટલે પુષ્ય નક્ષત્ર સમજવું. ૮૦.

એક મુહૂર્ત પહેલાં પૂર્વફલ્ગુની નક્ષત્રનો ઉદય થઈ ગયો છે- આ ઉત્તર-ચરની. ૮૧.

આ કેરીમાં રૂપ વિશેષ છે. કારણ કે ચાખવામાં આવતો રસ વિશેષ છે, આ સહચરની. ૮૨.

§૧ આ પ્રમાણે છ પ્રકારની સાક્ષાત્ અવિરુદ્ધોપલબ્ધિ કહેવામાં આવી. અને પરંપરાએ તો જે અવિરુદ્ધોપલબ્ધિઓ થાય છે, તેમનો આમાં જ અન્તર્ભાવ કરવો. તે આ પ્રમાણે—કાર્યકાર્યાવિરુદ્ધોપલબ્ધિનો કાર્યવિરુદ્ધોપલબ્ધિમાં અન્તર્ભાવ છે. જેમકે-અહીં કોશ હતો, કારણ કે-કલશની ઉપલબ્ધિ થાય છે. અહીં કોશનું કાર્ય કુશૂલ છે અને તેનું અવિરુદ્ધ કાર્ય કલશ છે. આ પ્રમાણે અન્ય જે પરંપરાએ અવિરુદ્ધોપલબ્ધિઓ હોય તેમનો ઉપરોક્ત અવિરુદ્ધોપલબ્ધિઓમાં અન્તર્ભાવ કરી લેવો. ૮૨.

अधुना विरुद्धोपलब्धिभेदानाहुः—

**विरुद्धोपलब्धिस्तु प्रतिषेधप्रतिपत्तौ सप्तप्रकारा ॥८३॥**

હવે વિરુદ્ધોપલબ્ધિના ભેદો જણાવે છે —

પ્રતિષેધને સિદ્ધ કરનારી વિરુદ્ધોપલબ્ધિ સાત પ્રકારે છે. ૮૩.

प्रथमप्रकारं प्राक् प्रकाशयन्ति—

**तत्राद्या स्वभावविरुद्धोपलब्धिः ॥८४॥**

§ १ प्रतिषेध्यस्यार्थस्य यः स्वभावः स्वरूपम्, तेन सह यत् साक्षाद् विरुद्धम्, तस्योपलब्धिः स्वभावविरुद्धोपलब्धिः ॥८४॥

एतामुदाहरन्ति—

**यथा नास्त्येव सर्वथैकान्तोऽनेकान्तस्योपलम्भात् ॥८५॥**

§ १ स्पष्टो हि सर्वथैकान्तानेकान्तयोः साक्षाद्विरोधो भावाऽभावयोरिव ।

§ २ नन्वयमनुपलब्धिहेतुरेव युक्तः "यावान् कश्चित् प्रतिषेधः स सर्वोऽनुपलब्धेः" इति वचनादिति चेत् । तन्मलीमसम् । उपलम्भाभावस्यात्र हेतुत्वेनानुपन्यासात् । अथ विरुद्धयोः सर्वथैकान्तानेकान्तयोर्वह्निशीतस्पर्शयोरिव प्रथमं विरोधः स्वभावानुपलब्ध्या प्रतिपन्न इत्यनुपलब्धिमूलत्वात्स्वभावविरुद्धोपलब्धेरनुपलब्धिरूपत्वं युक्तमेवेति चेत् । तर्हि साध्यधर्मिणि भूधरादौ, साधने च धूमादावध्यक्षीकृते सतीदमप्यनुमानं प्रवर्तत इति प्रत्यक्षमूलत्वादिदमपि प्रत्यक्षं किं न स्यात्? इति ॥८५॥

પ્રથમ સ્વભાવવિરુદ્ધોપલબ્ધિનો પહેલો પ્રકાર પ્રકટ કરે છે—

**તેમાંનો પહેલો ભેદ સ્વભાવવિરુદ્ધોપલબ્ધિ છે. ૮૪.**

§૧ પ્રતિષેધ્ય પદાર્થના સ્વભાવ—સ્વરૂપની સાથે જેનો સાક્ષાત્ વિરોધ હોય તેની ઉપલબ્ધિ તે સ્વભાવવિરુદ્ધોપલબ્ધિ છે. ૮૪.

તેનું ઉદાહરણ—

**જેમકે–સર્વથા એકાન્ત નથી, કારણ કે અનેકાન્તની ઉપલબ્ધિ થાય છે. ૮૫.**

§૧ ભાવ અને અભાવની જેમ એકાંત અને અનેકાન્તનો સાક્ષાત્ વિરોધ સ્પષ્ટ જ છે.

§૨ **શંકા** : પ્રસ્તુત વિરોદ્ધોપલબ્ધિરૂપ હેતુને અનુપલબ્ધિહેતુરૂપ જ માનવો જોઈએ કારણકે કહેવામાં આવ્યું છે કે—"જે કોઈ પ્રતિષેધ છે તે સૌ અનુપલબ્ધિથી જ સિદ્ધ થાય છે."

**સમાધાન** : આમ કહેવું યુક્તિહીન છે. કારણ કે—અહીં ઉપલબ્ધિના અભાવને હેતુ તરીકે કહેલ નથી. તો તે અનુપલબ્ધિ કેમ કહેવાય ?

**શંકા** : અગ્નિ અને શીત સ્પર્શની જેમ સર્વથા વિરુદ્ધ એવા એકાન્ત અને અનેકાન્તનો વિરોધ સર્વ પ્રથમ સ્વભાવાનુપલબ્ધિથી જ જાણ્યો છે માટે અનુપલબ્ધિમૂલક હોવાથી સ્વભાવવિરુદ્ધઉપલબ્ધિને પણ અનુપલબ્ધિરૂપ જ માનવી તે યુક્તિસિદ્ધ કહેવાય.

**સમાધાન** : તો પછી સાધ્ય ધર્મી પર્વતાદિનું અને ધૂમાદિ હેતુઓનું પ્રત્યક્ષ થયા પછી જ અનુમાન પ્રવૃત્ત થાય છે, તેથી પ્રત્યક્ષમૂલક હોવાથી એ અનુમાન પણ પ્રત્યક્ષરૂપ કેમ ન માનવું ? ૮૫.

(प०) **नन्वयमनुपलब्धिहेतुरि**ति परवाक्यम् । **अथ विरुद्धयोरि**त्यादि परवाक्यम् ॥८५॥

(टि०) **नास्ति सर्वथैकान्त** इत्यादि ।

**उपलम्भाभावस्ये**ति नात्र प्रसज्यप्रतिषेधमात्रं किन्तु पर्युदासः । स च वस्त्वन्तरविधिरूपः । अत्रेति सर्वथैकान्तनिषेधानुमाने ॥८५॥

विरुद्धोपलब्धेराद्यप्रकारं प्रदर्श्य शेषानाख्यान्ति—

**प्रतिषेध्यविरुद्धव्याप्तादीनामुपलब्धयः षट् ॥८६॥**

§ १ प्रतिषेध्येनार्थेन सह ये साक्षाद्विरुद्धास्तेषां ये व्याप्तादयो व्याप्य-कार्य-कारण-पूर्वचरोत्तरचर-सहचरास्तेषामुपलब्धयः षड् भवन्ति । विरुद्धव्याप्तोपलब्धिः, विरुद्धकार्योपलब्धिः, विरुद्धकारणोपलब्धिः, विरुद्धपूर्वचरोपलब्धिः, विरुद्धोत्तरचरोपलब्धिः, विरुद्धसहचरोपलब्धिश्चेति ॥८६॥

વિરુદ્ધોપલબ્ધિનો પ્રથમ પ્રકાર જણાવ્યો. હવે બીજા વિષે જણાવે છે—

**પ્રતિષેધ્ય(જેનો પ્રતિષેધ કરવાનો છે)થી વિરુદ્ધ પદાર્થના વ્યાપ્તાદિની ઉપલબ્ધિઓ ૭ પ્રકારની છે. ૮૬**

§૧ પ્રતિષેધ્ય પદાર્થની સાથે જેનો સાક્ષાત્ વિરોધ છે તેવા વિરુદ્ધ પદાર્થોના જે વ્યાપ્તાદિ—એટલે કે વ્યાપ્ય-કાર્ય-કારણ-પૂર્વચર-ઉત્તરચર અને સહચર છે તેની ઉપલબ્ધિઓ છ થાય છે. તે આ પ્રમાણે-૧ વિરુદ્ધવ્યાપ્તોપલબ્ધિ, ૨ વિરુદ્ધકાર્યોપલબ્ધિ, ૩ વિરુદ્ધકારણોપલબ્ધિ, ૪ વિરુદ્ધપૂર્વચરોપલબ્ધિ, ૫ વિરુદ્ધોત્તરચરોપલબ્ધિ, અને ૬ વિરુદ્ધસહચરોપલબ્ધિ. ૮૬.

क्रमेणासामुदाहरणान्याहुः—

**विरुद्धव्याप्तोपलब्धिर्यथा नास्त्यस्य पुंसस्तत्त्वेषु निश्चयस्तत्र सन्देहात् ॥८७॥**

§ १ अत्र जीवादितत्त्वगोचरो निश्चयः प्रतिषेध्यः, तद्विरुद्धश्चानिश्चयः, तेन व्याप्तस्य सन्देहस्योपलब्धिः ॥८७॥

છ પ્રકારની વિરુદ્ધોપલબ્ધિનાં અનુક્રમે ઉદાહરણો—

**આ પુરુષને તત્ત્વોમાં નિશ્ચય નથી. કારણ કે-તેને તેમાં સંદેહ છે-આ વિરુદ્ધવ્યાપ્તોપલબ્ધિ છે. ૮૭.**

§૧ અહીં જીવાદિતત્ત્વોનો નિશ્ચય પ્રતિષેધ્ય છે, તેથી સાક્ષાત્ વિરુદ્ધ 'અનિશ્ચય' છે, તેનાથી વ્યાપ્ત સંદેહ છે. તે સંદેહની ઉપલબ્ધિ છે તેથી નિશ્ચય સંભવે નહિ. સારાંશ કે વ્યાપ્ત એટલે વ્યાપ્ય છે. તેની ઉપલબ્ધિ અહીં સમજવાની છે. એટલે જયાં વ્યાપ્ય-વ્યાપ્ત હોય ત્યાં વ્યાપક હોય જ તેથી સંદેહ હોઈ અનિશ્ચય હોય જ. ૮૭.

**विरुद्धकार्योपलब्धिर्यथा न विद्यतेऽस्य क्रोधाद्युपशान्तिर्वदनविकारादेः ॥८८॥**

§१ वदनविकारस्ताम्रतादिः, आदिशब्दादधरस्फुरणादिपरिग्रहः । अत्र च प्रतिषेध्यः क्रोधाद्युपशमः, तद्विरुद्धस्तदनुपशमः, तत्कार्यस्य वदनविकारादेरुपलब्धिः ॥८८॥

**આ પુરુષમાં ક્રોધાદિની શાન્તિ નથી. કારણ કે-તેના મુખ ઉપર વિકારવગેરે જોવામાં આવે છે-આ વિરુદ્ધકાર્યોપલબ્ધિ છે. ૮૮.**

§૧ વદન વિકાર-એટલે મુખની લાલાશ વિગેરે જાણવાં અને આદિ શબ્દથી હોઠનું સ્ફુરાયમાન થવું—હોઠનું ફરકવું, ભ્રકુટિ વાંકી થવી, આંખ લાલ થવી વિગેરેનું ગ્રહણ જાણવું. આ અનુમાનમાં પ્રતિષેધ્ય છે ક્રોધાદિનો ઉપશમ, તેથી સાક્ષાત્ વિરુદ્ધ છે ક્રોધાદિનો અનુપશમ. અને તેનાં કાર્ય વદન વિકારાદિની ઉપલબ્ધિ છે, તેથી ક્રોધના ઉપશમનો અભાવ સિદ્ધ થાય છે. ૮૮.

**विरुद्धकारणोपलब्धिर्यथा नास्य महर्षेरसत्यं वचः समस्ति रागद्वेषकालुष्याऽकलङ्कितज्ञानसंपन्नत्वात् ॥८९॥**

§ १ प्रतिषेध्येन ह्यसत्येन सह विरुद्धं सत्यम्, तस्य कारणं रागद्वेषकालुष्याकलङ्कितज्ञानम् । तत् कुतश्चित्सूक्ताभिधानादेः सिद्ध्यत् सत्यं साधयति । तच्च सिद्ध्यदसत्यं प्रतिषेधति ॥८९॥

**આ મહર્ષિ અસત્ય વચન બોલતા નથી, કારણ કે તે રાગદ્વેષરૂપ કાલુષ્યના કલંકરહિત જ્ઞાનવાળા છે. આ વિરુદ્ધકારણોપલબ્ધિ છે. ૮૯.**

§૧ અહીં પ્રતિષેધ્ય 'અસત્ય' છે તેનાથી સાક્ષાત્ વિરુદ્ધ સત્ય છે અને સત્યનું કારણ રાગદ્વેષરૂપ કાલિમાથી રહિત જ્ઞાન છે. એવા જ્ઞાનની સિદ્ધિ કોઈ પ્રકારની સૂક્તિથી થાય છે. તેવું જ્ઞાન સત્યને સિદ્ધ કરે છે અને સિદ્ધ થતું સત્ય અસત્યનો નિષેધ કરે છે. ૮૯.

(पं०) प्रतिषेध्येन हीत्यादिग्रन्थे सिद्ध्यदिति ज्ञानं सिद्ध्यत् ॥८९॥

**विरुद्धपूर्वचरोपलब्धिर्यथा नोद्गमिष्यति मुहूर्त्तान्ते पुष्यतारा रोहिण्युद्गमात् ॥९०॥**

§ १ प्रतिषेध्योऽत्र पुष्यतारोद्गमः, तद्विरुद्धो मृगशीर्षोदयः, तदनन्तरं पुनर्वसूदयस्यैव भावात् । तत्पूर्वचरो रोहिण्युदयस्तस्योपलब्धिः ॥९०॥

**એક મુહૂર્ત પછી પુષ્યતારા નક્ષત્રનો ઉદય નહિ થાય, કારણ કે-અત્યારે રોહિણી નક્ષત્રનો ઉદય છે. આ વિરુદ્ધપૂર્વચરોપલબ્ધિ છે. ૯૦.**

§૧ અહીં પુષ્યતારાનો ઉદય પ્રતિષેધ્ય છે. તેનાથી વિરુદ્ધ મૃગશીર્ષનો ઉદય છે. કારણ કે—પુષ્યતારાની પહેલાં પુનર્વસુ નક્ષત્રનો જ ઉદય થાય છે પણ અહીં તો મૃગશીર્ષના પણ પૂર્વચર રોહિણીના ઉદયની ઉપલબ્ધિ છે. ૯૦.

**विरुद्धोत्तरचरोपलब्धिर्यथा नोदगान्मुहूर्तात्पूर्वं मृगशिरः पूर्वफल्गुन्युदयात्॥९१॥**

§ १ प्रतिषेध्योऽत्र मृगशीर्षोदयः, तद्विरुद्धो मघोदयः, अनन्तरमार्द्रोदयादेरेव भावात् । तदुत्तरचरः पूर्वफल्गुन्युदयस्तस्योपलब्धिः ॥९१॥

**એક મુહૂર્ત પહેલાં મૃગશિર નક્ષત્રનો ઉદય થયો નથી. કારણ કે-અત્યારે પૂર્વફલ્ગુની નક્ષત્રનો ઉદય છે, આ વિરુદ્ધોત્તરચરોપલબ્ધિ છે. ૯૧.**

§૧ અહીં મૃગશીર્ષનો ઉદય પ્રતિષેધ્ય છે, તેનાથી વિરુદ્ધ મઘાનો ઉદય છે. અને મૃગશીર્ષના ઉદય પછી આર્દ્રાનો જ ઉદય થાય છે પણ અહીં તો મઘાના ઉત્તરચર પૂર્વ ફલ્ગુનીના ઉદયની ઉપલબ્ધિ છે. ૯૧.

**विरुद्धसहचरोपलब्धिर्यथा नास्त्यस्य मिथ्याज्ञानं सम्यग्दर्शनात्॥९२॥**

§ १ प्रतिषेध्येन हि मिथ्याज्ञानेन सह विरुद्धं सम्यग्ज्ञानम्, तत्सहचरं सम्यग्दर्शनम् । तच्च प्राण्यनुकम्पादेः कुतश्चित् लिङ्गात्प्रसिद्धचत्सहचरं सम्यग्ज्ञानं साधयति ।

§ २ इयं च सप्तप्रकाराऽपि विरुद्धोपलब्धिः प्रतिषेध्येनार्थेन साक्षाद्विरोधमाश्रित्योक्ता, परम्परया विरोधाश्रयणेन त्वनेकप्रकारा विरुद्धोपलब्धिः संभवन्त्यत्रैवाभियुक्तैरन्तर्भावनीया।तद्यथा कार्यविरुद्धोपलब्धिर्व्यापकविरुद्धोपलब्धिः कारणविरुद्धोपलब्धिरिति त्रयं स्वभावविरुद्धोपलब्धौ । तत्र कार्यविरुद्धोपलब्धिर्यथा—नात्र देहिनि दुःखकारणमस्ति, सुखोपलम्भादिति । साक्षादत्र सुखदुःखयोर्विरोधः । प्रतिषेध्यस्वभावेन तु दुःखकारणेन परम्परया । व्यापकविरुद्धोपलब्धिर्यथा—न सन्निकर्षादिः प्रमाणम्, अज्ञानत्वादिति । साक्षादत्र ज्ञानत्वाज्ञानत्वयोर्विरोधः, प्रतिषेध्यस्वभावेन तु ज्ञानत्वव्याप्येन प्रामाण्येन व्यवहितः । कारणविरुद्धोपलब्धिर्यथा—नासौ रोमहर्षादिविशेषवान्, समीपवर्त्तिपावकविशेषादिति । अत्र पावकः साक्षाद्विरुद्धः शीतेन । प्रतिषेध्यस्वभावेन तु रोमहर्षादिना शीतकार्येण पारम्पर्येण ।

§ ३ ये तु— नास्त्यस्य हिमजनितरोमहर्षादिविशेषो धूमात्; प्रतिषेध्यस्य हि रोमहर्षादिविशेषस्य कारणं हिमं तद्विरुद्धोऽग्निस्तत्कार्यं धूम इत्यादयः कारणविरुद्धकार्योपलब्ध्यादयो विरुद्धोपलब्धेर्भेदाः—ते यथासंभवं विरुद्धकार्योपलब्ध्यादिष्वन्तर्भावनीयाः ॥९२॥

**આ પુરુષને મિથ્યાજ્ઞાન નથી, કારણ કે-તેને સમ્યગ્દર્શન છે. આ વિરુદ્ધ સહચરોપલબ્ધિ છે. ૯૨.**

§૧ અહીં પ્રતિષેધ્ય મિથ્યાજ્ઞાન છે તેનાથી વિરુદ્ધ સમ્યગ્જ્ઞાન છે, અને તેનું સહચર સમ્યગ્દર્શન છે અને પ્રાણી ઉપર અનુકમ્પાદિ કોઈ પણ હેતુથી સધાતું તે સમ્યગ્દર્શન પોતાના સહચર સમ્યગ્જ્ઞાનને સિદ્ધ કરે છે.

§૨ આ સાત પ્રકારની વિરુદ્ધોપલબ્ધિ પ્રતિષેધ્ય પદાર્થ સાથે સાક્ષાત્ વિરોધને આધારે કહી છે. પરંતુ પરંપરાએ વિરોધનો આશ્રય કરવામાં આવે તો જે અનેક પ્રકારની વિરુદ્ધોપલબ્ધિઓ થાય છે, તેનો બુદ્ધિમાનોએ આમાં જ અન્તર્ભાવ કરી લેવો, તે આ પ્રમાણે-કાર્યવિરુદ્ધોપલબ્ધિ, વ્યાપકવિરુદ્ધોપલબ્ધિ, કારણવિરુદ્ધોપલબ્ધિ-આ ત્રણનો સ્વભાવવિરુદ્ધોપલબ્ધિમાં અન્તર્ભાવ કરવો. તેમાં કાર્યવિરુદ્ધોપલબ્ધિનું ઉદાહરણ—આ આત્માને વિષે દુઃખનું કારણ નથી, કારણ કે-સુખની પ્રતીતિ થાય છે. સુખ અને દુઃખનો પરસ્પર સાક્ષાત્ વિરોધ છે, પણ પ્રસ્તુતમાં પ્રતિષેધ્ય સ્વભાવ દુઃખના કારણ સાથે સુખનો વિરોધ પરંપરાથી છે. વ્યાપકવિરુદ્ધોપલબ્ધિનું ઉદાહરણ—સન્નિકર્ષાદિ પ્રમાણરૂપ નથી,

કારણ કે-તે અજ્ઞાનરૂપ છે. અહીં જ્ઞાનત્વ અને અજ્ઞાનત્વનો સાક્ષાત્ વિરોધ છે, પરંતુ પ્રતિષેધ્ય સ્વભાવ જ્ઞાનત્વના વ્યાપ્ય પ્રામાણ્ય સાથે અજ્ઞાનને પરંપરાએ વિરોધ છે. કારણવિરુદ્ધોપલબ્ધિનું ઉદાહરણ—આ પુરુષ રોમહર્ષાદિરૂપ વિશેષ-વાળો નથી, કારણ કે-નજીકમાં અગ્નિવિશેષ છે. અહીં અગ્નિ અને શીતનો પરસ્પર સાક્ષાત્ વિરોધ છે, પરંતુ પ્રતિષેધ્ય સ્વભાવ શીતના કાર્યરૂપ રોમ-હર્ષાદિ સાથે અગ્નિનો પરંપરાએ વિરોધ છે.

§૩ વળી, આ પુરુષને હિમ(બરફ)જનિત રોમહર્ષાદિવિશેષ નથી. કારણ કે-અહીં ધૂમ છે. પ્રસ્તુતમાં પ્રતિષેધ્ય રોમહર્ષાદિવિશેષ છે, તેનું કારણ હિમ છે. તેનાથી સાક્ષાત્ વિરુદ્ધ અગ્નિ છે, અને તેનું કાર્ય ધૂમ છે—આ પ્રમાણે કારણવિરુદ્ધકાર્યોપલબ્ધિ વિગેરે જે વિરુદ્ધોપલબ્ધિઓ છે :તેનો યથાસંભવ વિરુદ્ધકાર્યોપલબ્ધિ આદિમાં અન્તર્ભાવ કરવો. ૯૨.

(प०) तत्र कार्यविरुद्धोपलब्धिरिति तत्र तासां मध्ये । ज्ञानत्वव्याप्येनेति ज्ञानत्वं साधकत्वं यस्येति विग्रहः । ये त्विति [1]धर्मोत्तरादयः (?) ॥९२॥

(टि०) कार्यविरुद्धोपलब्धिरित्यादि दुःखकारणं विषादि, कार्यं दुःखम् ॥९२॥

इति श्री साधुपूर्णिमागच्छीयश्रीमदाचार्यगुणचन्द्रसूरिशिष्यपं०ज्ञानचन्द्रविरचिते रत्नाकरावतारिकाटिप्पनके तृतीयः परिच्छेदः समाप्तः ॥ श्री ॥

सम्प्रत्यनुपलब्धिं प्रकारतः प्राहुः—

**अनुपलब्धेरपि द्वैरूप्यम्, अविरुद्धानुपलब्धिर्विरुद्धानुपलब्धिश्च ॥९३॥**

§ १ अविरुद्धस्य प्रतिषेध्येनार्थेन सह विरोधमप्राप्तस्यानुपलब्धिरविरुद्धाऽनुपलब्धिः । एवं विरुद्धानुपलब्धिरपि ॥९३॥

અનુપલબ્ધિના ભેદ—

**અનુપલબ્ધિના પણ બે ભેદ છે- અવિરુદ્ધાનુપલબ્ધિ અને વિરુદ્ધાનુપલબ્ધિ. ૯૩.**

§૧ અવિરુદ્ધ-એટલે પ્રતિષેધ્ય પદાર્થ સાથે જેને વિરોધ ન હોય, તેની જે અનુપલબ્ધિ, તે અવિરુદ્ધાનુપલબ્ધિ છે. એ જ રીતે વિરુદ્ધ-એટલે પ્રતિષેધ્ય પદાર્થ સાથે જેને વિરોધ હોય તેની અનુપલબ્ધિ, તે વિરુદ્ધાનુપલબ્ધિ છે. ૯૩.

(प०) अविरुद्धानुपलब्धिरिति निषेधसाधयित्री । विरुद्धानुपलब्धिरिति विधिसाधयित्री ॥९३॥

सम्प्रत्यविरुद्धानुपलब्धेर्निषेधसिद्धौ प्रकारसङ्ख्यामाख्यान्ति—

**तत्राविरुद्धानुपलब्धिः प्रतिषेधाववोधे सप्तप्रकारा ॥९४॥**

अमूनेव प्रकारान् प्रकटयन्ति—

**प्रतिषेध्येनाविरुद्धानां स्वभावव्यापककार्यकारणपूर्वचरोत्तरचरसहचराणामनुपलब्धिः ॥९५॥**

---

१ अत्र 'धर्मोत्तरादिना ये उक्ताः' इति सम्यक् स्यात् ।

१ एवं च स्वभावानुपलब्धिः, व्यापकानुपलब्धिः, कार्यानुपलब्धिः, कारणानुपलब्धिः, पूर्वचरानुपलब्धिः, उत्तरचरानुपलब्धिः, सहचरानुपलब्धिश्चेति ॥९५॥

પ્રતિષેધસાધક અવિરુદ્ધાનુપલબ્ધિના ભેદોની સંખ્યા જણાવે છે—

**પ્રતિષેધને સિદ્ધ કરનારી અવિરુદ્ધાનુપલબ્ધિ સાત પ્રકારે છે. ૯૪.**

તે પ્રકારોનું પ્રકાશન—

**પ્રતિષેધ્ય પદાર્થની સાથે અવિરુદ્ધ એવાં સ્વભાવ-વ્યાપક-કાર્ય-કારણ-પૂર્વચર-ઉત્તરચર અને સહચરની અનુપલબ્ધિ છે. ૯૫.**

§૧ એ રીતે ૧ સ્વભાવાનુપલબ્ધિ, ૨ વ્યાપકાનુપલબ્ધિ, ૩ કાર્યાનુપલબ્ધિ, ૪ કારણાનુપલબ્ધિ, ૫ પૂર્વચરાનુપલબ્ધિ, ૬ ઉત્તરચરાનુપલબ્ધિ અને ૭ સહચરાનુપલબ્ધિ—આ સાત ભેદ અવિરુદ્ધાનુપલબ્ધિનાં છે. ૯૫.

क्रमेणामूनुदाहरन्ति—

**स्वभावानुपलब्धिर्यथा नास्त्यत्र भूतले कुम्भ उपलब्धिलक्षणप्राप्तस्य तत्स्वभावस्यानुपलम्भात् ॥९६॥**

§ १ उपलब्धिलक्षणप्राप्तस्येति उपलब्धिर्ज्ञानम्, तस्य लक्षणानि कारणानि चक्षुरादीनि, तैर्ह्युपलब्धिर्लक्ष्यते जन्यत इति यावत् तानि प्राप्तः; जनकत्वेनोपलब्धिकारणान्तर्भावात् स तथा दृश्य इत्यर्थस्तस्यानुपलम्भात् ॥९६॥

સાત પ્રકારની અવિરુદ્ધાનુપલબ્ધિનાં અનુક્રમે ઉદાહરણો—

**આ ભૂતલમાં કુંભ નથી, કારણ કે-ઉપલબ્ધિલક્ષણપ્રાપ્ત તેના સ્વભાવનો અનુપલંભ છે. આ સ્વભાવાનુપલબ્ધિ છે. ૯૬.**

§૨. 'ઉપલબ્ધિલક્ષણપ્રાપ્ત'—આનો અર્થ આ પ્રમાણે છે-ઉપલબ્ધિ—એટલે જ્ઞાન. લક્ષણ એટલે કારણો-ચક્ષુ ઇન્દ્રિય વગેરે. કારણ કે ચક્ષુ આદિ કારણોથી જ્ઞાન લક્ષિત થાય છે. અર્થાત્ ઉત્પન્ન થાય છે. ચક્ષુ આદિ કારણોને પ્રાપ્ત થયેલ-એટલે કે જ્ઞાનનો જનક હોવાથી સ્વયં ઘટનો પણ જ્ઞાનના કારણોમાં અન્તર્ભાવ થાય છે. અર્થાત્ તે પણ પોતાના દર્શનનું કારણ બનતો હોઈ ઉપલબ્ધિ કારણને પ્રાપ્ત કહેવાય. એટલે કે તે દૃશ્ય છે. આમ કુંભ દૃશ્ય સ્વભાવ છતાં તેની અનુપલબ્ધિ છે. ૯૬.

(प०) स तथा दृश्य इति द्रष्टुं योग्यः ॥९६॥

**व्यापकानुपलब्धिर्यथा नास्त्यत्र प्रदेशे पनसः पादपानुपलब्धेः ॥९७॥**

**कार्यानुपलब्धिर्यथा नास्त्यत्राप्रतिहतशक्तिकं बीजमङ्कुरानवलोकनात् ॥९८॥**

§ १ अप्रतिहतशक्तिकत्वं हि कार्यं प्रत्यप्रतिबद्धसामर्थ्यत्वं कथ्यते । तेन बीजमात्रेण न व्यभिचारः ॥९८॥

**कारणाऽनुपलब्धिर्यथा न सन्त्यस्य प्रशमप्रभृतयो भावास्तत्त्वार्थश्रद्धानाभावात् ॥९९॥**

§१ प्रशमप्रभृतयो भावा इति प्रशमसंवेगनिर्वेदानुकम्पास्तिक्यलक्षणजीवपरिणामविशेषाः । तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनं तस्याऽभावः कुतोऽपि देवद्रव्यभक्षणादेः पापकर्मणः सकाशात्सिद्ध्यंस्तत्त्वार्थश्रद्धानकार्यभूतानां प्रशमादीनामभावं गमयति ॥९९॥

**આ પ્રદેશમાં પનસ નથી કારણ કે-અહીં વૃક્ષ નથી. આ વ્યાપકાનુપલબ્ધિ છે. ૯૭.**

**અહીં અપ્રતિહત શક્તિવાળું બીજ નથી. કારણ કે અંકુર દેખાતા નથી. આ કાર્યાનુપલબ્ધિ છે. ૯૮.**

§૧ કાર્યનિષ્પત્તિની દૃષ્ટિએ જે કારણનું સામર્થ્ય પ્રતિબંધ રહિત હોય તે કારણને અપ્રતિહતશક્તિક-એટલે કાર્યોત્પત્તિ માટે અવિકલ કહેવાય છે. આથી સામાન્ય બીજ વડે વ્યભિચાર થશે નહિ અર્થાત્ અહીં વિશિષ્ટ પ્રકારનું બીજ વિવક્ષિત છે, છે હોય તો અંકુર થાય જ. ૯૮.

**આ પુરુષમાં પ્રશમ આદિ ભાવો નથી કારણ કે-તેને તત્ત્વાર્થમાં શ્રદ્ધાનો અભાવ છે-આ કારણાનુપલબ્ધિ છે. ૯૯.**

§૧ 'પ્રશમ આદિ'નું વિવરણ છે કે, પ્રશમ-સંવેગ-નિર્વેદ-અનુકમ્પા અને આસ્તિકય. એ જીવના પરિણામવિશેષો છે. તત્ત્વાર્થશ્રદ્ધાન એટલે સમ્યગ્ દર્શન. તેનો અભાવ કોઈ દેવદ્રવ્યના ભક્ષણાદિ પાપકર્મથી સિદ્ધ થાય છે અને તેથી તે તત્ત્વાર્થશ્રદ્ધાનના કાર્યરૂપ પ્રશમાદિ ભાવોના અભાવનો બોધ કરાવે છે, ૯૯.

**पूर्वचरानुपलब्धिर्यथा नोद्गमिष्यति मुहूर्त्तान्ते स्वातिनक्षत्रं चित्रोदयादर्शनात् ॥१००॥**

**उत्तरचरानुपलब्धिर्यथा नोदगमत् पूर्वभद्रपदा मुहूर्त्तात्पूर्वमुत्तरभद्रपदोद्गमानवगमात् ॥१०१॥**

**सहचरानुपलब्धिर्यथा नास्त्यस्य सम्यग्ज्ञानं सम्यग्दर्शनानुपलब्धेः ॥१०२॥**

§१ इयं च सप्तधाऽप्यनुपलब्धिः साक्षादनुपलम्भद्वारेण, परम्परया पुनरेषा सम्भवन्त्यत्रैवाऽन्तर्भावनीया । तथाहि—नास्ति एकान्तनिरन्वयं तत्त्वम्, तत्र क्रमाक्रमानुपलब्धेरिति या कार्यव्यापकानुपलब्धिः, निरन्वयतत्त्वकार्यस्यार्थक्रियारूपस्य यद्व्यापकं क्रमाक्रमरूपं तस्यानुपलम्भसद्भावात् । सा व्यापकानुपलब्धावेव प्रवेशनीया । एवमन्या अपि यथासम्भवमास्वेव विशन्ति ॥१०२॥

**એક મુહૂર્ત્ત પછી સ્વાતિ નક્ષત્રનો ઉદય નહિ થાય કારણ કે-ચિત્રાનો ઉદય જોવાતો નથી—આ પૂર્વચરાનુપલબ્ધિ છે. ૧૦૦.**

સારાંશ છે કે ચિત્રાના ઉદય પછી સ્વાતિનો ઉદય થાય છે. અહીં સ્વાતિનો ઉદય પ્રતિષેધ્ય છે તેનાથી અવિરુદ્ધ પૂર્વચર ચિત્રાના ઉદયની અનુપલબ્ધિ છે, માટે આ અવિરુદ્ધપૂર્વચરાનુપલબ્ધિ છે. ૧૦૦.

એક મુહૂર્ત પહેલાં પૂર્વભદ્રપદા નક્ષત્રનો ઉદય થયો નથી. કારણ કે ઉત્તર ભદ્રપદાનો ઉદય જણાતો નથી. આ અવિરુદ્ધોત્તરચરાનુપલબ્ધિ છે. ૧૦૧.

સારાંશ કે અહીં પ્રતિષેધ્ય પૂર્વભદ્રપદાનો ઉદય છે. તેનાથી અવિરુદ્ધ ઉત્તરચર ઉત્તરભદ્રપદાના ઉદયની અનુપલબ્ધિ છે. ૧૦૧.

આ પુરુષને સમ્યગ્જ્ઞાન નથી કારણ કે-તેમાં સમ્યગ્દર્શનની અનુપલબ્ધિ છે. આ સહચરાનુપલબ્ધિ છે. ૧૦૨.

§૧ આ સાત પ્રકારની અનુપલબ્ધિ સાક્ષાત્ અનુપલંભ-અનુપલબ્ધિ દ્વારા કહી છે. પરંપરાએ તો તેના જે અનેક ભેદ થાય છે તેમનો આમાં જ અન્તર્ભાવ કરવો. તે આ પ્રમાણે-તત્ત્વ એકાન્તે નિરન્વય (ઉચ્છિન્ન) નથી, કારણ કે—તેમાં ક્રમાક્રમની અનુપલબ્ધિ છે—આમાં નિરન્વય તત્ત્વનું કાર્ય અર્થક્રિયા છે અને તેના વ્યાપક ક્રમ-અક્રમ છે. એટલે એ કાર્યવ્યાપકાનુપલબ્ધિ કહેવાય. તેનો વ્યાપકાનુપલબ્ધિમાં અન્તર્ભાવ કરવો. આ રીતે પરંપરાથી થતી બીજી અનુપલબ્ધિ-ઓનો પણ યથાસંભવ ઉક્ત અનુપલબ્ધિઓમાં જ અન્તર્ભાવ થાય છે. ૧૦૨.

(પ૦) इयं च सप्तधाऽप्यनुपलब्धिरिति इयमुक्तरूपा। तत्रेति एकान्तानरन्वये तत्त्वे। कार्यव्यापकानुपलब्धिरित्यतः पुरः कथमिति योज्यम् ॥१०२॥

विरुद्धानुपलब्धिं विधिसिद्धौ भेदतो भाषन्ते—

**विरुद्धानुपलब्धिस्तु विधिप्रतीतौ पञ्चधा ॥१०३॥**

तानेव भेदानाहुः—

**विरुद्धकार्यकारणस्वभावव्यापकसहचरानुपलम्भभेदात् ॥१०४॥**

§१ विधेयेनार्थेन विरुद्धानां कार्यकारणस्वभावव्यापकसहचराणामनुपलम्भा अनुपलब्धयस्तैर्भेदो विशेषस्तस्मात्। ततश्च विरुद्धकार्यानुपलब्धिः, विरुद्धकारणानुपलब्धिः, विरुद्धस्वभावानुपलब्धिः, विरुद्धव्यापकानुपलब्धिः, विरुद्धसहचरानुपलब्धिश्चेति ॥१०४॥

વિધિસાધક વિરુદ્ધાનુપલબ્ધિના ભેદોની સંખ્યા—

વિધિને સિદ્ધ કરનારી વિરુદ્ધાનુપલબ્ધિ પાંચ પ્રકારે છે. ૧૦૩.

વિરુદ્ધાનુપલબ્ધિના ભેદો—

વિરુદ્ધ એવાં કાર્ય–કારણ–સ્વભાવ–વ્યાપક અને સહચરના ભેદથી વિરુદ્ધાનુપલબ્ધિ પાંચ પ્રકારની છે. ૧૦૪.

§૧ વિધેય પદાર્થથી વિરુદ્ધ કાર્ય–કારણ–સ્વભાવ–વ્યાપક અને સહચરની અનુપલબ્ધિના વિશેષથી વિરુદ્ધાનુપલબ્ધિના પાંચ ભેદ થાય છે. તે આ પ્રમાણે-૧ વિરુદ્ધકાર્યાનુપલબ્ધિ, ૨ વિરુદ્ધકારણાનુપલબ્ધિ, ૩ વિરુદ્ધસ્વભાવાનુપલબ્ધિ, ૪ વિરુદ્ધવ્યાપકાનુપલબ્ધિ અને ૫ વિરુદ્ધસહચરાનુપલબ્ધિ. ૧૦૪.

क्रमेणैतासामुदाहरणान्याहुः—

**विरुद्धकार्यानुपलब्धिर्यथाऽत्र शरीरिणि रोगातिशयः समस्ति, नीरोगव्यापारानुपलब्धेः ॥१०५॥**

§१ विधेयस्य हि रोगातिशयस्य विरुद्धमारोग्यम्, तस्य कार्यं विशिष्टो व्यापारः, तस्यानुपलब्धिरियम् ॥१०५॥

અનુક્રમે એ બધીનાં ઉદાહરણો—

**આ પ્રાણીમાં રોગનો અતિશય-છે, કારણ કે-નીરોગ વ્યાપાર જણાતો નથી. આ વિરુદ્ધકાર્યાનુપલબ્ધિ છે. ૧૦૫.**

§૧ અહીં વિધેય-સાધ્ય રોગાતિશય છે. તેનાથી વિરુદ્ધ આરોગ્ય છે. તે આરોગ્યનું વિશિષ્ટ કાર્ય અનુપલબ્ધ છે. ૧૦૫.

**विरुद्धकारणानुपलब्धिर्यथा विद्यतेऽत्र प्राणिनि कष्टम्, इष्टसंयोगाभावात्॥१०६॥**

§१ अत्र विधेयं कष्टम्, तद्विरुद्धं सुखम्, तस्य कारणं इष्टसंयोगः, तस्यानुपलब्धिरेषा ॥१०६॥

**આ પ્રાણીને કષ્ટ છે, કારણ કે-(તેને) ઇષ્ટસંયોગનો અભાવ છે. આ વિરુદ્ધકારણાનુપલબ્ધિ છે. ૧૦૬.**

§૧ અહીં વિધેય કષ્ટ છે, તેનાથી વિરુદ્ધ સુખ છે, તેનું કારણ ઇષ્ટ સંયોગની અનુપલબ્ધિ છે. ૧૦૬.

**विरुद्धस्वभावानुपलब्धिर्यथा वस्तुजातमनेकान्तात्मकमेकान्तस्वभावानुपलम्भात् ॥१०७॥**

§१ वस्तुजातमन्तरङ्गो बहिरङ्गश्च विश्ववर्ती पदार्थसार्थः । अम्यते गम्यते निश्चायत इत्यन्तो धर्मः, न एकोऽनेकः, अनेकश्चासावन्तश्चानेकान्तः । स आत्मा स्वभावो यस्य वस्तुजातस्य तदनेकान्तात्मकं सदसदाद्यनेकधर्मात्मकमित्यर्थः । अत्र हेतुः एकान्तस्वभावस्य सदसदाद्यन्यतरधर्मावधारणस्वरूपस्यानुपलम्भादिति । अत्र विधेयेनानेकान्तात्मकत्वेन सह विरुद्धः सदाद्येकान्तस्वभावः, तस्यानुपलब्धिरसौ ॥१०७॥

**સમસ્ત વસ્તુ અનેકાન્ત સ્વરૂપ છે, કારણ કે એકાન્ત સ્વભાવ પ્રતીત નથી- આ વિરુદ્ધસ્વભાવાનુપલબ્ધિ છે. ૧૦૭.**

§૧ સમસ્ત વસ્તુ-એટલે જગત્‌માં રહેલ અંતરંગ અને બાહ્ય એ બન્ને પ્રકારનો અર્થ સમૂહ. अम्यते-એટલે બોધ કરાય, નિશ્ચય કરાય, તે 'અન્ત'— એટલે ધર્મ. એક ન હોય તે અનેક. આ અનેક અને અન્ત બન્ને શબ્દોનો કર્મ-ધારય સમાસ કરવાથી એટલે કે અનેક એવાં જે અન્ત તે "અનેકાન્ત". એ અનેકાન્ત સ્વભાવ છે જેનો તે અનેકાન્તાત્મક. એટલે કે બધી વસ્તુઓ સત્- અસત્ આદિ અનેકધર્મસ્વરૂપ છે—આ પ્રમાણે અર્થ થયો. આ અનુમાનમાં સત્-અસત્ વગેરે ધર્મમાંથી કોઈ પણ એક ધર્મના નિશ્ચયરૂપ એકાન્તસ્વભાવની અનુપલબ્ધિ, એ હેતુ છે. અહીં વિધેય અનેકાન્તાત્મકત્વ—અનેકાન્ત સ્વભાવ છે, તેની વિરુદ્ધ સદાદિ એકાન્ત સ્વભાવ છે. તેની અનુપલબ્ધિ છે માટે આ વિરુદ્ધ-સ્વભાવાનુપલબ્ધિ છે. ૧૦૭.

(प०) अन्तरङ्ग इति आत्मकर्मादिः । बहिरङ्ग इति घटादिः ॥१०७॥

**विरुद्धव्यापकानुपलब्धिर्यथा अस्त्यत्र च्छाया, औष्ण्यानुपलब्धेः ॥१०८॥**

§१ विधेयया छायया विरुद्धस्तापः, तद्व्यापकमौष्ण्यम्, तस्यानुपलब्धिरियम् ॥१०८॥

અહીં છાયા છે, કારણ કે-ઉષ્ણતાની અનુપલબ્ધિ છે. આ વિરુદ્ધવ્યાપકાનુપલબ્ધિ છે. ૧૦૮.

§૧અહીં વિધેય છાયા છે, તેની વિરુદ્ધ તાપ છે. અને તાપની વ્યાપક ઉષ્ણતાની અનુપલબ્ધિ છે. ૧૦૮.

**विरुद्धसहचरानुपलब्धिर्यथा अस्त्यस्य मिथ्याज्ञानम्, सम्यग्दर्शनानुपलब्धेः ॥१०९॥**

§१ विधेयेन मिथ्याज्ञानेन विरुद्धं सम्यग्ज्ञानम्, तत्सहचरं सम्यग्दर्शनम्, तस्यानुपलब्धिरेषा ॥१०९॥

**इति प्रमाणनयतत्त्वालोके[1] श्रीरत्नप्रभाचार्यविरचितायां रत्नाकरावतारिकाख्यलघुटीकायां स्मरणप्रत्यभिज्ञान-तर्कानुमानस्वरूपनिर्णयस्तृतीयः परिच्छेदः ॥**

આ પુરુષમાં મિથ્યાજ્ઞાન છે, કારણ કે-તેનામાં સમ્યગ્દર્શન દેખાતું નથી.—આ વિરુદ્ધસહચરાનુપલબ્ધિ છે. ૧૦૯.

§૧ અહીં વિધેય-સાધ્ય મિથ્યાજ્ઞાન છે, તેથી વિરુદ્ધ સમ્યગ્જ્ઞાન છે, અને તેના સહચર સમ્યગ્દર્શનની અનુપલબ્ધિ છે. ૧૦૯.

એ પ્રમાણે 'પ્રમાણનયતત્ત્વાલોક' નામના ગ્રંથમાં શ્રી. રત્નપ્રભાચાર્ય વિરચિત 'રત્નાકરાવતારિકા' નામની લઘુટીકામાં 'સ્મરણ-પ્રત્યભિજ્ઞાન-તર્ક-અનુમાનસ્વરૂપનિર્ણય' નામના ત્રીજા પરિચ્છેદનો શ્રી રૈવતાચલચિત્રકૂટાદિ પ્રાચીન-(જીર્ણ)તીર્થોદ્ધારક શ્રીવિજયનીતિસૂરીશ્વરજીના શિષ્યાણુ મુનિ મલયવિજયજીએ સ્વઅભ્યાસ સમયે કરેલ ગુર્જર ભાષાનુવાદ પૂર્ણ થયો.

(प०) स्मृतेः प्रामाण्यस्थापनं १, नैयायिकमीमांसकाभिप्रेतप्रामाण्यस्योपमानस्य प्रत्यभिज्ञायामन्तर्भावः २, बौद्धाप्रामाण्यस्थापनं ३, बौद्धाप्रमाणीकृततर्कप्रामाण्यस्थापनं ४, नास्तिकाप्रमाणितानुमानप्रामाण्यस्थापनं ५, बौद्धाभिमतत्रिलक्षणकयौगाभिप्रेतपञ्चलक्षणहेतुनिराकरणेन निश्चितान्यथानुपपत्त्येकलक्षणहेतुस्थापनं ६, विकल्पसिद्धधर्मिस्थापनं ७, बौद्धानामपि पक्षाङ्गीकारणं ८, दृष्टान्तोपनयनिगमनानां परप्रतिप्रत्त्यङ्गतानिरासः ९, अत एव व्याप्तिपक्षधर्मतारूपस्य सौगतानां, पक्षहेतुदृष्टान्तस्वरूपस्य भाट्टप्राभाकरकापिलानां, पक्षहेतुदृष्टान्तोपनयनिगमनात्मकस्य यौगवैशेषिकाणां अनुमानस्य निरासः १०, कारणात् कार्यानुमानस्य बौद्धानभिप्रेतस्य स्थापनं ११, पूर्वचरोत्तरचरसहचराणां स्वभावकार्यकारणतानिरासः १२, प्रज्ञाकराभिप्रेतजाग्रद्दशासंवेदनमरणयोः प्रबोधारिष्टे प्रति कारणत्वनिरासः १३ ॥ छ ॥

**॥ इति तृतीयपरिच्छेदवादसंग्रहः ॥**

---

१ °लोकालङ्कारे–मु ।

अर्हम्।

# अथ चतुर्थः परिच्छेदः।

संप्रति परोक्षस्य पञ्चमप्रकारमागमाख्यं बहुवक्तव्यत्वात् परिच्छेदान्तरेणोपदिशन्ति—

**आप्तवचनादाविर्भूतमर्थसंवेदनमागमः ॥१॥**

§१ आप्तः प्रतिपादयिष्यमाणस्वरूपः, तद्वचनाज्जातमर्थज्ञानमागमः। आगम्यन्ते मर्यादयाऽवबुध्यन्तेऽर्था अनेनेत्यागमः ॥१॥

પરોક્ષપ્રમાણના આગમ નામના પાંચમા ભેદમાં વિશેષ કહેવાનું હોવાથી ગ્રંથકાર તેનું જુદા પરિચ્છેદમાં વર્ણન કરે છે—

**આપ્તપુરુષના વચનથી ઉત્પન્ન થયેલું અર્થજ્ઞાન આગમ છે. ૧.**

§૧ જેના સ્વરૂપનું પ્રતિપાદન કરાશે તેવા આપ્તપુરુષના વચનથી ઉત્પન્ન થયેલું અર્થજ્ઞાન તે આગમ પ્રમાણ છે. મર્યાદાપૂર્વક જેના વડે પદાર્થ જણાય તે આગમ છે. ૧.

(प०) ॥र्द॥ ॐ नमः॥ **चतुर्थपरिछेदे प्रतिपादयिष्यमाणस्वरूप** इति। अभिधेयं वस्तु यथावस्थितं यो जानीते यथाज्ञातं चाभिधत्ते स आप्तः ॥१॥

ननु यद्यर्थसंवेदनमागमः, तर्हि कथमाप्तवचनात्मकोऽसौ सिद्धान्तविदां प्रसिद्ध इत्याशङ्क्याऽऽहुः—

**उपचारादाप्तवचनं च ॥२॥**

§१ प्रतिपाद्यज्ञानस्य ह्याप्तवचनं कारणमिति कारणे कार्योपचारात् तदप्यागम इत्युच्यते, अनन्योपायताख्यापनार्थम्।

§२ अत्रैवं वदन्ति काणादाः—शब्दोऽनुमानम्, व्याप्तिग्रहणबलेनार्थप्रतिपादकत्वाद्, धूमवत्, इति। तत्र हेतोरामुखे कूटाकूटकार्षापणनिरूपणप्रवणप्रत्यक्षेण व्यभिचारः, तथाभूतस्यापि तत्प्रत्यक्षस्यानुमानरूपताऽपायात्। आः! कथं प्रत्यक्षं नाम भूत्वा व्याप्तिग्रहणपुरस्सरं पदार्थं परिच्छिन्द्यात्? उन्मीलितं हि चेल्लोचनम्, जातमेव परीक्षकाणां कूटाकूटविवेकेन प्रत्यक्षमिति क्व व्याप्तिग्रहणावसर इति चेत्। एतदेवान्यत्रापि प्रतीहि। तथाहि—समुच्चारितश्चेद् ध्वनिः; जातमेव जनस्य शब्दार्थसंवेदनमिति क्व व्याप्तिग्रहणावसर इति? एवं तर्हि नालिकेरद्वीपवासिनोऽपि पनस-

शब्दात् तदर्थसंवित्तिः स्यादिति चेत्। किं नापरीक्षकस्यापि कार्षापणे कूटाकूटविवेकेन प्रत्यक्षोत्पत्तिः ?।

જો આગમપ્રમાણુ અર્થના જ્ઞાનરૂપ છે, તો સિદ્ધાન્તવેત્તાઓમાં આપ્તના વચનરૂપ આગમ પ્રમાણુ કઈ રીતે પ્રસિદ્ધ છે ? એ શંકાનું નિવારણુ—

**ઉપચારથી આપ્તનું વચન પણુ આગમ છે. ૨**

§૧ શિષ્ય(શ્રોતા)ના જ્ઞાનનું કારણુ આપ્તવચન છે માટે કારણુમાં કાર્યનો ઉપચાર કરી આપ્તવચન પણુ આગમ કહેવાય છે. આ ઉપચાર એટલા માટે જરૂરી છે કે આગમ પ્રમાણુમાં વચન સિવાય બીજું કોઈ કારણુ નથી.

§૨ વૈશેષિક—શબ્દ અર્થાત્ આગમ અનુમાન છે, કારણુ કે-ધૂમની જેમ વ્યાપ્તિજ્ઞાનના બળથી અર્થનો બોધક છે.

જૈન—પ્રસ્તુત અનુમાનના પ્રારંભમાં જ સિક્કાઓમાંથી ખરાખોટાનો વિવેક કરનાર પ્રત્યક્ષથી હેતુનો વ્યભિચાર છે. કારણુ કે એવું પ્રત્યક્ષ વ્યાપ્તિજ્ઞાનના બળથી પરીક્ષા કરે છે, છતાં તે અનુમાન નથી.

વૈશેષિક— અરે ! પ્રત્યક્ષ છતાં તે વ્યાપ્તિગ્રહણુપૂર્વક પદાર્થબોધક કઈ રીતે હોઈ શકે ? આપણો અનુભવ છે કે આંખ ઉઘાડતાંની સાથે જ પરીક્ષક પુરુષોને ખરા-ખોટાનો વિવેક કરનાર પ્રત્યક્ષ ઉત્પન્ન થઈ જાય છે. એટલે તેમાં વ્યાપ્તિનું ગ્રહણુ કરવાનો અવસર જ ક્યાં છે ?

જૈન— એ જ પ્રમાણે શબ્દ વિષે પણુ સમજી લો. તે આ પ્રમાણે–શબ્દોચ્ચાર થતાં જ પુરુષને શબ્દના અર્થનું જ્ઞાન થઈ જ જાય છે તો તેમાં પણુ વ્યાપ્તિનું ગ્રહણુ કરવાનો અવકાશ ક્યાં છે ?

વૈશેષિક—શબ્દોચ્ચાર માત્રથી જ જો બોધ થઈ જતો હોય તો નાલિયેર દ્વીપમાં વસનાર પુરુષને પણુ 'પનસ' શબ્દના શ્રવણુથી તેના વાચ્ય અર્થનું જ્ઞાન થવું જોઈએ.

જૈન—તો પછી અપરીક્ષક પુરુષને સિક્કા જોતાંવેંત જ ખરા-ખોટા સિક્કાનો ભેદ કરનાર પ્રત્યક્ષની ઉત્પત્તિ કેમ થતી નથી, તે તમે જ કહોને ?

(प०) **प्रतिपाद्यज्ञानस्ये**ति शिष्यज्ञानस्य। **अनन्योपायताख्यापनार्थं**मिति आप्तवचनं विनाऽर्थसंवेदनं न भवत्येव।

**आमुखे** इति आदावेव। **व्यभिचार** इति व्याप्तिग्रहणबलेनार्थप्रतिपादकमपि भविष्यति, अनुमानमपि न भविष्यति, यथा कूटाकूटकार्षापणनिरूपणप्रगुणं प्रत्यक्षम्। **तथाभूतस्यापी**ति व्याप्तिग्रहणबलेनार्थप्रतिपादकस्यापि। **तत्प्रत्यक्षस्ये**ति कूटाकूटकार्षापणनिरूपणप्रवणप्रत्यक्षस्य। **आ** इत्यादि काणादः। **परिच्छिन्द्या**दित्यतः पुरः किमितीति गम्यम्। **एतदेवे**त्यादि सूरिवाक्यम्। **अन्यत्रापी**ति आगमेऽपि। **प्रतीही**त्यतः पुरः कथमिति गम्यम्। **एवं तर्ही**त्यादि परः। **किं ने**त्यादि सूरिः।

(टि०) ॥**चतुर्थपरिच्छेदः**॥ **तर्हि कथ**मित्यादि। **असावि**ति आगमः। **सिद्धान्तविदामि**ति जैनागमप्रवीणानामित्युपहासः ।

**तदपी**ति आप्तवचनमपि । **अनन्योपाये**ति । आप्तवचनप्रकारं परित्यज्य केनाप्यपरेणोपायेनागमो न सिद्ध्यतीत्यर्थः ।

**तत्रे**ति शब्दस्यानुमानसाधकेऽनुमाने । **हेतोरि**ति व्याप्तिग्रहणेनेत्यादिकस्य । [1]**आमुखे** इति अनुमानप्रारम्भे । **तथाभूतस्ये**ति व्याप्तिग्रहणबलेनार्थप्रतिपादकस्य । **तत्प्रत्यक्षस्ये**ति कूटाकूटकार्षापणप्रत्यक्षस्य । **अन्यत्रापी**ति शब्देऽपि जानीहि । **एवं तर्ही**त्यादि । **तदर्थसंवित्तिरि**ति पनसशब्दवाच्यपदार्थज्ञानम् ।

§३ अथ यावानेतादृशविशेषसमाकलितकलेवरः कार्षापणः, तावानशेषः कूटोऽकूटो वा निष्टङ्कनीयस्त्वया—इत्युपदेशसाहाय्यकापेक्षं चक्षुरादि तद्विवेके[2] कौशलं कलयति, न चापरीक्षकस्यायं प्राक् प्रावर्त्तिष्टेति चेत् । तर्हि शब्दोऽपि यावान् पनसशब्दस्तावान् पनसार्थवाचक इति संवित्तिसहायः तत्प्रतिपादने पटीयान् । न च नालिकेरद्वीपवासिनः प्रागियं प्रादुरासीदिति कथं तस्य तत्प्रतीतिः स्यात् ? । अथैतादृशसंवेदनं व्याप्तिसंवेदनरूपमेव । तदपेक्षायां च शब्दार्थज्ञानमनुमानमेव भवेदिति चेत् । कूटाकूटकार्षापणविवेकप्रत्यक्षमपि किं न तथा, तत्रापि तथाविधोपदेशस्य व्याप्त्युल्लेखस्वरूपत्वात् ? ।

§४ अथ व्याप्तेः प्राक् प्रवृत्तावपि तदानीमभ्यासदशापन्नत्वेनानपेक्षणात् प्रत्यक्षमेवैतत्, तदपेक्षायां तु भवत्येवैतदनुमानम्—कूटोऽयं कार्षापणः, तथाविधविशेषसमन्वितत्वात्, प्राक्प्रेक्षितकार्षापणवत्—इति चेत् । एतदेव समस्तमन्यत्रापि तुल्यं विदाङ्करोतु भवान् ।

§५ न खल्वभ्यासदशायां कोऽपि व्याप्तिं शब्देऽप्यपेक्षते, सहसैव तज्ज्ञानोत्पत्तेः । अनभ्यासे तु को नाम नानुमानतां मन्यते ? यथा कस्यचिद्विस्मृतसङ्केतस्य कालान्तरे पनसशब्दश्रवणे—यः पनसशब्दः स आमूलफलेग्रहिविटपिविशेषवाचकः, यथा यज्ञदत्तोक्तः प्राक्तनः, तथा चायमपि देवदत्तोक्त इति । एवं च पक्षैकदेशे सिद्धसाध्यता, शब्दोऽनुमानमित्यत्र सकलवाचकानां पक्षीकृतानामेकदेशस्यानुमानरूपतया स्वीकृतत्वात् । यस्त्वागमरूपतया स्वीकृतः शब्दः, तत्राभ्यासदशापन्नत्वेन व्याप्तिग्रहणापेक्षैव नास्ति, अन्यथा कूटाकूटकार्षापणप्रत्यक्षेण व्यभिचारापत्तेः । तथा च हेतोरसिद्धिः । एवं च शब्दत्वस्य व्याप्तिग्रहणानपेक्षत्वे सिद्धे विवादास्पदः[3] शब्दो नानुमानम्, तद्विभिन्नसामग्रीकत्वात्, कूटाकूटकार्षापणविवेकप्रत्यक्षवत्, इति सिद्धम् ।

§3 વૈશેષિક—આવા આવા વિશેષોથી યુક્ત સ્વરૂપવાળા સિક્કાને ખરો-ખોટો જાણવો એવા ઉપદેશની સહાય હોય તો આંખ આદિ ખરા-ખોટાના વિવેકમાં કુશળ બને છે. પણ આ પ્રકારનો ઉપદેશ અપરીક્ષક પુરુષને પહેલાં મળ્યો નથી માટે તેનું જ્ઞાન તેવું થતું નથી.

---

१ आमुख्ये–डे–३। २ डे–३–टिप्पणसंमतः 'तद्विवेककौ°' इति पाठः। ३ °स्पदं–इति टिप्पणे पाठः।

જૈન—તે જ પ્રમાણે જ 'પનસ' શબ્દ છે તે પનસરૂપ અર્થનો વાચક છે' એવા જ્ઞાનની સહાયતા હોય તો જ શબ્દ અર્થનું પ્રતિપાદન કરી શકે છે. પણ તેવું જ્ઞાન નાલિયેર દ્વીપવાસી પુરુષને પહેલાં થયું ન હતું, માટે પનસ શબ્દ સાંભળવાથી 'પનસ' અર્થનો બોધ તે પુરુષને કઈ રીતે થઈ શકે?

વૈશેષિક—પણ આવું જ્ઞાન તો વ્યાપ્તિ જ્ઞાનરૂપ જ છે અને તેવા જ્ઞાનની શબ્દના અર્થજ્ઞાનમાં જો અપેક્ષા હોય તો શબ્દાર્થજ્ઞાન અનુમાન જ થશે.

જૈન—તે જ ન્યાયે ખરા-ખોટા સિક્કાનો વિવેક કરનાર પ્રત્યક્ષ પણ અનુમાનરૂપ કેમ નહિ થાય? કારણ કે-ત્યાં પણ પૂર્વોક્ત ઉપદેશ વ્યાપ્તિના પ્રયોગરૂપ જ છે.

§૪ વૈશેષિક—વ્યાપ્તિનું જ્ઞાન પ્રથમ થઈ ગયું છે. છતાં પણ જ્યારે પરીક્ષક ખરા-ખોટાનો વિવેક કરે છે ત્યારે અભ્યાસને કારણે વ્યાપ્તિની અપેક્ષા નથી માટે તે જ્ઞાન પ્રત્યક્ષસ્વરૂપ જ છે. પરંતુ જો વ્યાપ્તિની અપેક્ષા રાખે તો તે જ્ઞાન અનુમાનરૂપ જ થાય. જેમકે-આ સિક્કો ખોટો છે, કારણ કે-ખોટા સિક્કામાં રહેલ વિશેષોથી યુક્ત છે, પૂર્વે જોયેલ ખોટા કાર્ષાપણ-સિકકાની જેમ.

જૈન—આ બધુંય શબ્દમાં પણ સમાન જ છે, એમ જાણો.

§૫ અભ્યાસ દશામાં શબ્દજ્ઞાન વખતે કોઈ પણ પુરુષ વ્યાપ્તિની અપેક્ષા રાખતો નથી કારણ કે-શબ્દોચ્ચારની સાથે જ જ્ઞાન ઉત્પન્ન થઈ જાય છે. અને અનભ્યાસ દશામાં તો વળી શબ્દમાં કોણ તેની અનુમાનતા નથી માનતું? જેમકે-સંકેત ભૂલી જનાર પુરુષને કાલાન્તરમાં 'પનસ' શબ્દ સાંભળવાથી એવું થાય છે કે-આ 'પનસ' શબ્દ મૂળ સુધી ફળવાળા વૃક્ષ વિશેષનો વાચક છે. કેમકે-પહેલાં યજ્ઞદત્તે કહેલ પનસની જેમ દેવદત્તે કહેલ આ પનસ શબ્દ પણ તેવો જ છે. અને આ રીતે શબ્દમાં અનુમાનરૂપતા સિદ્ધ કરવાને તમોએ જે અનુમાન કહેલ છે તેમાં પક્ષૈકદેશમાં સિદ્ધસાધ્યતા રૂપ દોષ પણ છે. કારણ કે-તમે જ્યારે એમ કહો છો કે 'શબ્દ એ અનુમાન છે' ત્યારે પક્ષરૂપ બનાવેલ જેટલા શબ્દો છે તેમાંથી એક દેશ-એટલે અનભ્યસ્ત શબ્દોની બાબતમાં અમોએ પણ અનુમાનરૂપતા સ્વીકારી છે. પણ આગમ તરીકે જે શબ્દ અમે સ્વીકાર્યો છે તે અભ્યસ્ત હોવાથી તેમાં તો વ્યાપ્તિગ્રહણની અપેક્ષા જ નથી. તેમ ન માનવામાં તો સિક્કામાં ખરા-ખોટાનો વિવેક કરનાર પ્રત્યક્ષથી વ્યભિચાર આવશે. એ અમે કહ્યું જ છે. માટે તમારો હેતુ અસિદ્ધ થયો અને એ રીતે શબ્દમાં વ્યાપ્તિ ગ્રહણની અપેક્ષા સિદ્ધ નથી માટે વિવાદાસ્પદ-(અભ્યાસદશાપન્ન) શબ્દ પણ અનુમાનથી ભિન્ન સામગ્રીવાળો હોવાથી કૂટાકૂટ કાર્ષાપણના વિવેચક પ્રત્યક્ષની જેમ અનુમાન નથી એ સિદ્ધ થયું.

(प०) **अथे**त्यादि परः। **एतादृशविशेषे**ति तथाविधमुद्रोपलक्षणम्। तद्विवेके इति कूटविवेके **अयमि**ति उपदेशः। **तर्हि शब्दोऽपी**त्यादि सूरिगीः। **तत्प्रतिपादने** इति पनसार्थपरि[1]-

1 परिज्ञाने ल।

ज्ञापने । **इयमिति** संवित्तिः । **तस्येति** नालिकेरद्वीपवासिनः । **तत्प्रतीतिरिति** पनसार्थपरिज्ञानम् । **अथेति** परवाक्यम् । **एतादृशसंवेदनमिति** पूर्वसंवित्तिसहायम् । **यदपेक्षायामिति** व्याप्त्यपेक्षायाम् । **कूटेत्यादि** सूरिः । **किं न तथेति** किं नानुमानमित्यर्थः । **किं न तथेत्यग्रे** किमितीति गम्यम् । **तत्राऽपीति** कूटाकूटविवेकप्रत्यक्षेऽपि । **व्याप्त्युल्लेखस्वरूपत्वादिति** अनुमानत्वं प्राप्नोतीति भावः

**अथ व्याप्तेरित्यादि** परः । **तदपेक्षायमिति** व्याप्त्यपेक्षायाम् । **एतदिति** प्रत्यक्षम् । **अनुमानमिति** अनुमानरूपत्वमेव दर्शयति । **तथाविधविशेषेत्यादि** प्राक्संकेतितं ज्ञेयम् । **एतदेवेत्यादि** सूरिः । **अन्यत्रापीति** आगमेऽपि ।

**शब्देऽपीति** प्रत्यक्षे इव तथाविधे शब्दे व्याप्त्यपेक्षा नास्तीत्यर्थः । **शब्दश्रवणे** इति शब्दश्रवणे सति । **अयमपीति** अनुभूयमानः । **एवं चेत्यादिना** आचार्य एव प्रपञ्चयति । सिद्धसाध्यतेत्यग्रे कथमिति गम्यम् । **अनुमानरूपतयेति** अनभ्यासदशायाम् । **अन्यथेति** तत्रापि व्याप्तिग्रहणापेक्षायाम् । **हेतोरिति** भवदीयस्य ।

टि०) **तद्विवेके** इति[1] कूटाकूटकार्षापणविचारदक्षताम् । **अपरीक्षकस्येति** परीक्षानभिज्ञस्य । **अयमिति** उपदेशः । **तत्प्रतिपादके** इति पनसशब्दवाच्यार्थप्रतिपादने । **पटीयानिति** प्रकृष्टः पटुः पटीयान् । "गुणादिष्ठेयन्सौ वा" [ कातन्त्रे नाम्नि च० २।६।४० वृत्तौ पृ० १३५ ] ईयन्सप्रत्ययः । "तद्वदिष्ठेमेयस्य वहुलम्" [ कातन्त्रे आख्याते ३।२।१२ वृत्तौ पृ० १७३ ] उकारलोपः । **इयमिति** संवित्तिः । **तस्येति** नालिकेरद्वीपवासिनः । **तत्प्रतीतिरिति** पनसवाच्यार्थप्रतीतिः । **तदपेक्षायामिति** व्याप्त्यपेक्षायाम् । **तथेति** कथं नानुमानम् । **तत्रापीति** कूटाकूटकार्षापणप्रत्यक्षेपि । **तथाविधेति** शब्दस्यार्थमभिव्यञ्जयतो यादृश उपदेशस्तादृश उपदेशः कूटकार्षापणप्रत्यक्षेऽपि समस्तीति भावः ।

**एतदिति** कूटाकूटकार्षापणप्रत्यक्षम् । **तदपेक्षायामिति** व्याप्त्यपेक्षायाम् ॥ **अन्यत्रापीति** शब्देऽपि ।

**एवं च पक्षेत्यादि** ॥ **वाचकानामिति** शब्दानाम् । **विवादास्पदमिति**[2] अभ्यासदशापन्नः ॥ **तद्विभिन्नेति** अनुमानव्यतिरिक्तसामग्रीकत्वात् ।

§६ किंच । वाचामनुमानमानतामातन्वानोऽसौ कथं पक्षधर्मतादिकमादर्शयेत् ? । चैत्रः ककुदादिमदर्थविवक्षावान्, गोशब्दोच्चारणकर्तृत्वात्, अहमिव—इतीत्थमिति चेत् । नन्वतो विवक्षामात्रस्यैव प्रतीतिः स्यात् । तथा च कथमर्थे प्रवृत्तिर्भवेत् ? । विवक्षातोऽर्थसिद्धिरिति चेत् । मैवम् । अस्यास्तद्व्यभिचारात्, अनाप्तानां अन्यथाऽपि तदुपलब्धेः । अथ यथाप्तोक्ताच्छब्दात्[3] तथाऽऽप्तविवक्षातोऽक्षूणैवार्थसिद्धि[4]र्भविष्यतीति चेत् । सत्यम् । किन्त्वप्रतीतिपराहतैवेयं परम्परा, शब्दश्रुतौ सत्यां प्रतीत्यन्तराव्यवहितस्यैव अर्थस्य संवेदनात्, यथा लोचनव्यापारे सति रूपस्य । अपि च, अप्रातीतिकैतादृक्कल्पनामहापातकं क्रियतां नाम, यदि नान्या गतिः स्यात् । अस्ति चेयम्, शब्दस्य स्वाभाविकवाच्यवाचकभावसंबन्धद्वारेण अर्थप्रत्यायकत्वोपपत्तेः । एतच्च "स्वाभाविकसामर्थ्यसमयाभ्यां—' [ ४. ११ ] इत्यादि सूत्रे निर्णेष्यते ॥२॥

---

१ तद्विवेककौशलमिति– डे३ । २ मूले 'स्पदः–इति पाठः । ३ यथा प्रोक्ता॰ मु । ४ ॰क्षाऽतो मु ।

§६ વળી શબ્દને અનુમાન માનનાર આ વૈશેષિક પક્ષધર્મતા વગેરે હેતુ-લક્ષણો કઈ રીતે જણાવશે ?

વૈશેષિક—ચૈત્ર ખુંધવાળા પદાર્થની વિવક્ષાવાળો છે, ગો શબ્દનો ઉચ્ચાર કરતો હોવાથી, મારી જેમ, આ પ્રમાણે પક્ષધર્માદિ છે.

જૈન—આ અનુમાનથી તો કેવળ વિવક્ષાની જ સિદ્ધિ થશે, તો એ રીતે અર્થમાં પ્રવૃત્તિ કઈ રીતે થશે ? વળી, વિવક્ષાથી અર્થસિદ્ધિ થાય છે એમ પણ નથી, કારણ કે-વિવક્ષાનો અર્થ સાથે વ્યભિચાર પણ છે, કારણ કે-અનાપ્ત પુરુષોની વિવક્ષા વિપરીત પણ જોવામાં આવે છે.

વૈશેષિક—જેમ આપ્તના કહેલ શબ્દથી અર્થસિદ્ધિ થાય છે, તેવી જ રીતે આપ્ત પુરુષની વિવક્ષાથી પણ અર્થસિદ્ધિ થશે.

જૈન--તે વાત ઠીક છે પરંતુ આ પરંપરા( પ્રથમ શબ્દનું સાંભળવું, પછી વિવક્ષાની પ્રતીતિ, પછી અર્થની પ્રતીતિ એવી પરંપરા)ની પ્રતીતિ થતી જ નથી તેથી તે નિરાકૃત છે, કારણ કે-નેત્રનો વ્યાપાર થતાં જ જેમ રૂપનું જ્ઞાન થાય છે, તેવી જ રીતે શબ્દ સાંભળતાંવેંત જ અન્ય કોઈ વિવક્ષાની પ્રતીતિના વ્યવધાન વિના જ અર્થનું જ્ઞાન થાય છે. વળી, બીજો કોઈ માર્ગ ન હોય તો આવી પ્રતીતિથી વિરુદ્ધ કલ્પના કરવાનું મહાપાતક વહોરી લેવું યોગ્ય બને છે, પરંતુ અહીં બીજો માર્ગ તો છે જ. કારણ કે- શબ્દમાં સ્વાભાવિક વાચ્યવાચકભાવ સંબંધ છે અને તેથી તે અર્થનો બોધક બની શકે છે. એ વાત **'स्वाभाविकसामर्थ्यसमयाभ्याम्'** ઈત્યાદિ સૂત્રમાં ગ્રંથકાર પોતે જ કહેશે. ૨.

(पं०) **असाविति** काणादः । **तथा चेति** विवक्षामात्रप्रतीतौ सत्याम् । **तथा च कथमिति** अनुमानाद्धि अनुमेयेऽर्थे प्रवृत्तिर्भवत्येव । **अस्या** इति विवक्षातः । **तद्व्यभिचारादिति** अर्थसिद्धेर्व्यभिचारात् । **अन्यथापीति** अर्थसिद्धिं विनाऽपि । **तदुपलब्धेरिति** विवक्षोपलब्धेः । **अथ यथेत्यादि** परः । **इयं परम्परेति** आदौ विवक्षा, ततः शब्दोच्चारणं, ततोऽर्थे प्रतीतिः । **प्रतीत्यन्तराव्यवहितस्यैवेति** विवक्षारूपप्रतीत्यन्तराव्यवहितस्यैव । **इयमिति** गतिः । **सम्बन्धद्वारेणेति** सङ्केतद्वारेण । **अर्थप्रत्यायकत्वोपपत्तेरिति** [1]शब्दस्यार्थप्रत्यायकत्वोपपत्तेरिति योगः ।।२।।

(टि०) **असाविति** कणभक्षः । **पक्षधर्मतादिकमिति** नहि घटादिके द्रव्ये शब्दः समस्ति किन्तु वक्तर्येव । **नन्वत** इति अनुमानात् । अस्या इति विवक्षायाः । **तद्व्यभिचारादिति** तेनार्थेन सह व्यभिचारात् । **अन्यथापीति** अर्थाऽभावे अपि । **तदुपलब्धेरिति** विवक्षोपलब्धेः । **परंपरेति** प्रथमं शब्दाकर्णनं ततो विवक्षाविचारणम्, तत आप्ताऽनाप्तपरीक्षा इति परिपाटी अप्रतीतैव । **प्रतीत्यन्तरेति** विवक्षाया अन्तरेणानन्तरितस्य शब्दश्रवणादेवाभ्यासदशापन्नत्वेन विवक्षाविचारादृतेऽर्थज्ञानोत्पादात् ॥ **अपि चेत्यादि** । **इयमिति** गतिः ॥२॥

उदाहरन्ति—

**समस्त्यत्र प्रदेशे रत्ननिधानम्, सन्ति रत्नसानुप्रभृतयः ॥३॥**

§१ वक्ष्यमाणलौकिकजनकादिलोकोत्तरतीर्थकराद्यपेक्षया क्रमेणोदाहरणोभयी॥ ३॥

---

१ शब्दार्थप्र°–ल ।

આગમનું ઉદાહરણ—

**આ પ્રદેશમાં રત્નોનો ખજાનો છે, રત્નનાં શિખરવાળો પર્વત (મેરુ) આદિ છે. ૩**

§૧ હવે પછીના સૂત્રમાં આગમના ભેદ કહેવાશે એક તો લૌકિક, પિતા આદિ અને બીજો લોકોત્તર, તીર્થંકરાદિ, આ બન્નેની અપેક્ષાએ સૂત્રકારે આ સૂત્રમાં ક્રમશઃ બે ઉદાહરણ કહ્યાં છે. ૩.

आप्तस्वरूपं प्ररूपयन्ति—

**अभिधेयं वस्तु यथावस्थितं यो जानीते यथाज्ञानं चाभिधत्ते स आप्तः ॥४॥**

§१ आप्यते प्रोक्तोऽर्थोऽस्मादित्याप्तः । यद्वा, आप्ती रागादिदोषक्षयः, सा विद्यते यस्येत्यर्शआदित्वादति आप्तः । जानन्नपि हि रागादिमान् पुमानन्यथाऽपि पदार्थान् कथयेत्, तद्व्युच्छित्तये यथाज्ञानमिति । तदुक्तम्—

"आगमो ह्याप्तवचनमाप्तिं दोषक्षयं विदुः ।
क्षीणदोषोऽनृतं वाक्यं न ब्रूयाद्धेत्वसम्भवात्" ॥१॥ इति ।

§२ अभिधानं च ध्वनेः परम्परयाऽप्यत्र द्रष्टव्यम् । तेनाक्षरविलेखनद्वारेण, अङ्कोपदर्शनमुखेन, करपल्लव्यादिचेष्टाविशेषवशेन वा शब्दस्मरणाद्यः परोक्षार्थविषयं विज्ञानं परस्योत्पादयति, सोऽप्याप्त इत्युक्तं भवति । स च स्मर्यमाणः शब्द आगम इति ॥४॥

આપ્તનું સ્વરૂપ—

**જે અભિધેય વસ્તુને યથાર્થરૂપે જાણે અને જે પ્રમાણે જાણતો હોય તે પ્રમાણે જ કહે, તે આપ્ત છે. ૪.**

§૧ જેના કહેવાથી પદાર્થનો યથાર્થ બોધ પ્રાપ્ત થાય તે આપ્ત છે, અથવા આપ્તિ–એટલે રાગાદિ દોષનો ક્ષય, તે આપ્તિવાળો હોય તે આપ્ત. અહીં આ શબ્દ વ્યાકરણપ્રસિદ્ધ અર્શાદિ ગણનો હોવાથી મત્વર્થીય અત્ પ્રત્યય થવાથી 'આપ્ત' રૂપ સિદ્ધ થયેલ છે. રાગાદિ દોષવાળો પુરુષ પદાર્થને જાણતો હોવા છતાં કોઈ વખતે અન્યથા–(અયથાર્થ રૂપે) પણ કથન કરે માટે તેનું નિરાકરણ કરવા સૂત્રમાં 'यथाज्ञानं' વિશેષણ કહેલ છે, આ જ વાત પુષ્ટ કરવાને કહ્યું છે છે કે–"આપ્ત પુરુષનું વચન એ આગમ છે, અને દોષના ક્ષયને આપ્તિ કહે છે. ક્ષીણ દોષવાળો પુરુષ જૂઠું વાક્ય બોલતો નથી કારણ કે–તેમાં અસત્ય બોલવાનું કોઈ કારણ નથી."

§૨. અહીં શબ્દમાં અર્થાભિધાનતા પરંપરાથી પણ છે એમ જાણવું. માટે અક્ષર વિલેખનથી અથવા અંકના ઉપદર્શનાદિથી, કરપલ્લવી આદિ ચેષ્ટા વિશેષથી શબ્દસ્મરણ કરાવી પરોક્ષ પદાર્થ વિષયક જ્ઞાન બીજાને ઉત્પન્ન કરાવે તે

પણ આપ્ત કહેવાય છે, અને અક્ષર વિલેખનાદિ દ્વારા જે શબ્દનું સ્મરણ થયું તે શબ્દ આગમ કહેવાય છે. ૪.

(प०) **आप्यते** इति श्रोतृभिः। **प्रोक्त** इति तेनैव वक्त्रा। **यथाज्ञानमिति** यथाज्ञानं चाभिधत्ते।

**अभिधानमिति** अर्थस्य भणनम्। **ध्वनेरिति** शब्दस्य ॥४॥

(टि०) **आगमो ह्यीत्यादि** ॥ **हेत्वसंभवादिति** अनृतवाक्यस्य कारणाभावात्। रागद्वेषमोहाद्यशेषदोषान् विहायानृतभाषणे नान्यन्निदानम्।

**अभिधानमित्यादि** ॥ **ध्वनेरिति** ध्वनेरुपलक्षणं शब्दस्य प्रसिद्धत्वात् करपल्लवीप्रभृतयोऽष्टादशलिपयो मूलदेव्यादयः कपालिलाटमुख्या देशभाषा उपचारादाक्षिप्ता ज्ञातव्याः ॥४॥

कस्मादमूदृशस्यैवाप्तत्वमित्याहुः—

**तस्य हि वचनमविसंवादि भवति ॥५॥**

§१ यो हि यथावस्थिताभिधेयवेदी; परिज्ञानानुसारेण तदुपदेशकुशलश्च भवति तस्यैव यस्माद्वचनं विसंवादशून्यं संजायते। मूढवञ्चकवचने विसंवादसंदर्शनात्। ततो यो यस्यावञ्चकः, स तस्याप्त इति ऋष्यार्यम्लेच्छसाधारणं वृद्धानामाप्तलक्षणमनूदितं भवति ॥५॥

ઉપર જણાવેલ પુરુષને જ આપ્ત કહેવાનું કારણ—

**કારણ કે–તેનું વચન અવિસંવાદી હોય છે. ૫**

§૧ જે પુરુષ પદાર્થને જેવા સ્વરૂપે હોય તેવા સ્વરૂપે જાણનાર છે, અને વળી પોતાના જ્ઞાનને અનુસારે પદાર્થના ઉપદેશમાં કુશલ છે, તેવા પુરુષનું જ વચન વિસંવાદથી રહિત છે માટે તે આપ્ત છે. કેમકે મૂઢ અને વંચક પુરુષના વચનમાં વિસંવાદ જોવાય છે. તેથી જે જેનો અવંચક હોય તે તેનો આપ્ત છે, આ પ્રકારે ઋષિ, આર્ય અને મ્લેચ્છમાં સાધારણ એવા આ વૃદ્ધોએ કરેલ આપ્ત લક્ષણનો અનુવાદ કર્યો છે. ૫.

(प०) **मूढवञ्चकवचने** इति मूढो न जानाति, वञ्चकस्तु जानन्नप्यन्यथा वक्ति ॥५॥

(टि०) **यो यस्यावञ्चक** इति अत्राप्तशब्देन केवलज्ञानशाली नम्रामरासुरनरेश्वरनिकुरम्बमौलिमौलिमणिप्रभाजालोत्तेजितचरणनखकान्तिस्तीर्थंकरः केवल एव नाभ्युपगम्यते जैनैः, किन्तु म्लेच्छादिरपि यो यं न वञ्चयेत्स तं प्रति आप्तः। मगधाधिपश्रेणिकं प्रति अभयकुमारमहामा[त्य]-बुद्धिवद्धोप्यविकलविद्याद्वयदायी मातङ्गो यथा ॥५॥

आप्तभेदौ दर्शयन्ति—

**स च द्वेधा लौकिको, लोकोत्तरश्च ॥६॥**

१ लोके सामान्यजनरूपे भवो लौकिकः। लोकादुत्तरः प्रधानं मोक्षमार्गोपदेशकत्वाल्लोकोत्तरः ॥६॥

આપ્ત પુરુષના ભેદ—

**આપ્ત બે પ્રકારના છે–લૌકિક અને લોકોત્તર. ૬.**

तावेव वदन्ति—

**लौकिको जनकादिर्लोकोत्तरस्तु तीर्थकरादिः ॥७॥**

§१ प्रथमादिशब्देन जनन्यादिग्रहः । द्वितीयादिशब्देन तु गणधरादिग्रहणम् ।

§२ ये तु श्रोत्रियाः श्रुतेरपौरुषेयत्वे पौरुषं स्फोरयांचक्रुः, ते कीदृशीं श्रुतिममूमास्थाय–किं वर्णरूपाम्, आनुपूर्वीरूपां वा ? यदि प्राचिकीम्, तदस्पष्टम् , उपरिष्टात् "अकारादिः पौद्गलिको वर्णः" (४. ९) इत्यत्र वित्रास्यमानत्वादस्याः । अथोदीचीनाम्, तर्हि तत्र तत्प्रतीतौ प्रत्यक्षम्, अनुमानम्, अर्थापत्तिः, आगमो वा प्रमाणं प्रणिगद्येत । न प्रत्यक्षम्, अस्य तादात्विकभावस्वभावावभासमात्रचरित्रपवित्रत्वात् , "सम्बद्धं वर्त्तमानं च गृह्यते चक्षुरादिना" [ मी० श्लो० प्र० ८४ ] इति वचनात् ।

यैव श्रुतिर्मया प्रागध्यगायि, सैवेदानीमपीति प्रत्यभिज्ञाप्रत्यक्षमक्षूणं लक्ष्यत एवास्याः सदातनत्वमवद्योतयदिति चेत्, नन्वसौ "समुदयमात्रमिदं कलेवरम्" इत्यादिलोकायतागमेष्वप्येकरसैवास्तीति तेऽपि तथा स्युः । तथा च तत्पठितानुष्ठाननिष्ठा पटिष्ठता विप्राणामपि प्राप्नोति, अन्यथा प्रत्यवायसंभवात् । अथात्रेयमभिधानानन्तरानुपलम्भेन बाध्यते, किं न श्रुतावपि ? । अभिव्यक्त्यभावसंभवी तदानीमनुपलम्भः श्रुतौ, नाभावनिबन्धन इति चेत् । किं न नास्तिकसिद्धान्तेऽप्येवम्, इति सकलं समानम् ।

§१ લોક-સામાન્ય જનમાં જે હોય, તે લૌકિક અને મોક્ષમાર્ગનો ઉપદેશ કરવાથી લોકથી ઉત્તર-પ્રધાન તે લોકોત્તર છે. ૬.

તે બન્ને વિષે કહે છે—

**જનક–પિતા આદિ લૌકિક અને તીર્થંકર આદિ લોકોત્તર આપ્ત છે. ૭.**

§૧ સૂત્રમાં 'જનક' શબ્દ સાથે રહેલ આદિ પદથી માતા આદિનું અને તીર્થંકર શબ્દ સાથે રહેલ 'આદિ' પદથી ગણધર આદિનું ગ્રહણ જાણવું.

§૨ જે મીમાંસકો વેદમાં અપૌરુષેયત્વ-નિત્યત્વ સિદ્ધ કરવાને પુરુષાર્થ ફોરવી રહેલ છે, તેમને અમે પૂછીએ છીએ કે-શ્રુતિ-વેદને કેવા પ્રકારે તેઓ માને છે-વર્ણરૂપ કે આનુપૂર્વીરૂપ ? જો શ્રુતિને વર્ણરૂપ માનવામાં આવે તો તે યોગ્ય નથી, કારણ કે-આગળ "अकारादिः पौद्गलिको वर्णः" ૪. ૯. એ સૂત્રમાં આ વર્ણરૂપ વેદની અપૌરુષેયતાનું નિરાકરણ કરવામાં આવશે. શ્રુતિને આનુપૂર્વીરૂપ માનીને અપૌરુષેય કહો તો-તે આનુપૂર્વીરૂપ અપૌરુષેયત્વ-નિત્યત્વને સિદ્ધ કરનારું પ્રમાણ પ્રત્યક્ષ છે, અનુમાન છે, અર્થાપત્તિ છે કે આગમ છે? પ્રત્યક્ષ પ્રમાણ તો કહી શકશો નહિ. કારણ કે-"સંબદ્ધ અને વર્તમાન

વસ્તુનું ચક્ષુ વિગેરે ઇન્દ્રિયોથી ગ્રહણ થાય છે." એ વચનથી પ્રત્યક્ષ તત્કાલિક-(વર્તમાન) પદાર્થને જ જણાવવામાં ચરિતાર્થ છે.

**મીમાંસક**—જે શ્રુતિનું મેં પહેલાં ગાન કરેલું તે જ અત્યારે પણ ગાઈ, એ પ્રમાણે શ્રુતિના નિત્યત્વને સિદ્ધ કરનાર પ્રત્યભિજ્ઞાન રૂપ પ્રત્યક્ષ સમર્થ છે.

**જૈન**—તો 'समुदयमात्रमिदं कलेवरम्'-ભૂતોના સમુદાય માત્રરૂપ આ શરીર છે, અર્થાત્ કોઈ આત્મા સિદ્ધ નથી-આદિ નાસ્તિકના આગમને વિષે પણ તેવી પ્રત્યભિજ્ઞા સમાન જ છે, માટે નાસ્તિકોના આગમો પણ નિત્ય થશે. અને એમ થતાં નાસ્તિકોના આગમોમાં પઠિત-જણાવેલ આચરણની પટુતા વેદપાઠી બ્રાહ્મણોએ પણ પ્રાપ્ત કરવી પડશે અને તેમ નહિ કરો તો આપત્તિ આવી પડશે.

**મીમાંસક**—લોકાયતના આગમ વિષેની પ્રત્યભિજ્ઞા બાધિત છે; કારણ, તેના અભિધાન પછી તરત જ તે આગમની અનુપલબ્ધિ છે.

**જૈન**—તે જ પ્રમાણે વેદમાં પ્રત્યભિજ્ઞા કેમ બાધિત નહિ થાય?

**મીમાંસક**—અભિધાન પછી વેદનો જે અનુપલંભ છે, તે અભિવ્યક્તિના અભાવને કારણે છે, પરંતુ વેદના અભાવના કારણે નથી.

**જૈન**—નાસ્તિકોના સિદ્ધાન્ત વિષે પણ એમ કેમ નહિ બને? આ રીતે તો વેદ અને નાસ્તિક આગમમાં બધી વાતો સમાન છે.

(प०) **प्रथमादिशब्देने**ति **जनकादि**रिति सूत्रस्थेन । **द्वितीयादिशब्देने**ति **तीर्थकरादि**रिति सूत्रस्थेन ।

**अकारादि**रित्यादि । पुरुषप्रेरितभाषाद्रव्यवर्गणाभिर्निष्पाद्यते एता वर्णरूपा श्रुतिर्नापौरुषेयी । **अस्या** इति वर्णरूपायाः । **तत्रे**ति आनुपूर्वीरूपश्रुतौ । **तत्प्रतीता**विति अपौरुषेयत्वप्रतीतौ । **तादात्विके**त्यादिगद्ये तादात्विकाः पुरोवर्त्तिनः ।

**यैवे**त्यादिपरः । **अस्या** इति श्रुतेः । **एकरसैवे**ति परिपूर्णा । **तथा स्यु**रिति सनातना स्युः । **अथे**त्यादि परः । **अत्रे**ति लोकायतागमे । **इय**मिति प्रत्यभिज्ञा । **किं न श्रुताव**पीति सूरिः । **अभिव्यक्ती**त्यादि परः । **तदानी**मिति अभिधानानन्तरम् । **अभावनिबन्धन** इति अभिव्यक्त्यभावहेतुकः । **किं ने**त्यादि सूरिः । **एव**मिति अभिव्यक्त्यभावसम्भवी अनुपलम्भः ।

(टि०) **ये तु श्रोत्रिया** इत्यादि ॥ **ते** इति श्रोत्रियाः । **आस्थाये**ति अङ्गीकृत्य । **अस्या** इति वर्णरूपायाः श्रुतेर्निराचिकीर्षया प्रचिक्रंसितत्वात् । **तर्हि तत्रे**ति श्रुतौ । **तत्प्रतीता**विति तस्याऽपौरुषेयत्वस्य प्रतीतिस्तत्प्रतीतिस्तस्याम् । **अस्ये**ति प्रत्यक्षस्य । **तादात्विकभावे**ति वर्तमानकालभावपदार्थप्रकटनकृतार्थत्वात् ।

**संबद्ध**मिति स्वयोग्यतया गोचरीभूतं, न च वैशेषिकादिवद्रश्मिचक्रवशान्नेत्रसंलग्नं, तस्य प्रागेव प्राप्यकारिवादे व्यपास्तत्वात् ।

**अध्यगायी**ति कै गै रै शब्दे ॥ "संध्यक्षरान्तानामा०" [कातन्त्र ३।४।२०। पृ० २०६] अद्यतनीत "भावकर्मणोश्च" [कातन्त्र ३।२।३०। पृ० १८०] इच् । "आयिरिच्यादन्तानाम् [कातन्त्र ३।६।२०। पृ० २४८] "इचस्तलोपः" [कातन्त्र ३।४।३२। पृ० २११] **अस्या** इति श्रुतेः । **सदात्व**मिति सनातनत्वम् । **नन्वसावि**ति प्रतिज्ञा ॥ **लोकायते**ति । नास्ति-

कसिद्धान्तेष्वपि । **एकरसैवे**ति समानैव । **तेऽपी**ति लोकायतागमाः । **तथा स्युरि**ति अपौरुषेया नित्याश्च भवेयुः ॥ **तत्पठिते**ति तेषां लोकायतागमानां पठनाचरणपटुता । **अन्यथे**ति तदपठनेऽनाचरणे च । **प्रत्यवाये**ति अपवादोत्पत्तेः । **अथात्रे**ति लोकायतागमे । **इयमि**ति प्रत्यभिज्ञा । **अनुपलम्भे**ति तदैव विनष्टत्वात् । **अभिव्यक्त्यभावे**ति यैः कारणैः शब्दोऽभिव्यज्यते तदभावे संभवतीत्येवंशीलः । **तदानीमि**ति अभिव्यञ्जककारणासाकल्ये प्रत्यभिज्ञानुपलब्धेर्वेदनाऽभावहेतुः ॥

§३ किंच । अनुभवानुचरणचतुरं प्रत्यभिज्ञानम्, अनुभवश्च प्रायेण प्रत्यभिज्ञां तद्भविकीम्, जातिस्मृत्यादिमतः कस्यापि कतिपयभवविषयां च प्रभावयितुं प्रभुः– इति कथमनादौ काले केनापि नेयं श्रुतिः सूत्रिता–इति प्रकटयितुं पटीयसीयं स्यात् ? । तन्न तत्र प्रत्यक्षं क्षमते ।

नाप्यनुमानम्, तद्धि कर्त्रस्मरणम्, वेदाध्ययनवाच्यत्वम्, कालत्वं वा । तत्रैतेषु सर्वेष्वपि प्रत्यक्षानुमानागमबधितत्वं तावत्पक्षदोषः । तत्र प्रत्यक्षबाधः तावत्– तथाविधमठपीठिकाप्रतिष्ठशठवठराध्वर्यूद्गातृहोतृप्रायप्रचुरखण्डिकेषु यजुःसामर्च्चं उच्चैस्तरां युगपत् पूत्कुर्वत्सु कोलाहलममी कुर्वन्तीति प्रत्यक्षं प्रादुरस्ति, तेन चापौरुषेयत्वपक्षो बाध्यते । अभिव्यक्तिसद्भावादेवेयं प्रतीतिरिति चेत् । तर्हि हंसपक्षादिहस्तकेष्वपि किं नेयं तथा ?–इति तेऽपि नित्याः स्युः । वर्णयिष्यमाणवर्णव्यक्तिव्यपाकरणं चेहाप्यनुसन्धानीयम् ।

§ ૩ વળી, પ્રત્યભિજ્ઞાન અનુભવનું અનુસરણ કરવામાં ચતુર છે. અર્થાત્ જેવો અનુભવ હોય તેવું પ્રત્યભિજ્ઞાન થાય છે. અને અનુભવ સામાન્યરીતે તે જ ભવ (જન્મ)માં પ્રત્યભિજ્ઞાને ઉત્પન્ન કરવા સમર્થ છે અને ક્યારેક વળી જાતિસ્મરણ (પૂર્વજન્મના સ્મરણ) વાલા પુરુષને કેટલાક પૂર્વભવવિષયક પ્રત્યભિજ્ઞાનને ઉત્પન્ન કરવા સમર્થ છે. પરંતુ અનાદિ કાળમાં કોઈએ આ શ્રુતિ (વેદ)-ની રચના કરી નથી એ વાત પ્રકટ-(સિદ્ધ) કરવાને આ પ્રત્યભિજ્ઞા કઈ રીતે સમર્થ થશે ? આ પ્રત્યક્ષ શ્રુતિ—વેદના અપૌરુષેયત્વ (નિત્યત્વ) ને સિદ્ધ કરવા સમર્થ પ્રકારે નથી.

અનુમાન પ્રમાણ પણ શ્રુતિમાં નિત્યત્વ સિદ્ધ કરવા સમર્થ નથી, કારણકે-અનુમાનમાં કયો હેતુ છે? શું કર્ત્રસ્મરણ અર્થાત્ કર્તાનું સ્મરણ નથી તે, કે વેદાધ્યયનવાચ્યત્વ કે કાલત્વ છે? આ બધા અનુમાનોમાં પ્રત્યક્ષ, અનુમાન અને આગમથી બાધ હોઈ પક્ષદોષ છે. તેમાં પ્રત્યક્ષથી બાધ આ પ્રમાણે છે— મઠની પીઠિકામાં બેઠેલા શઠ-વંચક અને બઠર—જડ એવા અધ્વર્યુ, ઉદ્ગાતૃ, હોતૃ અને તેમના અનેક શિષ્યો જ્યારે યજુઃ (યજુર્વેદ) સામ-(સામવેદ) ઋગ્ (ઋગ્વેદ) ઉચ્ચ સ્વરે એકીસાથે પોકારતા હોય છે ત્યારે તેમને વિષે આ લોકો કોલાહલ કરી રહ્યા છે એ પ્રકારે પ્રત્યક્ષ પ્રમાણ ઉત્પન્ન થાય છે અને તેથી અપૌરુષેયત્વનો બાધ થાય છે.

મીમાંસક—તમે જણાવી તે કોલાહલ વિષેની પ્રત્યક્ષ પ્રતીતિ શ્રુતિની અભિવ્યક્તિ-પ્રાદુર્ભાવ છે અને નહિ કે શ્રુતિની ઉત્પત્તિ વિષે.

જૈન—તો હંસપક્ષાદિ હસ્તમુદ્રા વિષે પણ અભિવ્યક્તિને કારણે આવી પ્રતીતિ કેમ નહિ થાય? માટે તે પણ નિત્ય થશે. અને વળી, આગળ ૯મા સૂત્રમાં) વર્ણની અભિવ્યક્તિનું ખંડન કરાશે તે પણ અહીં સમજી લેવું.

(પ૦) **अनुभवानुचरणचतुरमिति** अनुभवानुगमनदक्षम्। **कतिपयभवविपयामिति** परिगणीतभवविपयाम्। **तत्रेति** श्रुतेरपौरुपेयत्वे।

**एतेष्विति** हेतुपु। **हंसपक्षादिहस्तकेष्वपीति** भरतशास्त्रप्रसिद्धेपु चतुःषष्टि-संख्येपु। **इयमिति** प्रतीतिः। **तथेति** अभिव्यक्तिसद्भावादेव।

(टि०) **अनुभवेत्यादि** ॥ प्रत्यक्षानुसरणनिपुणम्। **ताद्भविकीमिति** तस्मिन्नेव भवे जन्मनि भावात्ताद्भविकी भवार्थे इकण्। **सूत्रितेति** न रचिता ॥ **तन्न तत्रेति** आनुपूर्वीरूपवि-कल्पतः श्रुतेरपौरुपेयत्वसिद्धौ ॥

**नाप्यनुमानमित्यादि**। तद्धीति अनुमानम्। **खण्डिकेष्विति** शिष्येषु। **यजुःसामार्च्च** इति अध्वर्यवो यजुर्वेदाध्यायिनः। उद्गातारः सामपाठप्रवीणाः, होतार ऋग्वेदोच्चारतत्पराः। **तेन चेति** प्रत्यक्षेण। **इयं प्रतीतिरिति**। कोलाहलकरणरूपा। **हंसपक्षादीति** भरतशास्त्र-प्रसिद्धा हंसपक्षादयो हस्तकास्तेष्विति। **इयमिति** प्रतीतिः। कोलाहलकरणरूपा। **तथेतीति** अभिव्यक्तिसद्भावादेव ॥ **तेऽपीति** हस्तका अपि ॥ **वर्णव्यक्तीति** वर्णाभिव्यञ्जकनिराकरणम्।

§ ४ श्रुतिः पौरुषेयी, वर्णाद्यात्मकत्वात्, कुमारसंभवादिवत्—इत्यनुमानबाधः। पुरुषो हि परिभाव्याभिधेयभावस्वभावं तदनुगुणां ग्रन्थवीथीं ग्रथ्नाति, तदभावे कौत-स्कुतीयं संभवेत्?। यदि हि शङ्खसमुद्रमेघादिभ्योऽपुरुषेभ्योऽपि कदाचित् तदात्मकं वाक्यमुपलभ्येत, तदाऽत्रापि संभाव्येत। न चैवम्।

§ ५ अथ वर्णाद्यात्मकत्वमात्रं हेतूचिकीर्षितं चेत्, तदानीमप्रयोजकम्, वल्मी-कस्य कुलालपूर्वकत्वे साध्ये मृद्विकारत्ववत्। अथ लौकिकश्लोकादिविलक्षणं तत्। तर्हि विरुद्धम्, साधनशून्यं च कुमारसंभवादिनिदर्शनम्, तत्रैव साध्ये विशिष्टमृद्विकारत्व-वत्, कूटदृष्टान्तवच्चेति चेत्। नैतच्चतुरस्रम्। यतस्तन्मात्रमेव हेतुः, न चाप्रयोजकम् विशिष्टवर्णाद्यात्मकत्वस्यैव काप्यसंभवाद्। दुःश्रव-दुर्भणत्वादेस्तु श्रुतिविशेषस्य—

"नांष्ट्रास्त्वाष्ट्रारिराष्ट्रे न भ्राष्ट्रे नादंष्ट्रिणो जनाः।
धार्त्तराष्ट्राः सुराष्ट्रे न महाराष्ट्रे तु नोष्ट्रिणः ॥ १ ॥"

इत्यादौ लौकिकश्लोके सविशेषस्य सद्भावात्। अभ्यधिष्महि च—

"यत् कौमारकुमारसंभवभवाद् वाक्यान्न किञ्चित् क्वचित्।
वैशिष्ट्यं श्रुतिपु स्थितं तत इमाः स्युः कर्तृशून्याः कथम् ॥" इति।

"प्रजापतिर्वेदमेकमासीत्, नाहरासीत्, न रात्रिरासीत्, स तपोऽतप्यत, तस्मा-त्तपनः, तपनाच्चत्वारो वेदा अजायन्त" इति स्वकर्तृप्रतिपादकागमबाधः।

ननु नायमागमः प्रमाणम्, भूतार्थाभिधायकत्वात्। कार्य एव ह्यर्थे वाचां प्रामाण्यम्, अन्वय-व्यतिरेकाभ्यां लोके कार्यान्वितेषु पदार्थेषु पदानां शक्त्यवगमादिति चेत्। तदश्लीलम्। कुशलोदर्कसम्पर्ककर्कशः साधूपास्याप्रसङ्ग इत्यादेर्भूतार्थस्यापि शब्दस्य लोके प्रयोगोपलम्भात्। अथात्रापि कार्यार्थतैव, तस्मादत्र प्रवर्त्तितव्यम् इत्यवगमादिति चेत्। स तर्ह्यवगम औपदेशिकः, औपदेशिकार्थकृतो वा भवेत्। न तावदाद्यः, तथाविधोपदेशाश्रवणात्। द्वितीयस्तु स्यात्। न पुनस्तत्रोपदेशस्य प्रामाण्यम्, अस्य स्वार्थप्रथामात्रचरितार्थत्वात्। प्रतिपादकत्वेनैव प्रमाणानां प्रामाण्यात्। अन्यथा प्रवृत्ताविव तत्साध्यार्थेऽपि प्रामाण्यप्रसङ्गात्। प्रत्यक्षस्य च विवक्षितार्थवत् तत्साध्यार्थक्रियाऽपि प्रमेया भवेत्। तस्मात् पुरुषेच्छाप्रतिबद्धवृत्तिः प्रवृत्तिरस्तु। मा वा भूत, प्रमाणेन पदार्थपरिच्छेदश्चेत् चकाणः, तावतैव प्रेक्षावतोऽपेक्षाबुद्धेः पर्यवसानात् पुण्यं प्रामाण्यमस्यावसेयम्।

यद्वा, अस्तु 'तस्मादत्र प्रवर्त्तितव्यम्' इत्यवगमात् कुशलोदर्केत्यादिवाक्यानां प्रामाण्यम्। किंतु तद्वदेव वेदे कर्तृप्रतिपादकागमस्यापि प्रामाण्यं प्रासाङ्क्षीदेवेति सिद्ध आगमबाधोऽपि।

§ ४ વળી, શ્રુતિ પૌરુષેયી છે, વર્ણાદિસ્વરૂપ હોવાથી, કુમારસંભવની જેમ. આ રીતે અપૌરુષેયત્વરૂપ સાધ્યમાં અનુમાનથી પણ પક્ષનો બાધ છે, કારણ કે પુરુષ જ અભિધેય પદાર્થના સ્વરૂપને જાણીને તેને અનુસરતી ગ્રંથ રચના કરે છે, તો પુરુષના અભાવમાં આ વેદરૂપ ગ્રન્થરચના કઈ રીતે થઈ શકે? વળી, અપુરુષ એવા શંખ, સમુદ્ર, મેઘ વિગેરે પદાર્થથી કોઈ પણ વખતે વર્ણાત્મક વાક્યની ઉપલબ્ધિ થતી હોય તો વેદવાક્યમાં અપૌરુષેયત્વની સંભાવના માની શકાય, પરંતુ એવું વાક્ય જોવામાં આવતું નથી.

§૫ મીમાંસક—શ્રુતિના નિત્યત્વ બાધક અનુમાનમાં 'વર્ણાદિસ્વરૂપ હોવાથી' માત્ર એટલો જ હેતુ કહો તો તે રાફડામાં કુંભારની કારણતા સિદ્ધ કરવાને કહેલ માત્ર 'મૃદ્વિકારત્વ' હેતુની જેમ અપ્રયોજક છે. તથા જો 'લૌકિક શ્લોકથી વિલક્ષણ વર્ણાદિ સ્વરૂપ હોવાથી' એમ વિશેષણયુક્ત હેતુ કહો તો તે વિરુદ્ધ હેત્વાભાસ થશે, અને કુમારસંભવાદિ દૃષ્ટાન્ત સાધન–હેતુ રહિત થશે, જેમકે–રાફડામાં કુંભારની કારણતા સિદ્ધ કરવાને કહેલ વિશિષ્ટમૃદ્વિકારત્વરૂપ હેતુ વિરુદ્ધ છે અને તેમાં ઘટરૂપ દૃષ્ટાન્ત સાધનહીન છે.

જૈન—તમારી આ વાત યુક્તિયુક્ત નથી કારણ કે–અમે 'વર્ણાદિસ્વરૂપ હોવાથી' માત્ર એટલો જ હેતુ કહીએ છીએ, છતાં પણ તે અપ્રયોજક નથી, કેમકે- 'વિશિષ્ટવર્ણાદિ સ્વરૂપ' તો ક્યાંય પણ અનુભવાતું નથી.

અને કોઈ શ્રુતિ દુઃશ્રવ (કર્ણકટુ) અને દુર્ભણ હોય તેથી કરી તેને વિશિષ્ટવર્ણાદિ સ્વરૂપ માનવામાં આવે તો નાંર્ષ્ટ્રાસ્ત્વાષ્ટ્રારિરાષ્ટ્રે—ઇત્યાદિ લૌકિક

શ્લોકમાં સવિશેષરૂપે તેવું જોવામાં આવે છે તો તે પણ નિત્ય માનવો પડશે. એ શ્લોકનો અર્થ આવો છે—"કુરુ દેશમાં લંઠ લોકો નથી, ભ્રાષ્ટ્રદેશમાં લોકો લાંબી દાઢવાળા છે, સુરાષ્ટ્ર દેશમાં હંસો નથી અને મહારાષ્ટ્રમાં ઊંટવાળા નથી." અને અમે પણ કહ્યું છે કે–"જો કુમારસંભવના વાક્યથી શ્રુતિમાં કંઈ પણ વિશેષ નથી તો તે શ્રુતિ કર્તૃશૂન્યા (નિત્ય) કઈ રીતે હોઈશકે?" માટે તમારું સાધ્ય 'અપૌરુષેયત્વ' અનુમાનથી પણ બાધિત છે.

વળી, "પ્રજાપતિ (બ્રહ્મા) એ એક જ હતા, દિવસ ન હતો, રાત્રિ ન હતી, તેમણે તપ કર્યું, તેનાથી સૂર્ય થયો, તેનાથી ચાર વેદો થયા આ" રીતે વેદના કર્તાનું પ્રતિપાદન કરનાર આગમથી વેદનું અપૌરુષેયત્વ બાધિત થાય છે.

મીમાંસક— આ આગમ ભૂત–અતીત (સિદ્ધ) અર્થને કહેનાર હોવાથી પ્રમાણરૂપ નથી. કારણ કે–કાર્યરૂપ અર્થમાં જ વચનનું પ્રામાણ્ય છે, લોકોમાં પણ અન્વયવ્યતિરેક દ્વારા કાર્યાન્વિત પદાર્થમાં પદોની શક્તિનો બોધ થાય છે.

જૈન—તમારું આ કથન અયોગ્ય છે. કારણ કે–સાધુપુરુષની ઉપાસનાનો અપ્રસંગ હોય અર્થાત્ સાધુપુરુષની ઉપાસના ન કરી હોય તો કુશલનો સંપર્ક કઠણ છે. એટલેકે સત્સંગનો અભાવ હોય તો કુશલનો સંપર્ક થતો નથી આદિ ભૂતાર્થક શબ્દોનો લોકમાં પ્રયોગ જોવામાં આવે છે.

મીમાંસક—પ્રસ્તુતમાં પણ કાર્યાર્થ જ અભિપ્રેત છે, કારણ કે એથી પણ 'તેથી કરી આમાં પ્રવૃત્તિ કરવી જોઇએ' એવો બોધ થાય છે.

જૈન—તો તે બોધ માત્ર ઔપદેશિક–ઉપદેશજન્ય છે, કે ઉપદેશજન્ય અર્થથી જન્ય છે? પહેલો પક્ષ તો કહી શકશો નહિ કારણકે તેવા પ્રકારનો ઉપદેશ સંભળાતો નથી. બીજો પક્ષ ભલે હોય પરંતુ તેમાં ઉપદેશ પ્રમાણ નથી કારણ કે-ઉપદેશ વાકય તો માત્ર પોતાનો જ અર્થ બતાવવામાં ચરિતાર્થ છે. કેમકે પ્રમાણોનું પ્રામાણ્ય તો તેની પ્રતિપાદકતાને કારણે છે. અન્યથા–પ્રવૃતિની જેમ પ્રવૃત્તિથી સાધ્ય અર્થમાં પણ પ્રામાણ્યનો પ્રસંગ આવશે અને વળી પ્રત્યક્ષનો વિવક્ષિત અર્થ પ્રમેય છે તેમ પ્રમેયસાધ્ય અર્થક્રિયા પણ પ્રત્યક્ષની પ્રમેય થઈ જશે. માટે પ્રવૃત્તિને તો પુરુષની ઇચ્છાને જ અધીન માનવી જોઈએ. અને પ્રવૃત્તિ ન થાય તો પણ પ્રમાણ વડે જ્યારે પદાર્થજ્ઞાન કર્યું. તે જ વખતે બુદ્ધિમાન પુરુષની અપેક્ષાબુદ્ધિ સમાપ્ત થાય છે. તેથી તેટલામાત્રથી પ્રમાણનું પુણ્ય પ્રામાણ્ય સમજી લેવું જોઇએ.

અથવા 'તેથી કરી અહીં પ્રવૃત્તિ કરવી' એવો બોધ થતો હોવાથી 'કુશલનો સંપર્ક કઠણ છે' ઇત્યાદિ લૌકિક વાકયમાં પ્રામાણ્ય ભલે મનાય. પરંતુ એ જ રીતે વેદના કર્તાનું પ્રતિપાદન કરનાર આગમમાં પણ પ્રામાણ્ય અવશ્ય પ્રાપ્ત થશે અને એ રીતે વેદના અપૌરુષેયત્વમાં આગમબાધ પણ સિદ્ધ થયો.

(५०) **तदभावे** इति अभिधेयस्वभावपरिभावनाऽभावे **इत्यमिति** ग्रन्थवीथी। **तदात्मकमिति** वर्णात्मकम्। **अत्रापीति** श्रुतावपि।

अथेत्यादि मीमांसको जैनं प्रति–कथमनेन हेतुना पौरुषेयत्वं साधयति भवान्? अप्रयोजकमिति अनेन हि हेतुना पौरुषेयत्वमपि साध्यतेऽपौरुषेयत्वमपि। **मृद्धिकारत्वव-**

**दि**ति यथा मृद्विकारत्वमप्रयोजकमित्यर्थः। **लौकिकश्लोकादिविलक्षणमि**ति विशिष्टवर्णाद्यात्मकमित्यर्थः। **विरुद्धमि**ति अपौरुषेयत्वसाधनात्। **साधनशून्यमि**ति साधनेन लौकिकश्लोकादिविलक्षणविशिष्टवर्णपदवाक्यप्रकरणात्मकत्वाख्यहेतुना शून्यं कुमारसम्भवादिनिदर्शनम्, विशिष्टवर्णाद्यात्मकत्वाभावात् तस्येति भावः। **तत्रैव साध्ये** इति कुलालपूर्वकत्वे साध्ये। **विशिष्टमृद्विकारत्ववदि**ति विशिष्टमृद्विकारत्वविरुद्धकुटदृष्टान्तवदिति विशिष्टमृद्विकारत्वं तत्र नास्त्यतः साधनशून्यम्। **नैतच्चतुरस्रमि**ति जैनो वक्ति। **तन्मात्रमेवे**ति वर्णाद्यात्मकत्वमात्रम्। **विशिष्टवर्णाद्यात्मकस्यैवे**ति विशिष्टवर्णाद्यात्मकत्वं श्रुतौ नास्तीत्यर्थः।

**नांष्ट्रा** इति राक्षसाः। **त्वाष्ट्रारिराष्ट्रे** इति इन्द्रराष्ट्रे स्वर्गे। **धार्त्तराष्ट्रा** इति काकाः। **नोष्ट्रिण** इति तत्रोष्ट्राभावात्। **सविशेषस्ये**ति दुःश्रवदुर्भणत्वादेः। **क्वचिद्वैशिष्ट्यमि**ति अस्मत्कृतस्तुतावपि दुःश्रवदुर्भणत्वादयो विशेषा विद्यन्ते, एतावतैव नापौरुषेयत्वमिति।

**प्रजापतिर्वे**ति प्रजापतिरेव। **इदमेकमासीदि**ति इदं जगत्प्रजापतिरेवासीदेकमिति वाक्यार्थः। **तपस्तपनादि**ति पाठान्तरम्। **स्वशब्देन** वेदः। **ननु नायमि**त्यादि मीमांसकः। **भूतार्थाभिधायकत्वादि**ति अधिगतार्थाभिधायकत्वात्। **कार्य एव ह्यर्थे वाचां प्रामाण्यमि**ति। मीमांसकानां हि अनधिगतार्थाधिगन्तृप्रमाणमतस्तेषां विधिरेव वाक्यार्थः, अप्रवृत्तप्रवर्त्तनस्वभावत्वात् तस्य, भूतार्थानां त्वनुवादमात्रतया प्रामाण्यम्। **कार्यान्वितेष्वि**ति विधेयान्वितेषु। **शक्त्यवगमादि**ति सामर्थ्यज्ञानात्। **तदश्लीलमि**ति सूरिः। **भूतार्थस्यापी**ति वास्तवार्थस्यापि। **अत्रापी**ति भूतार्थेऽपि। **स** तर्हीत्यादि सूरिः। **तथाविधोपदेशाश्रवणादि**ति 'तस्मादत्र प्रवर्त्तितव्यम्' इत्यादिरूप उपदेशः। **तत्रे**ति औपदेशिकार्थकृतपक्षे। **अस्ये**ति उपदेशस्य। **अन्यथाप्रवृत्ताविवे**ति यथा भवन्मते प्रवृत्तौ प्रमाणानां प्रामाण्यं एवं तत्साध्यार्थेऽपि प्रामाण्यं स्यात्। न चैतदिष्यते इति पराभिप्रायेण दृष्टान्तः। **तत्साध्यार्थेऽपी**ति क्रियादावपीत्यर्थः। **अपेक्षाबुद्धेरि**ति 'इदं मदीयं ज्ञानं तदेव प्रमाणं यदार्थं परिच्छिनत्ति' इत्यपेक्षा। इयं चापेक्षार्थपरिच्छेदे परिपूर्णा भवति।

**यद्वाऽस्त्वि**ति अहो **मीमांसकः**। **वेदे कर्तृप्रतिपादकागमस्यापी**ति तत्रापि तत इमां पौरुषेयीं विजानीया इत्यवगमस्य प्रतिभानात्।

(टि०) **तदनुगुणामि**ति अभिधेयभावस्वभावानुरूपाम्। **तदभावे** इति पुरुषाभावे। **इयमि**ति ग्रन्थवीथी कुतः कुतो भवा। **तदात्मकमि**ति अभिधेयभावस्वभावम्। **अत्रापी**ति पौरुषे वेदेपि॥

**अथ** **वर्णे**त्यादि। जैन एव **दृष्टान्तवच्चे**तिपर्यन्तं परमाशङ्कते। **चिकीर्षितमि**ति हेतूक्तं पूर्वापदिष्टत्वात्। **विलक्षणमि**ति विशिष्टमित्यर्थः। **तदि**ति वर्णाद्यात्मकत्वम्। **विरुद्धमि**ति साधनं विरुद्धमित्यर्थः। **साधनशून्यमि**ति हेतुविकल्पश्च दृष्टांतः। **तत्रैवे**ति वल्मीकस्य कुलालपूर्वकत्वे साध्ये॥ **तन्मात्रमेवे**ति वर्णाद्यात्मकत्वमात्रमेव। **नांष्ट्रा** इति। **त्वष्टा** सूर्यस्तस्यापत्यं त्वाष्ट्रः कर्णः। तस्यारिरर्जुनः, तस्य राष्ट्रे हस्तिनापुरप्रतिबद्धे कुरुदेशे **नांष्ट्रा** गिरिकन्दरानिवासिनो लोकलुण्टाका लोके 'नांठ' इति प्रसिद्धा न विद्यन्ते। **भाष्ट्रा**भिधानविषयः। जना न अदंष्ट्रिणः, अपि तु प्रलम्बदंष्ट्रायुक्ताः। तत्र सर्वेपि जना दंष्ट्रला एव स्युरिति देशस्वभावः।

धार्त्तराष्ट्रा हंसाः सुराष्ट्रमण्डले न। अत्र धार्त्तराष्ट्रशब्देनौचित्येन हंसा एव, न तु धृतराष्ट्रभूपतितनयाः ॥ उक्तं च—

"मल्लिकाख्यास्तु मलिनैर्धार्त्तराष्ट्रा सितेतरैः।
कादम्बास्तु कलहंसाः पक्षैः स्युरिति धूसरैः ॥ १ ॥"

महाराष्ट्रे उष्ट्रिणः दौवारिका न तत्रोष्ट्राणामभावात्। यत्कौमारेति कौमारः कलापकः।

**ननु नायमि**त्यादि ॥ **भूतार्थे**ति अतीतपदार्थप्ररूपकत्वात्। **कार्य एवे**ति वार्त्तमानिके करणीये एव। अर्थोपलब्धिहेतुः प्रमाणमित्यङ्गीकारात्। **अथात्रापी**ति साधूपास्याप्रसङ्गरूपे शब्दे। **तस्मादि**ति कारणात्। **अत्रे**ति शब्दे। **अवगमादि**ति स्वाभिप्रायेण परिज्ञानात्। **न पुनस्तत्रे**ति औपदेशकार्यकृतेऽवगमे। **तस्ये**ति उपदेशस्य। **अन्यथे**ति प्रतिपादकत्वाभावे। **तत्साध्यार्थेऽपी**ति प्रवृत्तिसाध्यपदार्थेऽपि। **तत्साध्यार्थक्रियापी**ति प्रत्यक्षसाध्या या अर्थक्रिया सापि। **अस्ये**ति प्रत्यक्षस्य।

**तद्वदे**वेति वाक्यवदेव **प्रासांक्षीदि**ति प्रसज्यते स्म।

§ यत्तु कर्त्रस्मरणं साधनम्, तदविशेषणं सविशेषणं वा वर्ण्येत ? प्राक्तनं तावत् पुराणकूपप्रासादारामविहारादिभिर्व्यभिचारि, तेषां कर्त्रस्मरणेऽपि पौरुषेयत्वात्। द्वितीयं तु सम्प्रदायाव्यच्छेदे सति कर्त्रस्मरणादिति व्यधिकरणासिद्धम्, कर्त्रस्मरणस्य श्रुतेः अन्यत्राश्रये पुंसि वर्त्तनात्।

अथापौरुषेयी श्रुतिः, सम्प्रदायाव्यवच्छेदे सत्यस्मर्यमाणकर्तृकत्वात्, आकाशवत् इत्यनुमानरचनायामनवकाशा व्यधिकरणासिद्धिः। मैवम्, एवमपि विशेषणे सन्दिग्धासिद्धतापत्तेः। तथाहि आदिमतामपि प्रासादादीनां सम्प्रदायो व्यवच्छिद्यमानो विलोक्यते। अनादेस्तु श्रुतेरव्यवच्छेदी सम्प्रदायोऽद्यापि विद्यत इति मृतकमुष्टिबन्धमन्वकार्षीत्। तथा च कथं न सन्दिग्धसिद्धं विशेषणम् ? विशेष्यमप्युभयासिद्धम्, वादिप्रतिवादिभ्यां तत्र कर्तुः स्मरणात्।

ननु श्रोत्रियाः श्रुतौ कर्त्तारं स्मरन्तीति मृषोद्यम्, श्रोत्रियापशदाः खल्वमी इति चेत्। ननु यूयमाम्नायमाम्नासिष्ट तावत्, ततो "यो वै वेदांश्च प्रहिणोति" इति "प्रजापतिः सोमं राजानमन्वसृजत् ततस्त्रयो वेदा अन्वसृजन्त" इति च स्वयमेव स्वस्य कर्त्तारं स्मरयन्तीं श्रुतिं विश्रुतामश्रुतामिव गणयन्तो यूयमेव श्रोत्रियापसदाः किं न स्यात ?

§६ વેદના અપૌરુષેયત્વને સિદ્ધ કરવાને જે કર્તાનું અસ્મરણ એવો હેતુ છે, તે વિશેષણ રહિત છે કે વિશેષણ સહિત ? વિશેષણ રહિત કહો તો—એ હેતુ પ્રાચીન કૂવા, પ્રાસાદ, આરામ, વિહાર આદિથી વ્યભિચારી છે. કારણ કે તે પ્રાચીન કૂવા આદિના કર્ત્તાનું સ્મરણ નથી તો પણ તે પૌરુષેય—અનિત્ય છે. બીજા પક્ષે એટલે કે હેતુમાં સંપ્રદાયનો અવિચ્છેદ છતાં એવું વિશેષણ જોડો તો તે વ્યધિકરણાસિદ્ધ છે. કારણ કે—કર્તાનું અસ્મરણ તો શ્રુતિથી ભિન્ન પુરુષરૂપ આશ્રયમાં રહે છે.

મીમાંસક—શ્રુતિ અપૌરુષેયી છે, કારણ કે સંપ્રદાયનો અવ્યવચ્છેદ છતાં જેના કર્તાનું સ્મરણ નથી એવી તે શ્રુતિ છે, આકાશની જેમ, આ પ્રમાણે અનુમાનની રચના કરવાથી ઉપરોક્ત વ્યધિકરણાસિદ્ધિરૂપ દોષ નહિ આવે.

જૈન—એમ ન કહો. કારણ કે એવું વિશેષણ કરવાથી પણ સંદિગ્ધાસિદ્ધ દોષની આપત્તિ આવશે. કારણ કે આદિવાળાં પ્રાસાદ વગેરેના સંપ્રદાયનો વિચ્છેદ જોવાય છે, તો અનાદિ કાળથી સિદ્ધ શ્રુતિના સંપ્રદાયનો અવિચ્છેદ અત્યારસુધી કેમ હોય ? એટલે એમ માનવું એ તો મડાગાંઠ જેવું છે. એટલે તે વિશેષણ સંદિગ્ધાસિદ્ધ કેમ ન કહેવાય ? વિશેષ્ય પણ ઉભયાસિદ્ધ છે, કારણ કે વાદી પ્રતિવાદી બન્નેને વેદમાં કર્તાનું સ્મરણ છે.

મીમાંસક—શ્રોત્રિય લોકો (વેદપાઠી બ્રાહ્મણો) શ્રુતિમાં કર્તાનું સ્મરણ કરે છે, એમ જે તમે કહો છો તે જૂઠું છે. જે શ્રોત્રિયો કર્તાનું સ્મરણ કરે છે તેમને શ્રોત્રિયાપશદ (નીચશ્રોત્રિય) સમજવા.

જૈન—તમે તો વેદ ભણ્યા છો તો "જેણે વેદો મોકલ્યા" એ પ્રમાણે, અને "પ્રજાપતિ-બ્રહ્માએ સોમને રાજા બનાવ્યો, તેનાથી ત્રણ વેદો ઉત્પન્ન થયા"—આ પ્રમાણે પ્રસિદ્ધ શ્રુતિ પોતે જ પોતાના કર્તાને સંભારે છે, તેવી શ્રુતિને અશ્રુતિ-અણસાંભળેલ ગણો તો તમે પોતે જ શ્રોત્રિયાપશદ (નીચશ્રોત્રિય) કેમ નહિ બનો ?

(प०) **प्राक्तनमिति** कर्त्रस्मरणमात्रम् । **व्यधिकरणासिद्धमिति** धवलः प्रासादः काकस्य कार्ष्ण्यादितिवत् ।

**अथेत्यादि** मीमांसकः । **मैवमिति** सूरिः । **विशेषणे** इति **सम्प्रदायाव्यवच्छेदे सति** इत्येवंरूपे । **अन्वकार्षीदिति** भवद्वचनं कर्तृ । **विशेष्यमिति** अस्मर्यमाणकर्तृकत्वादित्येवंरूपम् । **वादि-प्रतिवादिभ्यामिति** वादिना मया, प्रतिवादिना भवता । **तत्रेति** श्रुतौ ।

**नन्वित्यादि** मीमांसकः । **अमी** इति ये श्रुतौ कर्त्तारं स्मरन्ति । **ननु यूयमिति** सूरिः । **आम्नासिष्टेति** अभ्यस्तवन्तः ।

(टि०) **तेषामिति** कूप-प्रासादादीनाम् । **श्रुतेरिति** श्रुतेः सकाशात् । **तथाहि—आदिमता-मित्यादि** । **विशेषणमिति** संप्रदायाव्यवच्छेदत्वम् । **विशेष्यमपीति**- कर्त्रस्मरणादिति हेतुः ।

**आम्नासिष्टेति** अभ्यस्तवन्तः । **विश्रुतामिति** विशेषेण श्रुतां विशिष्टामाकर्णिताम् वा ।

किंच, कण्व-माध्यंदिन-तित्तिरिप्रभृतिमुनिनामाङ्किताः काश्चन शाखाः, तत्कृतत्वादेव, मन्वादिस्मृत्यादिवत् । उत्सन्नानां तासां कल्पादौ तैर्दृष्टत्वात्, प्रकाशितत्वाद्वा तन्नामचिह्ने अनादौ कालेऽनन्तमुनिनामाङ्कितत्वं तासां स्यात् । जैनाश्च कालासुरमेतत्कर्त्तारं स्मरन्ति । कर्तृविशेषे विप्रतिपत्तेरप्रमाणमेवैतत्स्मरणमिति चेत्, नैवम्, यतो यत्रैव विप्रतिपत्तिः, तदेवाऽप्रमाणमस्तु, न पुनः कर्तृमात्रस्मरणमपि ।

"वेदस्याध्ययनं सर्वं गुर्वध्ययनपूर्वकम् ।
वेदाध्ययनवाच्यत्वादधुनाऽध्ययनं यथा" ॥१॥

[ श्लोक० वाक्या० ३६६ ]

"अतीताऽनागतौ कालौ वेदकारविवर्जितौ
कालत्वात्, तद्यथा कालो वर्त्तमानः समीक्ष्यते ॥२॥"

इति कारिकोक्ते वेदाध्ययनवाच्यत्व-कालत्वे अपि हेतू, 'कुरङ्गश्टङ्गभङ्गुरं कुरङ्गाक्षीणां चेतः' इति वाक्याध्ययनं गुर्वध्ययनपूर्वकम्, एतद्वाक्याध्ययनवाच्यत्वात्, अधुनातनाध्ययनवत्; अतीताऽनागतौ कालौ प्रक्रान्तवाक्यकर्तृवर्जितौ, कालत्वात्, वर्त्तमानकालवत्, इतिवदप्रयोजकत्वात् अनाकर्णनीयौ सकर्णानाम्।

વળી, કણ્વ, માધ્યંદિન, તિત્તિરિ આદિ મુનિઓના નામથી અંકિત કેટલીક વેદની શાખાઓ છે. તે બધી તે તે ઋષિઓએ જ કરેલી છે એમ માનવું જોઈએ. જેમકે-મનુ આદિના નામથી અંકિત સ્મૃતિ ગ્રન્થો મનુ આદિએ બનાવ્યા છે.

**મીમાંસક**—નષ્ટ થયેલી તે તે શાખાઓને કલ્પની આદિમાં તે તે ઋષિઓએ જોઈ તેથી અથવા તેમનો પ્રકાશ તેમના દ્વારા થવાથી તેઓના નામથી તે તે શાખા અંકિત છે.

**જૈન**—એમ હોય તો અનાદિ એવા કાળમાં અનન્ત કલ્પો હોવાથી અનન્ત મુનિઓના નામથી તે શાખાઓ અંકિત થવી જોઈએ અને વળી જૈનો વેદના કર્તા તરીકે કાલાસુરનું સ્મરણ કરે છે.

**મીમાંસક**—કર્ત્તા વિશેષમાં વિવાદ હોવાથી જૈનોનું તેવું સ્મરણ પ્રમાણ નથી એટલે કે-કર્ત્તા તરીકે કોઈ એક નિશ્ચિત વ્યક્તિનું સ્મરણ નથી માટે કર્ત્તાનું સ્મરણ પ્રમાણરૂપ નથી.

**જૈન**—એમ ન કહેવું, કારણ કે જે અંશમાં વિવાદ છે તે ભલે અપ્રમાણરૂપ હોય એટલે કે કર્તા કોણ છે તે વિષે ભલે વિવાદ રહે પણ વેદનો કોઈ ને કોઈ કર્ત્તા છે-એવા સ્મરણમાં તો કોઈ વિવાદ નથી જ.

**મીમાંસક**—'વેદનું બધું અધ્યયન ગુરુદ્વારા અધ્યયન પૂર્વક છે. કારણ કે તે વેદાધ્યયન કહેવાય છે, જે જે વેદાધ્યયન હોય તે સમસ્ત ગુર્વધ્યયનપૂર્વક જ હોય છે. જેમકે 'અત્યારનું વેદાધ્યયન ગુર્વધ્યયનપૂર્વકનું છે' આ હેતુથી અને 'અતીત અને અનાગત કાલ વેદકાર (વેદના કર્ત્તા)થી રહિત છે. કારણ તે કાલ છે. જેમકે-વર્તમાન કાલ.' આ હેતુથી વેદ નિત્ય સિદ્ધ થાય છે.

**જૈન**—'સ્ત્રીઓનું ચિત્ત હરણના શિંગડાની જેમ ભંગુર-વક્ર છે'—આ વાકયનું અધ્યયન ગુર્વધ્યયનપૂર્વક છે, તેવું અધ્યયન કહેવાય છે માટે, અત્યારના એ અધ્યયનની જેમ. અતીત અને અનાગત કાલ પ્રસ્તુત વાકયકારથી વર્જિત છે, કાલ છે માટે, વર્તમાન કાલની જેમ—આ બન્ને હેતુઓની જેમ તમારા બન્ને હેતુઓ અપ્રયોજક હોવાથી બુદ્ધિમાન્ પુરુષો માટે સાંભળવાયોગ્ય નથી.

(प०) किंचेत्यादि सूरिः। **तत्कृतत्वादेवेति** तन्नामाङ्किता इत्यर्थः। **कालासुरमिति** कालासुरद्वारेण पर्वतकं क्षीरकदम्बकाख्यविप्राङ्गजम्। **कर्तृविशेषे विप्रतिपत्तेरिति** वयं

१ द्रष्टव्या तत्त्वसं० का० २३४४।

कालासुरं तत्कर्त्तारं न मन्यामहे इति ब्रूते। **स्मरणमिति** भवदीयम्। **नैवमिति** सूरिः। **यत्रैवेति** कालासुरादौ। **न पुनः कर्तृमात्रस्मरणमपीति** कालासुरः कर्त्ता मा भवतु, तथापि केनचित् कर्त्रा भाव्यमेव।

(प०) **गुर्वध्ययनपूर्वकमिति** गुरोः पार्श्वे यदध्ययनं तत्पूर्वकम्। **वेदाध्ययनवाच्यत्वादिति** वेदाध्ययनमिति यः शब्दस्तेन वाच्यत्वात्।

(टि०) **तत्कृतत्वादेवेति** कण्व-माध्यंदिनादिमुनिकृतत्वादेव यथा मनुकृता मानवी स्मृतिः। **उत्सन्नानामिति** विच्छेदप्राप्तानाम्। **तासामिति** शाखानाम्। **कल्पादाविति** सृष्टिरचनासमये। **तैरिति** कण्व-माध्यंदिनादिभिः। **तन्नामेति** कण्वाद्यभिधानलक्षणेन। **अनादाविति** आदिवर्जिते। यद्यनादिकालिना श्रुतिश्चेत्तैः कण्वादिभिरनेकवारं प्रकाशितत्वादनेककर्तृकत्वप्रसङ्गः तन्नामचिह्नेन तादृक्प्रतीतिसद्भावात्। **तासामिति** शाखानाम्। **एतत्कर्त्तारमिति** वेदकर्त्तारं कालासुरनामानं दैत्यमामनन्ति।

**वेदस्याध्ययनेत्यादि**। उत्तरविकल्पोभयीं पराचिकीर्षुः कारिकोक्तश्लोकबलात्परपरिभावितं पक्षद्वितयं सूरिः प्रादुर्भावयति। **अधुनाध्ययनमिति** इदानींतनवेदपठनवत्। **हेतू** इति हेतू कारिकोक्तावपि। **प्रक्रान्तेति** 'कुरङ्गशृङ्गभङ्गुरं कुरङ्गाक्षीणां चेतः' इति। **सकर्णानां** विदुषाम् **अनाकर्णनीयौ** न श्रोतव्याविति संबन्धः॥

§६. अथ अर्थापत्तेरपौरुषेयत्वनिर्णयो वेदस्य। तथाहि–संवाद-विसंवाददर्शनाऽदर्शनाभ्यां तावदेष निःशेषपुरुषैः प्रामाण्येन निरणायि। तन्निर्णयश्चास्य पौरुषेयत्वे दुरापः। यतः—

"शब्दे दोषोद्भवस्तावद् वक्त्रधीन इति स्थितिः।
तदभावः क्वचित्तावद् गुणवद्वक्तृकत्वतः॥" [श्लो० चो० ६२]
तद्गुणैरपकृष्टानां शब्दे संक्रान्त्यसंभवात्।
वेदे तु गुणवान् वक्ता निर्णेतुं नैव शक्यते॥
ततश्च दोषाभावोऽपि निर्णेतुं शक्यतां कथम्?।
वक्त्रभावे तु सुज्ञानो दोषाभावो विभाव्यते॥
यस्माद्वक्तुरभावेन न स्युर्दोषा निराश्रयाः॥"

ततः प्रामाण्यनिर्णयान्यथानुपपत्तेरपौरुषेयोऽयमिति।

अस्तु तावदत्र कृपणपशुपरम्पराप्राणव्यपरोपणप्रगुणप्रचुरोपदेशापवित्रत्वादप्रमाणमेवैष इत्यनुत्तरोत्तरप्रकारः। प्रामाण्यनिर्णयेऽप्यस्य न साध्यसिद्धिः, विरुद्धत्वाद्, गुणवद्वक्तृकतायामेव वाक्येषु प्रामाण्यनिर्णयोपपत्तेः। पुरुषो हि यथा रागादिमान् मृषावादी, तथा सत्य-शौचादिमानवितथवचनः समुपलब्धः। श्रुतौ तु तदुभयाभावे नैरर्थक्यमेव भवेत्। कथं वक्तुर्गुणित्वनिश्चयश्छन्दसीति चेत्, कथं पितृ-पितामह-प्रपितामहादेरप्यसौ ते स्यात् येन तद्वंस्तन्यस्ताक्षरश्रेणेः, पारम्पर्योपदेशस्य वाऽनुसारेण ग्राह्य-

१ पूर्वार्धमेव श्लोक० चो० ६३। २ यद्वा वक्तु° इति पाठान्तरेण सह श्लो० चो० ६३।

देय-निधानादौ निःशंकं प्रवर्त्तेथाः ? क्वचित् संवादाच्चेत्। अत एवान्यत्रापि प्रतीहि, कारीर्यादौ संवाददर्शनान्। कादाचित्कविसंवादस्तु सामग्रीवैगुण्यात् त्वयाऽपि प्रतीयत एव, प्रतीताप्तत्वोपदिष्टमन्त्रवत्। प्रतिपादितश्च प्राक् राग-द्वेषाऽज्ञानशून्यपुरुषविशेषनिर्णयः।

§६ મીમાંસક—વેદના અપૌરુષેયત્વનો નિર્ણય અર્થાપત્તિ પ્રમાણ દ્વારા થાય છે. તે આ પ્રમાણે—સંવાદ જોવાથી અને વિસંવાદ ન જોવાથી સર્વલોકોએ વેદમાં પ્રામાણ્યનો નિર્ણય કરેલ છે. અને વેદને પૌરુષેય માનવાથી તેવો નિર્ણય થઈ શકતો નથી, કારણ કે— "શબ્દમાં દોષોત્પત્તિ વક્તાને આધીન છે-એવો નિર્ણય છે. અને ક્વચિત શબ્દમાં જે દોષનો અભાવ જણાય છે તે ગુણવાન્ વક્તાને કારણે છે. કારણ કે—વક્તાના ગુણોથી દોષો દૂર થઈ જાય છે. તેથી દોષોનું સંક્રમણ શબ્દમાં થઈ શકતું નથી. પરંતુ વેદમાં ગુણવાન્ વક્તાનો નિર્ણય કરવો શક્ય નથી એટલે તે કારણે દોષોના અભાવનો પણ નિશ્ચય કઈ રીતે કરી શકાય ? પરંતુ જો વેદનો કોઈ વકતા (કર્ત્તા) જ ન હોય તો દોષનો અભાવ જાણવો સરલ થઈ પડે છે. કારણ કે—વક્તા ન હોવાથી દોષો પણ આશ્રયને અભાવે રહી શકતા નથી." અને વેદના ઉપર્યુક્ત પ્રામાણ્યનો નિર્ણય અપૌરુષેય ન માનવામાં આવે તો થઈ શકતો નથી, માટે તે અપૌરુષેય છે.

જૈન—આનો ઉત્તમ ઉત્તર તો એ છે કે—બિચારા પશુઓની પરંપરા-(સમૂહ)ના પ્રાણોના નાશમાં તત્પર અનેક પ્રકારનો ઉપદેશ વેદમાં છે માટે તે અપવિત્ર હોવાથી અપ્રમાણ જ છે. અથવા અર્થાપત્તિ પ્રમાણ દ્વારા વેદને પ્રમાણ માનવા છતાં વિરોધ આવતો હોવાથી તમારા સાધ્યની સિદ્ધિ થતી નથી, કારણ કે ગુણવાન્ વક્તા હોય તો જ વાકયમાં પ્રામાણ્યનો નિર્ણય થાય છે. કારણ કે જેમ રાગાદિમાન્ પુરુષ જૂઠું બોલનાર હોય છે તેમ સત્ય શૌચાદિ યુક્ત પુરુષ સત્યવચનવાળો અનુભવાય છે, અને વેદમાં તો બન્ને પ્રકારના વકતા પુરુષ ન હોવાથી નિરર્થકતા જ છે.

મીમાંસક—પણ વેદના વક્તામાં ગુણો છે તેનો નિશ્ચય કઈ રીતે થઈ શકે ?

જૈન - પિતા, પિતામહ (દાદા), પ્રપિતામહ (વડદાદા) વગેરે પુરુષોમાં ગુણોનો નિશ્ચય તમે કઈ રીતે કરો છો, કે જેથી કરીને તેઓએ લખેલ અક્ષરો કે ઉપદેશની પરંપરાને અનુસારે ધનની લેવડ-દેવડમાં અને થાપણ વગેરેમાં નિઃશંક થઈ તમે પ્રવૃત્તિ કરી રહેલ છો ?

મીમાંસક—કોઈ વખતે કોઈ ઠેકાણે સંવાદ અનુભવવાથી પિતા-પિતામહ વગેરેના ગુણિત્વનો નિશ્ચય થાય છે.

જૈન—એ જ રીતે વેદના કર્તા વિષે પણ ગુણનો નિશ્ચય જાણીલો, કારણ કે— કારીરી વગેરે યાગમાં સંવાદ જોવામાં આવે છે. અને પ્રસિદ્ધ આપ્ત પુરુષે જણાવેલ મન્ત્રની જેમ સામગ્રીની વૈગુણ્યતા-વિકલતાને લઈ ને કોઈ વખત વિસંવાદ પણ તમોએ માનેલ છે. અને રાગ, દ્વેષ અને અજ્ઞાનથી રહિત ગુણવાન પુરુષ-વિશેષનો નિર્ણય પૂર્વે (૨. ૨૪.) અમે જણાવી ચૂકયા છીએ.

(प०) अस्येति वेदस्य ।

**अपकृष्टानामि**ति निराकृतानां दोषाणाम् । **शक्यतां कथमि**त्यतोऽग्रे **तत**श्चेति गम्यम् । **अयमि**ति वेदः ।

(प०) **विरुद्धत्वादि**ति पौरुषेयत्वसाधनात् । **कथमि**त्यादि मीमांसकः । **कथं पितृ-पिते**त्यादि सूरिः । **असा**विति वक्तुर्गुणित्वनिश्चयः । **अन्यत्रापी**ति श्रुतावपि । **प्रतीही**त्यतोऽग्रे कथमिति गम्यम् । **मन्त्रव**दित्यग्रे 'प्रतीताप्तत्वश्च कः' इति परमाशङ्क्याह । **प्रतिपादितश्च प्राग्**गिति द्वितीयपरिच्छेदे । **रागद्वेषे**त्यादि स एव चाप्तः ।

(टि०) **अथ अर्थापत्ते**रित्यादि ॥ **एष** इति वेदः । **तन्निर्णय** इति प्रामाण्यनिश्चयः । **अस्ये**ति वेदस्य ।

**शब्दे दोषोद्भव** इत्यादि । **तदभाव** इति दोषाभावः । **तद्गुणैरि**ति गुणवद्वक्तृकत्वगुणैः । **अपकृष्टानामि**ति निष्काशितानां दोषाणाम् । **संक्रान्त्यसंभवादि**ति संक्रमणाऽभावात् **अयमिती**ति वेदः ।

**एष** इति वेदः । **अनुत्तरोत्तरे**ति प्रधानमेवोत्तरं तस्य भेदः । **अस्ये**ति वेदस्य । **साध्यसिद्धिरि**ति अपौरुषेयत्वसिद्धिर्न । **विरुद्धत्वादि**ति श्रुतिरपौरुषेयी प्रामाण्यान्यथानुपपत्तेरिति हेतोर्विरुद्धत्वम् । **तदुभयाभावे** इति गुणवद्वक्तृकत्व-रागादिमद्वक्तृकत्वपुरुषाभावे । **छन्दसी**ति वेदे । **असावि**ति गुणित्वनिश्चयः । **येने**ति गुणित्वनिश्चयेन । **तद्धस्तन्यस्ते**ति तस्य पितामह-प्रपितामहादेः करलिखितवर्णपद्धतेः । **पारम्पर्ये**ति पूर्वजपरम्परायाः श्रुतस्य वा । **अत एवे**ति संवादादेव । **अन्यत्रापी**ति वेदेऽपि । **कारीर्यादावि**ति ग्रन्थविशेषे वृष्टिनिमित्तम् इष्टिः कारीरी, कारणे कार्योपचारात् कारीरीनामग्रन्थविशेषोपदिष्टमन्त्रनिवर्त्यत्वात् कारीरी। **प्रतीताप्तत्वे**ति प्रतीतमवगतमाप्तत्वं यस्य स तेन कथितमन्त्रवत् ।

§७ किंच, अस्य व्याख्यानं तावत् पौरुषेयमेव, अपौरुषेयत्वे भावना-नियोगादिविरुद्धव्याख्याभेदाभावप्रसङ्गात्, तथा च को नामात्र विश्रम्भो भवेत् ? कथं चैतद्ध्वनीनामर्थनिर्णीतिः ? लौकिकध्वन्यनुसारेणेति चेत्, किं न पौरुषेयत्वनिर्णीतिरपि तत्रोभयस्यापि विभावनात् ? अन्यथा त्वर्द्धजरतीयम् । न च 'लौकिकार्थानुसारेण मदीयोऽर्थः स्थापनीयः' इति श्रुतिरेव स्वयं वक्ति । न च जैमिन्यादावपि तथाकथयति प्रत्यय इत्यपौरुषेयवचसामर्थोऽप्यन्य एव कोऽपि संभाव्येत । पौरुषेयीणामपि म्लेच्छाऽऽर्यवाचामैकार्थ्यं नास्ति, किं पुनरपौरुषेयवाचाम् ? ततः 'परमकृपापीयूषप्लावितान्तःकरणः कोऽपि पुमान् निर्दोषः प्रसिद्धार्थैर्ध्वनिभिः स्वाध्यायं विधाय व्याख्याति, इदानींतनग्रन्थकारवत्' इति युक्तं पश्यामः ।

अवोचाम च—

"छन्दः स्वीकुरुषे प्रमाणमथ चैतद्वाच्यनिश्चायकम् ।
कञ्चिद्विश्वविदं न जल्पसि ततो जातोऽस्यमूल्यक्रयी ॥" इति ।

§૭. વળી, તમોને માન્ય અપૌરુષેય વેદનું વ્યાખ્યાન તો પૌરુષેય જ છે. કારણ કે જો વ્યાખ્યા અપૌરુષેય હોય તો ભાવના-નિયોગાદિરૂપ નાના પ્રકારની વિરુદ્ધ વ્યાખ્યાનો અભાવ થઈ જશે. અને એમ થતાં વેદમાં વિશ્વાસ કેવી રીતે થશે ? વળી, વેદના શબ્દોના અર્થનો નિર્ણય કઈ રીતે થાય છે ? લૌકિક શબ્દોની જેમ વેદના શબ્દોના અર્થનો નિર્ણય થતો હોય તો વેદમાં પૌરુષેયત્વનો નિર્ણય પણ લૌકિક શબ્દની જેમ કેમ નહિ થાય ? કારણ કે લૌકિક શબ્દમાં અર્થ અને પૌરુષેયત્વ બન્નેની પ્રતીતિ થાય છે. તો વેદમાં લૌકિક શબ્દને અનુસારે અર્થના નિર્ણયનો તો સ્વીકાર કરવો પણ પૌરુષેયત્વનો પરિહાર કરવો—એમાં તો 'અર્ધજરતી' ન્યાયનો પ્રસંગ આવશે. વળી, 'લૌકિક અર્થને અનુસારે મારો અર્થ કરવો.' એવું શ્રુતિ પોતે જ કહેતી નથી અને જૈમિનિ વગેરે મુનિએ 'શ્રુતિનો અર્થ લૌકિક શબ્દોના અર્થને અનુસરી કરવો' એમ કહ્યું છે, તેમાં પણ અમને વિશ્વાસ નથી. એટલે અપૌરુષેય વચનોનો અર્થ પણ કોઈ અન્ય જ હોય એમ કેમ ન બને ? કારણ કે મ્લેચ્છ અને આર્યોના શબ્દો પૌરુષેય હોવા છતાં તેનો અર્થ એક નથી. તો પછી અપૌરુષેય શબ્દોનું તો કહેવું જ શું ? માટે વર્તમાનકાલીન ગ્રંથકાર ગ્રંથની રચના કરીને વ્યાખ્યા કરે છે, તેમ પરમ કૃપારૂપ અમૃતથી આર્દ્રહૃદયવાળો કોઈ પણ દોષરહિત પુરુષ, પ્રસિદ્ધ અર્થવાળા શબ્દોથી સ્વાધ્યાય-વેદ-નું નિર્માણ કરીને તેની-વેદની વ્યાખ્યા કરે છે, એમ માનવું એ યુક્ત છે. અમે પણ કહ્યું છે કે-"હે મીમાંસક ! વેદને પ્રમાણરૂપ માનો છો પરંતુ એના અર્થના નિશ્ચાયક કોઈ સર્વજ્ઞને માનતા નથી તેથી તમે વિના મૂલ્યે ખરીદનાર જેવા થયા છો."

(પ૦) **पौरुषेयमे**वेत्यग्रे भवताऽप्यभ्युपगम्यते इति गम्यम् । **भावना-नियोगा**द्दीत्यादि । यदि हि सूत्रवद् व्याख्यानमप्यपौरुषेयं स्यात् तदा भावना-नियोगादयो व्याख्याभेदास्तत्तद्वादिविप्रतिपत्तिजन्याः कथं घटेरन् ? तथा हि-वाक्यरूपः शब्द एव प्रवर्तकत्वाद्विधिरित्येके । तद्व्यापारो भावनाऽपरपर्यायो विधिरित्यन्ये । नियोग इत्यपरे । प्रैषादय इत्यन्ये । तिरस्कृततदुपाधिप्रवर्त्तनामात्रमिति चापरे । एवं फलम् तदभिलाषकर्मादयोऽपि वाच्याः । तेऽमी व्याख्याभेदा अपौरुषेयत्वे व्याख्यानस्य कथं घटन्ते ? । न हि सूत्रेऽपौरुषेये काचिद् विप्रतिपत्तिर्भवद्यूथ्यानाम् । **विरुद्धव्याख्याभेदाभावप्रसङ्गा**दिति परस्परविरुद्धव्याख्याभेदाभावप्रसङ्गात् । **को नामात्र विश्रम्भो भवे**दिति "अग्निहोत्रं जुहुयात् स्वर्गकामः" इत्यस्य "श्वानं भक्षयेत् स्वर्गकामः" इत्यप्यर्थः किं न स्यात् नियामकाभावात् ? **कथ**मित्यादि जैनोक्तिः । **एतद्ध्वनीना**मिति अपौरुषेयश्रुतिवाक्यानाम् । **उभयस्यापी**ति अर्थनिर्णीतिः पौरुषेयत्वं च । **तथाकथयती**ति लौकिकध्वन्यनुसारेण श्रुतेरर्थं कथयति सति । **प्रत्यय** इति विश्वासः । **सम्भाव्यते**त्यतोऽग्रे यत इति गम्यम् । **विधाये**ति पठित्वा **प्रसिद्धार्थैर्ध्वनिभिर्व्याख्याति** इति योगः ।

(टि०) **किंच, अस्ये**ति वेदस्य । **भावना-नियोगे**ति निष्कर्म्म-सकर्म्मयोर्भेददर्शनात् । **तथा-चे**ति व्याख्यानभेदे सति । **अत्रे**ति वेदे । **कथं चैत**दित्यादि ॥ **एतद्ध्वनीना**मिति वैदिकशब्दानाम् । **तत्रे**ति लौकिकशब्देषु । **उभयस्ये**ति अर्थनिर्णयस्य पौरुषेयत्वस्य चाऽविशेषेण वर्तनात् । **अन्यथे**ति लौकिकशब्दानुसारेणार्थनिश्चयाङ्गीकारे, पौरुषेयत्वपरिहारे च । **अर्धजरतीय**मिति

पुरन्ध्री जरातुरा तारुण्यरमणीया च यथा मत्तेन प्रोच्येत तद्वद् भवद्वाक्यम्। **तथाकथयतीति** लौकिकार्थानुसारेण पौरुषेय्याः अपि श्रुतेरर्थः समर्थनीय इति निवेदयति सति।

**अवोचाम चे**त्यादि। **छन्द** इति वेदं प्रमाणं मन्यसे। **एतद्वाच्ये**ति वेदार्थनिश्चायकम्। **विश्वविदमि**ति सर्वज्ञम्। **अस्ये**ति वेदस्य। यथा चतुष्पथे वेतनगृहीतप्रवृत्तस्य सहकारणं कुविदादिनावगम्यते, तथा वेदस्यापि।

§ ८ आगमोऽपि नाऽपौरुपेयत्वमाख्याति। पौरुपेयत्वाविष्कारिण एवास्योक्तवत्सद्भावात्।

§९ अपि च, इयमानुपूर्वी पिपीलिकादीनामिव देशकृता, अङ्कुर-पत्र-कन्दल-काण्डादीनामिव कालकृता वा वर्णानां वेदे न संभवति, तेषां नित्यव्यापकत्वात्। क्रमेणाभिव्यक्तेः सा संभवतीति चेत्, तर्हि कथमियमपौरुपेयी भवेत्, अभिव्यक्तेः पौरुषेयत्वात्? इति सिद्धा पौरुपेयी श्रुतिः ॥७॥

§૮ વળી, આગમ પણ અપૌરુષેય ત્વને કહેતો નથી. પરંતુ પૌરુષેયત્વને જ જણાવનાર આગમનો સદ્ભાવ છે. એ આગળ કહેવાઈ ગયું છે.

§૯ વળી, વેદમાં વર્ણોની આ આનુપૂર્વી કીડી વગેરેની જેમ દેશકૃત, અથવા અંકુર-પત્ર-કંદ-કાંડ વગેરેની જેમ કાલકૃત ઘટી શકતી જ નથી. કારણ કે તમારા મતે વર્ણો નિત્ય અને વ્યાપક છે.

**મીમાંસક** - અભિવ્યક્તિ ક્રમપૂર્વક થતી હોવાથી દેશકૃત અથવા કાલકૃત અનુપૂર્વી ઘટી શકશે.

**જૈન**—અભિવ્યક્તિ જો પૌરુપેયી હોય તો આ આનુપૂર્વી અપૌરુષેયી કઈ રીતે થઈ શકશે? આ પ્રમાણે શ્રુતિ પૌરુપેયી (અનિત્ય) સિદ્ધ થઈ. ૭.

(प०) **अस्ये**ति आगमस्य। **उक्तवत् सद्भावा**दिति उक्तरीत्येत्यर्थः।

**नित्यव्यापकत्वा**दिति भवन्मते व्यापकस्य देशकृतानुपूर्वी न घटते, नित्यस्य च कालकृता न घटते। **से**ति आनुपूर्वी ॥७॥

(टि०) **आगमोऽपी**ति वेदोऽपि। **अस्ये**ति वेदस्य। **उक्तव**दिति "प्रजापतिर्वेदमासीत्" इतिवत्।

**तेषा**मिति नित्यत्वात् कालकृता, व्यापकत्वात् देशकृता वर्णानामानुपूर्वी न संभवति। तन्मते वर्णा नित्या अपौद्गलिकत्वाच्च व्यापकाः। **से**ति आनुपूर्वी। **इय**मिति आनुपूर्वी ॥७॥

आप्तं प्ररूप्य तद्वचनं प्ररूपयन्ति —

**वर्ण-पद-वाक्यात्मकं वचनम् ॥८॥**

§१ उपलक्षणं चैतत् प्रकरण-परिच्छेदादीनामपि ॥ ८ ॥

આપ્ત પુરુષની પ્રરૂપણા કરી. હવે તેના વચનની પ્રરૂપણા—

**વર્ણ, પદ અને વાક્યરૂપ વચન છે. ૮.**

§૧ ઉપલક્ષણથી પ્રકરણ અને પરિચ્છેદ આદિને પણ વચન જાણવું. ૮.

જૈન—તો પછી કુટ-ઘડો, કટ-ચટાઈ, કટાહ-કડાઈ, કટાક્ષ વગેરેમાં પણ અભિવ્યક્તિના ભાવ કે અભાવને કારણે જ તેવી પ્રતીતિ કેમ ન થાય? તે બધાને પણ ઉત્પન્ન શા માટે માનવા?

મીમાંસક—કુંભાર આદિના વ્યાપારથી ઘટાદિની ઉત્પત્તિ અને મુદ્‌ગરાદિના વ્યાપારના કારણે ઘટાદિ પદાર્થોનો નાશ દેખાય છે. માટે તેમાં અભિવ્યક્તિ-આવિર્ભાવ નહિ પણ ઉત્પત્તિ અને વિનાશ સ્વીકારીએ છીએ.

જૈન—તો પછી અક્ષર-વર્ણની ઉત્પત્તિમાં પણ તાલુ આદિ હેતુઓનો વ્યાપાર અને વિપત્તિમાં વાયુ આદિ હેતુઓનો વ્યાપાર દેખાય છે. તેથી તેમાં પણ તેમ જ માનવું જોઈએ.

મીમાંસક—તાલુ-વાતાદિ માત્ર શબ્દની અભિવ્યક્તિ કે અનભિવ્યક્તિમાં જ હેતુરૂપ છે.

જૈન—તો પછી કુંભારાદિને પણ તેમ જ માનો. વળી, અભિવ્યક્તિના ભાવ કે અભાવથી ઘટાદિમાં ઉત્પત્તિ અને નાશની પ્રતીતિ યુક્તિથી ઘટી શકતી નથી. કારણ કે-સૂર્યપ્રકાશથી ઘટાદિ અભિવ્યક્ત થાય છે ત્યારે તેઓ ઉત્પન્ન થયા એવી અને જ્યારે ગાઢ અંધકારથી ઢંકાઈ જાય છે ત્યારે ઘટાદિ નષ્ટ થઈ ગયા —એવી પ્રતીતિ તો થતી નથી.

મીમાંસક—ગાઢ અંધકારથી ઢંકાઈ ગયા હોય ત્યારે પણ સ્પાર્શન પ્રત્યક્ષથી તે ઘટાદિ પદાર્થની ઉપલબ્ધિ થાય છે, તેથી તેમાં ઉત્પત્તિ કે વિનાશની પ્રતીતિ થતી નથી.

જૈન—પણ જ્યારે સ્પાર્શન પ્રત્યક્ષથી પણ ઘટાદિની ઉપલબ્ધિ ન થતી હોય ત્યારે શું કહેશો?

મીમાંસક—કોઈક સ્થળે તિમિરાદિનો ઘટાદિ પદાર્થની સત્તા સાથે અવિરોધ નિશ્ચિત છે એટલે કે અંધારામાં પણ ઘડાની સત્તા ટકી રહે છે એવો નિશ્ચય હોવાથી સર્વત્ર અનભિવ્યક્તદશામાં ઘટાદિપદાર્થની સત્તાનો નિશ્ચય થાય છે.

જૈન—તો શું આવૃતાવસ્થામાં શબ્દની સત્તાનો નિર્ણય કરનારું કોઈ પણ પ્રમાણ નથી?

મીમાંસક—હા, કોઈ પણ પ્રમાણ નથી.

જૈન—તો પછી સાધક પ્રમાણ ન હોવાથી ત્યારે શબ્દનું અસત્ત્વ જ માનવું જોઈએ.

મીમાંસક—ના, કારણ કે પ્રત્યભિજ્ઞાન પ્રમાણ તો છે જ.

જૈન—ના, એ પ્રત્યક્ષથી બાધિત હોવાથી પ્રમાણ તરીકે ઉપસ્થિત થવા અશક્ત છે. છતાં પણ જો કદાચ પ્રત્યભિજ્ઞાન પ્રમાણ તરીકે ઉપસ્થિત થાય, તો પછી અભિવ્યક્તિના ભાવ કે અભાવમાં કુંભાદિ પદાર્થની જેમ શબ્દમાં ઉત્પત્તિ અને નાશનો અધ્યવસાય-નિશ્ચય થવો ન જોઈએ, પણ શબ્દ ઉત્પન્ન થયો, વિનષ્ટ થયો—એવો અધ્યવસાય થાય તો છે. માટે તે અધ્યવસાય તે વિના ન થનાર પ્રત્યક્ષથી જ થયો છે એમ નિશ્ચય થાય છે.

(प०) **आभेजान**मिति प्राप्तम्। **कथमि**त्यादि याज्ञिकः। **तद्रूपेऽपी**ति एकान्तैकरूपे नित्ये इत्यर्थः। **तदशस्य**मिति जैनः। **तस्यापी**ति आत्मनोऽपि। **कथञ्चिद्**इति पर्यायार्थतया।

**अस्ये**ति प्रत्यक्षस्य।

**इयं प्रतीति**रिति उत्पत्ति-विपत्तिप्रतीतिर्यथासंख्यम्। **इयम्**इति प्रतीतिः। **तदुत्पत्ति-विपत्तिस्वीकृता**विति कुटादेः उत्पत्ति-विपत्तिस्वीकृतौ। **तालु-वातादिहेतुव्यापारप्रेक्षणा**दिति ताल्वादय उत्पत्तिहेतवः, वातादयो विपत्तिहेतवः। **तत्स्वीकार** इति उत्पत्ति-विपत्तिस्वीकारः। **तदस्त्व**िति अभिव्यक्त्यनभिव्यक्तिकृते एव उत्पत्ति-विपत्ती इत्यस्तु। **न चे**त्यादि सूरिः। **तथाप्रतीति**रिति उत्पत्ति-विपत्तिप्रतीतिः। **उपापादी**त्यतोऽग्रे कथमिति गम्यम्। **दिनकरे**त्यादिग्रन्थे **उदपादि व्ययादी**ति पदद्वयं सह यथासंख्यम्। **अस्ये**ति कुम्भादेः। **तथेय**मिति विपत्तिप्रतीतिः। **नोपलम्भ** इति पर्वतादेः। **अथ क्वापी**त्यादिग्रन्थे अहो याज्ञिक! अथैवं वक्ष्यसि। **तत्सत्त्वाविरोधित्वा**दिति कुम्भादिपदार्थसत्त्वाविरोधित्वात्। **निश्चीयते** इत्यग्रे अतो न तत्र विपत्तिप्रतीतिरिति गम्यम्। **प्रमाणमस्ती**त्यग्रे येन दृष्टान्तदर्शनेनास्मान् बोधयसि इति गम्यम्। **ओमिति चे**दिति नास्ति प्रमाणमित्यर्थः। **साधके**त्यादि सूरिः। **असत्त्वमस्त्व**िति तथा चानभिव्यक्तिभाषणं मृषा। **अस्त्येवे**ति याज्ञिकः। **व्यक्तिभावाभावयो**रिति सूर्य-तिमिरकृतयोः। **अत्रापी**ति शब्देऽपि। **उदय-व्ययाध्यवसाय** इति व्यक्तिभावाभावकृतः। **न स्या**दिति न प्राप्नोति। **अनन्यथासिद्धप्रत्यक्षप्रतिबद्ध एवे**ति उत्पेदे विपेदे च वागिति अमुं प्रकारं विनापि सिध्यत्युदय-व्ययाध्यवसायः।

**कथंचि**दिति तादात्म्येन नित्यानित्यत्वेनेत्यर्थः। **एकान्तैकरूपतायां ध्वनेः 'स एवे**ति पूर्वानुभूतार्थस्वरूपम्, **अय**मिति वार्त्तमानिकस्वरूपमिति स्वभावद्वयं न स्यात्, नित्यत्वेनैकस्वभावत्वात्तस्य।

(टि०) **तद्रूपेऽपी**ति एकान्तनित्येऽपि। **तस्यापी**ति आत्मनः। **अय**मिति स एवायं गकार एवंरूपः। **अस्ये**ति प्रत्यक्षस्य। **अनन्यथासिद्धत्वा**दिति शब्दस्याऽनित्यत्वमन्तरेण उत्पत्ति-विपत्तिलक्षणं प्रत्यक्षं शब्दे न सिध्यतीत्यर्थः।

**इय**मिति प्रत्यक्षरूपा प्रतीतिः। **इय**मिति प्रतीतिः। **तथे**ति स एवायं कट इत्यादिलक्षणा। **तदुत्पत्ती**ति घटाद्युत्पत्ति-विनाशौ स्वीक्रियेते चेत्। **तत्स्वीकार** इति उत्पत्ति-विपत्त्यङ्गीकारः। **तदस्त्व**िति अभिव्यक्त्यनभिव्यक्तिमात्रत्वं भवेत्। **तथे**ति उत्पत्ति-विपत्तिरूपा। **तिमिरावरणे**त्यादि॥ **अस्ये**ति घटादिपदार्थसार्थस्य। **तथे**ति उत्पत्ति-विपत्तिरूपा। **इय**मिति प्रतीतिः। **नोपलम्भ** इति। इच्छाद्यभावे सति। **तत्सत्त्वे**ति घटादिसत्त्वस्य। **तत्सत्त्व**मिति घटादिसत्त्वम्। **ओमिती**ति तथेति नास्त्येव प्रमाणमिति "ओम् आं परमं मते" [अभिधानचिन्ता० क० ६ श्लो०१७६] इति वचनात्। **तदिती**ति प्रमाणम्। **अस्ये**ति प्रत्यभिज्ञादिकस्य। **अत्रापी**ति शब्देऽपि। **उदये**ति प्रत्यभिज्ञादिज्ञानबलेन व्यक्तिभावस्योदयः, व्यक्त्यभावस्य व्ययः, तयोरध्यवसायः। **अय**मिति उदय-व्ययाध्यवसायः।

§२ अनित्यः शब्दः, तीव्र-मन्दतादिधर्मोपेतत्वात्, सुख-दुःखादिवदित्यनुमानबाधः। व्यञ्जकाश्रितास्तीव्रतादयः तत्राभान्तीति चेत्, किं तत्र व्यञ्जकम्? कोष्ठवायुविशेषा

तत्र वर्णं वर्णयन्ति—

**अकारादिः पौद्गलिको वर्णः ॥९॥**

§१ पुद्गलैर्भाषावर्गणापरमाणुभिरारब्धः पौद्गलिकः।

अत्र याज्ञिकाः प्रज्ञापयन्ति—वर्णस्याऽनित्यत्वमेव तावद् दुरुपपादम्, कुतस्तरां पुद्गलारब्धत्वमस्य स्यात् ? तथाहि—स एवायं गकार इति प्रत्यभिज्ञा, शब्दो नित्यः श्रावणत्वाच्छब्दत्ववदित्यनुमानम्, शब्दो नित्यः, परार्थं तदुच्चारणान्यथानुपपत्तेरित्यर्थापत्तिश्चेति प्रमाणानि दिनकरकरनिकरनिरन्तरप्रसरपरामर्शोपजातजृम्भाऽऽरम्भाम्भोजानीव मनःप्रसादमस्य नित्यत्वमेव द्योतयन्ति।

વર્ણનું વર્ણન—

'અ' આદિ વર્ણ પૌદ્ગલિક છે ૯.

પુદ્‌ગલોથી અર્થાત્ ભાષાવર્ગણાનાં પરમાણુઓથી બનેલ હોય તે પૌદ્‌ગલિક કહેવાય છે.

§૧ **મીમાંસક** –પ્રથમ તો વર્ણમાં અનિત્યતા જ સિદ્ધ થઈ શકે તેમ નથી તો પછી વર્ણની પુદ્‌ગલજન્યતા કઈ રીતે હોઈ શકે ? વર્ણની નિત્યતા આ પ્રમાણે–'આ તે જ ગકાર છે' આવી પ્રત્યભિજ્ઞા, 'શબ્દ નિત્ય છે, શ્રોત્ર જન્યજ્ઞાનનો વિષય હોવાથી શબ્દત્વની જેમ.' આ અનુમાન; અને 'બીજા પુરુષ માટે શબ્દોચ્ચારણ અન્યથા–બીજી રીતે-સંગત થતું ન હોવાથી શબ્દ નિત્ય છે' આ અર્થાપત્તિ—આ બધાં પ્રમાણો સૂર્યના કિરણ સમૂહના સતત ફેલાવાથી ખીલેલા કમળો જેમ મનની પ્રસન્નતાને પ્રકટ કરે છે, તેમ શબ્દના નિત્યત્વને જ જણાવે છે.

(प०) **स एवायमिति** मया यः पूर्वमुपलब्धः। **शब्दो नित्यः, परार्थं तदुच्चारणान्यथानुपपत्तेरिति** अनुमानमपि हि [1]स्वार्थत्वेन व्यवस्थितं सत् परार्थमुच्चार्यते एवं शब्दोऽपि नित्य एव सन् परार्थमुच्चार्यते।

(टि०) **वर्णस्याऽनित्यत्वमित्यादि** ॥ **अस्येति** वर्णस्य। **तदुच्चारणेति** शब्दोच्चारणम्। **अस्य नित्यत्वमेवेति** शब्दस्य सनातनत्वमेव।

§२ तदवद्यम्। यतः प्रत्यभिज्ञानं तावत् कथञ्चिदनित्यत्वेनैवाऽविनाभावमाभेजानम्, एकान्तैकरूपतायां ध्वनेः 'स एवायम्' इत्याकारोभयगोचरत्वविरोधात्। कथमात्मनि तद्रूपेऽपि 'स एवाहम्' इति प्रत्यभिज्ञेति चेत्, तदशस्यम्। तस्यापि कथञ्चिदनित्यस्यैव स्वीकारात्।

प्रत्यभिज्ञाभासश्चायम्, प्रत्यक्षाऽनुमानाभ्यां बाध्यमानत्वात्, प्रदीपप्रत्यभिज्ञावत्। प्रत्यक्षं हि तावत् 'उत्पेदे विपेदे च वागियम्' इति प्रवर्त्तते। न च प्रत्यभिज्ञानेनैवेदं प्रत्यक्षं बाधिष्यत इत्यभिधानीयम्, अस्यानन्यथासिद्धत्वात्।

---

1 स्वार्थेव्यव° ल।

अभिव्यक्तिभावाऽभावाभ्यामेवेयं प्रतीतिरिति चेत्, कुट-कट-कटाह-कटाक्षादावपि किं नेयं तथा ? कुम्भकारमुद्गरादिकारणकलापव्यापारोपलम्भात् तदुत्पत्ति-विपत्ति-स्वीकृतौ, तालु-वातादिहेतुव्यापारप्रेक्षणादक्षरेष्वपि तत्स्वीकारोऽस्तु । तालु-वातादेरभिव्यक्त्यनभिव्यक्तिमात्रहेतुत्वे, कुलालादेरपि तदस्तु । न चाभिव्यक्तिभावाऽभावाभ्यां तथाप्रतीतिरुपापादि, दिनकरमरीचिराजीव्यज्यमाने घनतरतिमिरनिकराकीर्यमाणे च कुम्भादौ 'उदपादि व्यपादि चायम्' इति प्रतीत्यनुत्पत्तेः । तिमिरावरणवेलायामपि स्पार्शनप्रत्यक्षेणास्योपलम्भान्न तथेयमिति चेत्, यदा तर्हि नोपलम्भः तदा किं वक्ष्यसि ? अथ क्वापि तिमिरादेः तत्सत्त्वाविरोधित्वावधारणात् सर्वत्रानभिव्यक्तिदशायां तत्सत्त्वं निश्चीयत इति चेत्, तत्किमावृतावस्थायां शब्दस्य सत्त्वनिर्णायकं न किञ्चित् प्रमाणमस्ति ? ओमिति चेत्, तर्हि साधकप्रमाणाभावादसत्त्वमस्तु । अस्त्येव प्रत्यभिज्ञादिकं तदिति चेत्, न, अस्य प्रत्यक्षबाधितत्वेनोन्मङ्क्तुमशक्तेः । उन्मज्जनेऽपि व्यक्तिभावाभावयोः कुम्भादाविवात्राप्युदय-व्ययाध्यवसायो न स्यात् । अस्ति चायम्, तस्मादन्यथासिद्धप्रत्यक्षप्रतिबद्ध एवेति निश्चीयते ।

§२ જૈન—તમોએ શબ્દમાં નિત્યત્વ સિદ્ધ કરવાને જે ત્રણ પ્રમાણો કહ્યાં તે અયોગ્ય છે. કારણ કે—પ્રત્યભિજ્ઞાની વ્યાપ્તિ કથંચિત્ અનિત્યત્વ સાથે જ છે. શબ્દને એકાન્ત એકરૂપ (નિત્ય) માનવાથી તેમાં 'આ તે જ છે' એટલે કે-જે આ વર્તમાનકાલીન દેખાય છે તે જ પૂર્વકાલીન હતો એમ ઉભયાકારે શબ્દ વિષય બને એમાં વિરોધ છે.

મીમાંસક—તો એકાન્ત નિત્યસ્વરૂપ આત્માને વિષે 'હું તે જ છું' એ પ્રમાણે પ્રત્યભિજ્ઞા કેમ થશે ?

જૈન—તમારો આ પ્રશ્ન પણ પ્રશંસનીય નથી. કારણ કે—અમોએ આત્માને પણ કથંચિત્ અનિત્ય જ માનેલ છે.

વળી, તમોએ જે 'આ તે જ ગકાર છે' એમ પ્રત્યભિજ્ઞા જણાવી છે તે પ્રત્યભિજ્ઞાભાસ છે. કારણ કે તે પ્રદીપ વિષેની પ્રત્યભિજ્ઞાની જેમ પ્રત્યક્ષ અને અનુમાનથી બાધિત છે. વાક્ (વાણી-શબ્દ) ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે- આવું બાધક પ્રત્યક્ષ ઉત્પન્ન થાય છે.

મીમાંસક—પણ આ પ્રત્યક્ષ પ્રત્યભિજ્ઞાનથી બાધિત છે.

જૈન—એમ ન કહી શકાય, કારણ કે જો શબ્દમાં અનિત્યત્વ ન હોય તો ઉત્પત્તિ-વિનાશ વિષયક તે થઈ શકતું નથી.

મીમાંસક—શબ્દની ઉત્પત્તિ નહિ પણ અભિવ્યક્તિનો સદ્ભાવ હોય તો તેનું પ્રત્યક્ષ થાય છે, અને અસદ્ભાવ હોય તો તેનું પ્રત્યક્ષ થતું નથી.

ध्वनय इति चेत्, कथं तर्हि तद्धर्माणां तेषां श्रावणप्रत्यक्षे प्रतिभासः स्यात् ध्वनीनामश्रावणत्वेन तद्धर्माणामप्यश्रावणत्वात् ? न खलु मृदुसमीरलहरीतरङ्गचमाणनिष्पङ्कपयोभाजनादौ प्रतिबिम्बितमुखादिगतत्वेन तरलत्वमिव माधुर्यमप्यचाक्षुषं चक्षुःप्रत्यक्षेण प्रेक्ष्यते। श्रोत्रग्राह्य एव कश्चिदर्थः शब्दस्य व्यञ्जकः, तीव्रत्वादिधर्मवान्, अनित्यश्चेष्यत इति चेत्, न, तस्यैव शब्दत्वात्। श्रोत्रग्राह्यत्वं हि शब्दलक्षणम्। तल्लक्षणयुक्तस्य च तस्य ततोऽर्थान्तरत्वमयुक्तम्।

§૩ શબ્દ અનિત્ય છે, તીવ્રમન્દતાદિધર્મવાળો હોવાથી, સુખદુઃખાદિની જેમ, આ અનુમાનથી પણ ઉપરોક્ત પ્રત્યભિજ્ઞા બાધિત છે.

**મીમાંસક**—વ્યંજકમાં રહેલા તે તીવ્રતાદિ ધર્મો શબ્દમાં જણાય છે. અર્થાત્ તે ધર્મો શબ્દમાં નથી પણ વ્યંજકમાં છે.

**જૈન**—શબ્દમાં વ્યંજક શું છે ?

**મીમાંસક**—કોષ્ઠવાયુવિશેષરૂપ ધ્વનિઓ વ્યંજક છે.

**જૈન**—તો પછી ધ્વનિના ધર્મોનો શ્રાવણ પ્રત્યક્ષમાં કઈ રીતે પ્રતિભાસ થાય, કારણ કે ધ્વનિઓ સ્વયં શ્રોત્રેન્દ્રિયનો વિષય નથી ? જેમકે મન્દવાયુની લહેરોથી તરલ-ચલનશીલ બનેલ-નિર્મળ પાણીના ભાજનમાં પ્રતિબિંબિત મુખાદિમાં તરલતા તો દેખાય છે પણ જલનું માધુર્ય જે અચાક્ષુષ છે, તે દેખાતું નથી.

**મીમાંસક**—તીવ્રતાદિધર્મવાળા અને અનિત્ય એવા કોઈ શ્રોત્રગ્રાહ્ય પદાર્થને જ શબ્દના વ્યંજક તરીકે અમે સ્વીકારીએ છીએ.

**જૈન**—એમ ન કહેવું, કારણ કે-તે જ તો શબ્દ છે. કારણ કે-શ્રોત્રગ્રાહ્યત્વ એ જ તો શબ્દનું લક્ષણ છે, અને તેથી શબ્દના લક્ષણયુક્ત પદાર્થને શબ્દથી ભિન્ન માનવો તે અયોગ્ય છે.

(प०) **अनित्य** इत्यादि सूरिरेवानित्यत्वसाधनायानुमानं प्रयुङ्क्ते। **व्यञ्जकाश्रिता** इत्यादि परः। तत्रेति शब्दे। **किं तत्र व्यञ्जकमिति** तत्र शब्दे किं व्यञ्जनं ध्वनयन्ति इति व्यञ्जकाः। **तद्धर्माणामिति** कोष्ट्यवायुविशेषधर्माणाम्। **ध्वनीनामिति** वायुविशेषध्वनीनाम्। **तद्धर्माणामिति** तीव्रतादीनाम्। **माधुर्यमिति** पयोगतम्। **श्रोत्रेत्यादि** याज्ञिकः। **नेत्यादि** सूरिः। **तस्येति** भवत्परिकल्पितस्यार्थस्य। **तत** इति शब्दात्।

(टि०) **व्यञ्जकाश्रिता** इत्यादि। **तत्रेति** शब्दे। **तत्रेति** ध्वनौ। **तद्धर्माणामिति** कोष्ठवायुविशेषध्वनिधर्माणाम्। **तेषामिति** शब्दानाम्। **ध्वनीनामिति** वायुविशेषाणाम्। **तद्धर्माणामिति** वायुविशेषधर्माणाम्। **तस्यैवेति** श्रोत्रग्राह्यपदार्थस्यैव। **तल्लक्षणेति** शब्दलक्षणसहितस्य। **तस्येति** पदार्थस्य। **तत** इति वादपदाधिरूढशब्दात्।

किञ्च, कस्य किं कुर्वन्तोऽमी व्यञ्जका ध्वनयो भवेयुः ?। शब्दस्य, श्रोत्रस्य, उभयस्य वा संस्कारमिति चेत्, कोऽयं संस्कारोऽत्र—रूपान्तरोत्पत्तिः, आवरणविपत्तिर्वा ? आद्यपक्षे, कथं न शब्द-श्रोत्रयोरनित्यत्वं स्यात् स्वभावान्यत्वरूपत्वात्तस्य ?।

अथ रूपं धर्मः; धर्मधर्मिणोश्च भेदात्, तदुत्पत्तावपि न भावस्वभावान्यत्वमिति चेत्, ननु धर्मान्तरोत्पादेऽपि भावस्वभावोऽजनयद्रूपस्वरूपस्तादृगेव चेत्, तदा पटादिनेव श्रोत्रेण घटादेरिव ध्वनेर्नोपलम्भः संभवेत्। तत्संबन्धिनस्तस्य करणाददोष इति चेत्, स तावत् संबन्धो न संयोगः, तस्याऽद्रव्यत्वात्। समवायस्तु कथञ्चिदविष्वग्भावान्नान्यो भवितुमर्हतीति तदात्मकधर्मोत्पत्तौ धर्मिणोऽपि कथञ्चिदुत्पत्तिरनिवार्या। आवरणापगमः संस्कारः क्षेमकार इति चेत्, स तर्हि शब्दस्यैव संभाव्यते, ततश्चैकत्रावरणविगमे समग्रवर्णाऽऽकर्णनं स्यात्। प्रतिवर्णं पृथगावरणमिति यस्यैवावरणविरमणम् तस्यैवोपलब्धिरिति, चेत् तन्नावितथम्। अपृथग्देशवर्त्तमानैकेन्द्रियग्राह्याणां प्रतिनियताऽऽवरणाऽऽवार्यत्वविरोधात्। यत् खलु प्रतिनियतावरणावार्यम्, तत् पृथग्देशे वर्तमानम्, अनेकेन्द्रियग्राह्यं च दृष्टम्, यथा घट-पटौ, यथा वा रूप-रसाविति। अपृथग्देशवर्त्तमानैकेन्द्रियग्राह्यत्वादेव च नास्य प्रतिनियतव्यञ्जकव्यङ्ग्यत्वमपि।

વળી, આ ધ્વનિઓ કોને શું કરે છે જેથી તે વ્યંજક કહેવાય છે?

**મીમાંસક**—શબ્દમાં, શ્રોત્રમાં કે શબ્દ અને શ્રોત્ર ઉભયમાં સંસ્કાર કરે છે, તેથી તે વ્યંજક કહેવાય છે,

**જૈન**--અહીં શબ્દાદિમાં સંસ્કાર એ શું છે? શું રૂપાન્તરની ઉત્પત્તિ છે કે આવરણનો નાશ છે.? રૂપાન્તરની ઉત્પત્તિ રૂપ સંસ્કાર હોય તો—શબ્દ અને શ્રોત્ર અનિત્ય કેમ નહિ થાય? કારણ કે 'સ્વભાવાન્યત્વ' એ જ અનિત્યત્વનું લક્ષણ છે.

**મીમાંસક**--'રૂપ' એ ધર્મ છે અને ધર્મ તથા ધર્મીનો ભેદ છે. માટે રૂપાન્તરની ઉત્પત્તિ થવા છતાં પદાર્થમાં સ્વભાવાન્યત્વ થતું નથી.

**જૈન**—તો પછી ધર્માન્તરની ઉત્પત્તિ થવા છતાં ભાવસ્વભાવનું તો રૂપાન્તર થયું નથી, તેથી તે તેવો જ છે, જો એમ તમે માનતા હો તો-જેમ પટાદિથી ઘટાદિની ઉપલબ્ધિ(જ્ઞાન) થતી નથી તેમ શ્રોત્રથી ધ્વનિ–શબ્દની પણ ઉપલબ્ધિ નહિ થાય.

**મીમાંસક**—શબ્દ અને શ્રોત્રનો સંસ્કાર-રૂપાન્તરોત્પત્તિ તે બન્નેથી ભિન્ન છતાં તેમના સંબંધી તો તે સંસ્કાર છે જ. તેથી ઉક્ત દોષ—ઉપલબ્ધિ ન થવી તે, છે નહિ.

**જૈન**—શ્રોત્ર અને શબ્દ સાથે સંસ્કારનો સંયોગ સંબંધ તો નથી. કારણ કે-તે સંસ્કાર એ દ્રવ્ય નથી અને સંયોગ તો બે દ્રવ્યોનો થતો હોવાથી અહીં તે ઘટે નહિ. અને સમવાય તો કથંચિત્ તાદાત્મ્યરૂપ સિવાય અન્ય રૂપે ઘટી શકતો નથી એટલે સંસ્કારની ઉત્પત્તિ હોય તો તેની સાથે તાદાત્મ્ય સંબંધ ધરાવતા શબ્દ અને શ્રોત્રરૂપ ધર્મોની પણ કથંચિત્ ઉત્પત્તિ માનવી જ જોઈએ.

**મીમાંસક**—તો પછી સંસ્કાર એટલે આવરણનો નાશ એ બીજો પક્ષ ક્ષેમંકર છે. અર્થાત્ એ બીજો પક્ષ જ અમે સ્વીકારીશું.

જૈન—તો તે આવરણાપગમ–આવરણનો નાશ–શબ્દનો જ સંભવી શકે છે. અને તેથી એક સ્થળે આવરણનો નાશ થતાં સમસ્ત વર્ણો સંભળાવા જોઈએ.

મીમાંસક—દરેક વર્ણનું ભિન્ન ભિન્ન આવરણ છે. તેથી જે વર્ણના આવરણનો નાશ થયો હોય તેનો જ બોધ થાય છે.

જૈન—તે યુક્તિયુક્ત નથી. કારણ કે એક દેશ-અંશ-માં રહેલ અને એક ઇન્દ્રિયથી ગ્રાહ્ય એવા વર્ણોમાં જુદાં જુદાં આવરણો વડે આવૃત થવાનું સંભવે નહિ. એમાં વિરોધ છે. કારણ કે–જે પ્રતિનિયત આવરણથી આવૃત હોય છે તે જુદા જુદા દેશ-અંશ-માં રહેનાર અને અનેકઇન્દ્રિયથી ગ્રાહ્ય હોય છે. જેમ કે–જુદા જુદા દેશમાં રહેનાર ઘટ અને પટ, અથવા તો જુદી જુદી ઇન્દ્રિયથી ગ્રાહ્ય થનાર રૂપ અને રસ. વળી એક દેશમાં રહેનાર તથા એક ઇન્દ્રિયથી ગ્રાહ્ય હોવાથી શબ્દ પ્રતિનિયત વ્યંજકથી વ્યંગ્ય પણ નથી.

(प०) **किंचे**त्यादिना आचार्यो याज्ञिकं प्रश्नयति । **तस्ये**ति अनित्यत्वस्य । **अथ रूपमि**त्यादि याज्ञिकः । **तदुत्पत्तावपी**ति धर्मोत्पत्तावपि । **नन्वि**त्यादि सूरिः । **तदे**त्यादिगद्ये यथा **पटादिना घटादेर्नोपलम्भः** तथा **श्रोत्रेणापि ध्वनेर्नोपलम्भः** स्यात् । **तत्सम्बन्धिन** इति ते ध्वनयो व्यञ्जकास्तं धर्मं शब्दसम्बन्धिनं श्रोत्रसम्बन्धिनं च कुर्वन्ति । **तस्ये**ति धर्मस्य । **एकत्रे**ति वर्णे । **अपृथग्देशवर्त्तमानैकेन्द्रियग्राह्याणामि**ति एकं यदिन्द्रियं तेन ग्राह्या एकेन्द्रियग्राह्या अपृथग्देशवर्त्तमानाश्च ते एकेन्द्रियग्राह्याश्च[1] अपृथग्देशवर्त्तमानैकेन्द्रियग्राह्यास्तेषाम् ।

(टि०) **आद्यश्चेदि**त्यादि । **तस्ये**ति अनित्यत्वस्य । **तदुत्पत्तावि**ति रूपान्तरोत्पादेऽपि । **भावस्वभाव** इति स्वभावस्**तादृगेव** पूर्वावस्थारूप एव इति संबन्धः । कीदृशः ? **अजनयद्** अनुत्पद्यमानं रूपस्वरूपं स्वभावो यस्य । **पटादिनेवे**ति करणे तृतीया । **तत्संबन्धिना** इति धर्म्मिसंबन्धयुक्तस्य । **तस्ये**ति शब्दस्य आकाशगुणत्वेन द्रव्यतापायात् । रूपान्तरस्य गुणत्वेन गुणा द्रव्याश्रयाः न च गुणाश्रया इति । **कथंचिदपी**ति तादात्म्यस्वरूपात्, नित्याऽनित्यपक्षादितरः अन्यो नित्यत्वादिधर्मा । **तदात्मके**ति नित्याऽनित्यात्मकधर्मोत्पादे । **आवरणे**त्यादि । स इति आवरणापगमः । **एकत्रे**ति वर्णे । **यस्यैवे**ति वर्णस्य । **प्रतिनियते**ति एकमेकं प्रति नियतं निश्चितं प्रतिनियतं च तत् तदावरणं च तेनाऽऽ**वार्यत्व**मावरणीयत्वं तस्य । **अस्ये**ति शब्दस्य ।

अस्तु वैतत्तथाऽप्ययमभिव्यज्यमानः सामस्त्येन, प्रदेशतो वा व्यज्येत ? नाद्यः पक्षः क्षेमंकरः । सकलशरीरिणां युगपत्तदुपलम्भापत्तेः । द्वितीयविकल्पे तु कथं सकर्णस्यापि संपूर्णवर्णाकर्णनं भवेत् ? । न खलु निखिलावृताङ्गराजाङ्गनानामपटुपवनापनीयमानवसनाञ्चलत्वेन चलनाङ्गुलिकोटिप्रकटतायां विकस्वरशिरीषकुसुमसुकुमारसमग्रविग्रहयष्टिनिष्टङ्कनं विशिष्टेक्षणानामपीक्ष्यते । प्रदेशाभिव्यक्तौ चास्य सप्रदेशत्वं प्रसज्यते । ततो व्यञ्जकस्य कस्यचिच्छब्दे संभवाभावात्, तद्गता एव तीव्रतादय इति नासिद्धो हेतुः ।

અથવા શબ્દ, પ્રતિનિયત વ્યંજકથી વ્યંગ્ય ભલે હોય તો પણ વ્યક્ત થનાર આ શબ્દ સંપૂર્ણરૂપે વ્યક્ત થાય છે કે અંશથી ? સંપૂર્ણરૂપે વ્યક્ત માનો તો

1 °ग्राह्याः अपृथ° ल ।

પક્ષ કલ્યાણકારી છે જ નહિ. કારણ કે એમ માનવાથી સમસ્ત દેહધારી જીવોને તે વ્યક્ત થયેલો શબ્દ એક સાથે ઉપલબ્ધ થઈ જશે. તેમ થતું તો નથી. અને જો શબ્દ એક અંશથી વ્યક્ત થાય છે એ બીજો પક્ષ કહો તો સકર્ણ પુરુષ-(સાંભળવામાં અતિ સાવધાન પુરુષ) પણ સંપૂર્ણ તથા કોઈ પણ વર્ણ કઇ રીતે સાંભળી શકશે ? કારણ કે સંપૂર્ણ ઢાંકેલા અંગવાળી રાજસ્ત્રીઓના આવરણભૂત વસ્ત્રનો છેડો મંદપવન દ્વારા ખસી જવાથી તે સ્ત્રીઓના પગની આંગળીનો અગ્રભાગ ખુલ્લો થઈ જાય છે ત્યારે પણ ખીલેલા શિરીષ પુષ્પની જેવા સુકોમળ સંપૂર્ણ દેહનો બોધ તીવ્ર નજરવાળા બુદ્ધિમાન્ પુરુષને પણ થતો નથી. અર્થાત્ એક અંશ પ્રકટ થવાથી સમગ્રનો બોધ થતો નથી. વળી, શબ્દને એક અંશથી વ્યક્ત માનવામાં તો શબ્દ પ્રદેશવાળો બની જશે. આ પ્રકારે શબ્દમાં કોઈ પણ વ્યંજકનો સંભવ નથી, તેથી તીવ્રતાદિ ધર્મો શબ્દમાં જ યુક્તિપૂર્વક સિદ્ધ છે, આથી અમારો પૂર્વોક્ત હેતુ—તીવ્રમન્દતાદિ ધર્મવાળો હોવાથી—અસિદ્ધ નથી અર્થાત્ આ રીતે તમારી પ્રત્યભિજ્ઞા અનુમાનથી પણ બાધિત થઈ

(प०) **अयमिति** शब्दः । **अस्य सप्रदेशत्वं प्रसज्यत** इति तथा च नित्यत्वव्याघातः । **तत** इत्यादिना तत्त्वमाह ।

**नासिद्ध** इति नासिद्धो जैनानाम् ।

(टि०) **अयमिति** शब्दः । **तदुपलम्भेति** शब्दश्रवणापत्तेः, नित्यत्वात्, व्यापकत्वाच्च शब्दस्य । **अस्येति** वर्णस्य । **सप्रदेशत्वमिति** सांशत्वम् । वर्णो हि निरंशो भाषावर्गणापुद्गलैरनारभ्यमाणत्वात् त्वदागमाभिप्रायेण । **तद्गता एवेति** शब्दगता एव ।

यदपि श्रावणत्वादित्यनुमानम्, तदपि—

"कान्तकीर्त्तिप्रथाकामः कामयेत स्वमातरम् ।
ब्रह्महत्यां च कुर्वीत स्वर्गकामः सुरां पिबेत्" ॥१॥

इत्याद्यानुपूर्व्या सव्यभिचारम् । नित्यैवेयमिति चेत् । तर्हि प्रेरणावत् प्रामाण्यप्रसङ्गः, तदर्थानुष्ठानाश्रद्धाने च प्रत्यवायापत्तिः । उदात्त-स्वरित-तीव्र-मन्द-सुस्वर-विस्वरत्वादिधर्मैश्च व्यभिचारः, तेषां नित्यत्वे सदाप्येकाकारप्रत्ययप्रसक्तेः । नित्यत्वेऽप्यमीषामभिव्यक्तिः कादाचित्कीति चेत्, तदचारु, परस्परविरुद्धानामेकत्र समावेशासंभवात् । प्रभाकरेण शब्दत्वास्वीकारादुभयविकलश्च तं प्रत्यत्र दृष्टान्तः ।

अथ भट्ट एवेत्थमनुमानयति । प्रभाकरस्तु देशकालभिन्ना गोशब्दव्यक्तिबुद्धय एकगोशब्दगोचराः, गौरित्युत्पद्यमानत्वात्, अद्योच्चारितगोशब्दव्यक्तिबुद्धिवदिति वदतीति चेत्, तदप्यनवदातम्, अत्र प्रतिबन्धाऽभावात्, तडित्तन्तुनित्यत्वसिद्धावप्येवंविधानुमानस्य कर्तुं शक्यत्वात् ।

વળી, શબ્દમાં નિત્યત્વ સિદ્ધ કરવાને કરેલ અનુમાનનો 'શ્રાવણત્વ' હેતુ "સારી કીર્ત્તિની ઇચ્છાવાળો પુરુષ સ્વમાતાની કામના કરે અને બ્રહ્મહત્યા કરે તથા સ્વર્ગની ઇચ્છાવાળો મદિરા પાન કરે" ઇત્યાદિની આનુપૂર્વીથી વ્યભિચારી છે.

એ આનુપૂર્વી નિત્ય છે એમ કહેશો તો પ્રેરણા (વેદવાક્ય)ની જેમ તેમાં પણ પ્રામાણ્યનો પ્રસંગ આવશે. અને તેથી તે વાક્યમાં કહેલ અર્થમાં અશ્રદ્ધા કરવાથી પ્રત્યવાય (બાધા)નો પ્રસંગ આવશે.

વળી, ઉદાત્ત, સ્વરિત, તીવ્ર, મન્દ, સુસ્વર (કર્ણપ્રિય સ્વર) દુઃસ્વર (કર્ણકટુ સ્વર) વગેરે ધર્મોથી પણ શ્રાવણત્વ હેતુનો વ્યભિચાર છે. કારણ કે ઉદાત્તાદિધર્મો નિત્ય હોય તો હમેશાં તેમનું એકાકારે જ જ્ઞાન થવું જોઈએ, થતું નથી એથી તેમને અનિત્ય જ માનવા જોઈએ.

મીમાંસક—નિત્ય હોવા છતાં આ ઉદાત્તાદિ ધર્મોની અભિવ્યકિત કોઈક કોઈક વેળા થાય છે. તેથી તે તે વેળાએ તેનો તેવો બોધ થાય છે.

જૈન—તે યોગ્ય નથી. કારણ કે પરસ્પર વિરુદ્ધ ધર્મોનો એક જ આશ્રયમાં સમાવેશ થઈ શકતો નથી. વળી, પ્રભાકરે તો શબ્દત્વ માનેલ નથી. માટે તેની અપેક્ષાએ શબ્દમાં નિત્યત્વસાધક અનુમાનમાં દૃષ્ટાન્ત (શબ્દત્વ) સાધ્ય અને હેતુ એ ઉભયથી રહિત છે.

મીમાંસક—આવું અનુમાન તો કુમારિલ ભટ્ટ કરે છે. પરંતુ પ્રભાકર તો આ પ્રમાણે કરે છે.-દેશ અને કાલથી ભિન્ન એવી ગોશબ્દરૂપ વ્યકિત વિષેની બુદ્ધિઓ એક જ ગોશબ્દને વિષય કરે છે, કારણ કે તે 'ગો' એવા જ પ્રકારે ઉત્પન્ન થાય છે. પ્રથમ ઉચ્ચારેલ ગોશબ્દરૂપ વ્યકિતની બુદ્ધિની જેમ.

જૈન—તે પણ યોગ્ય નથી. કારણ કે આ અનુમાનમાં વ્યાપ્તિનો અભાવ છે. આવું અનુમાન તો વીજળીના ઝબકારામાં નિત્યત્વ સિદ્ધ કરવા માટે પણ કરી શકાય છે, સારાંશ એ છે કે શબ્દમાં નિત્યત્વ સિદ્ધ કરવાને અનુમાન પ્રમાણ સમર્થ નથી.

(प०) **सव्यभिचारमिति** इहापि श्रावणत्वं वर्तते। **नित्यैवेत्यादि** परः। **तर्हीत्यादि** सूरिः। **प्रेरणावदीति** नियोगवत् विधिवाक्यवदित्यर्थः। **प्रत्यवायापत्तिरिति** उपद्रवापत्तिः। **उदात्तेत्यादिगवे व्यभिचार** इति—तेऽपि श्रावणा विद्यन्ते परं न नित्याः। **सदाप्येकाकारप्रत्ययप्रसक्तेरिति** य उदात्तस्तेनोदात्तेनैव भवितव्यम्। यश्च स्वरितस्तेन स्वरितेनैव भाव्यम्। न च तथा उदात्तो भूत्वा स्वरितो भवति स्वरितश्च भूत्वा उदात्तो भवति। **परस्परविरुद्धानामिति** उदात्त-स्वरितादीनाम्। **एकत्रेति** शब्दे। **उभयविकलश्चेति** साध्यसाधनविकलश्च। **तं प्रतीति** प्रभाकरं प्रति।

**अथ भट्टेत्यादि** शिष्यपृच्छावाक्यम्। **इत्थमिति** नित्यः शब्दः श्रावणत्वाच्छब्दत्ववदित्येवंरूपेण। **अनुमानयतीत्यतः** पुरः 'पूर्वोक्तमेव समाधानम्' इति शेषः। **गौरितीति** गौरित्युल्लेखेन। **इति वदतीति** शब्दनित्यत्वव्यवस्थापनायेति गम्यम्। **प्रतिबन्धाभावादिति** निश्चयाभावात्। **एवंविधानुमानस्येत्यादि**। देशकालभिन्नास्तडिद्व्यक्तिबुद्धयः एकतडिद्गोचराः 'तडित्'इत्युत्पद्यमानत्वात् अद्योत्पन्नतडिद्व्यक्तिबुद्धिवत्।

(टि०) **इयमितीति** 'कान्तकीर्त्तीत्यादिरूपानुपूर्वी। **प्रेरणावदिति** प्रेर्यते सादरो विधीयते सकर्ममीमांसाभेदेन यज्ञादिकर्मणि, नैष्कर्म्यमीमांसाभेदेन ब्रह्मकर्मणि वाऽनया सा प्रेरणा वेदस्तद्वत्। भट्ट-प्रभाकराभ्यां भेदेन मीमांसाकरणाद्वेदस्यापि द्वैविध्यम्॥ **तदर्थानुष्ठानेति** कान्तकीर्तीत्याद्यानुपूर्व्युपदिष्टार्थाचरणाऽस्वीकारे। **प्रत्यवायेति** अपवादप्रसङ्गात्। **तेषा-**

१ कान्ति० डे ३।

**मिति** उदात्तादीनाम् । **एकाकारेति** यः स्वर उदात्तः स उदात्त एव न कदाचिदप्यनुदात्तः । तथा सप्तमस्वराचरणचतुरा न मन्दभाषिणो भवेयुः, तत्स्वरस्य तत्स्वभावभावनित्यत्वात् । **अमीपा-मिति** उदात्तादीनाम् । **एकत्रेति** शब्दे । **प्रभाकरेणे**त्यादि ॥ **तं प्रती**ति प्रभाकरं प्रति । **अत्रेति** शब्दनित्यसाधकानुमाने । **दृष्टान्त** इति शब्दत्वरूपः ।

**अत्रेति** अनुमाने । **प्रतिबन्धेति** अविनाभावाभावात् ।

§४ याऽप्यर्थापत्तिः प्रत्यपादि, तत्रायमर्थः—अनित्यत्वे सति यो गृहीतसंबन्धः शब्दः, स तदैव दध्वंसे इति व्यवहारकालेऽन्य एवागृहीतसंबन्धः कथमुच्चार्येत ? उच्चार्यते च । तस्मान्नित्य एवायमिति । तदयुक्तम् । अनेन न्यायेनार्थस्यापि नित्यतैकतापत्तेः । अन्यथा बाहुलेये गृहीतसंबन्धोऽपि गोशब्दः शाबलेयादिष्वगृहीतसंबन्धः कथं प्रतिपत्तिं कुर्यात् ?

सामान्यस्यैव शब्दार्थत्वाददोष इति चेत् । न, लम्बकम्बलः ककुद्मान्, वृत्तशृङ्गश्चायं गौरिति सामानाधिकरण्याभावप्रसक्तेः । ततः सामान्यविशेषात्मैव शब्दार्थः । स च नैकान्तेनाऽन्वेतीति न नित्यैकरूपोऽभ्युपेयः स्यात् । कथं च धूमव्यक्तिः पर्वते पावकं गमयेत् ? धूमत्वसामान्यमेव गमकमिति चेत् । वाचकमपि सामान्यमेवास्तु ।

**मीमांसक**—અર્થાપત્તિ પ્રમાણ જે આપવામાં આવ્યું છે તેનો અર્થ આ છે-ગૃહીતસંબંધવાળો જે શબ્દ છે તે જો અનિત્ય હોય તો તે જ વખતે નાશ પામી જાય માટે વ્યવહારકાળમાં અગૃહીતસંબંધવાળો બીજો શબ્દ કઈ રીતે બોલી શકાય ? પરંતુ બોલાય તો છે માટે શબ્દ નિત્ય છે.

**જૈન**—તે અયોગ્ય છે. કારણ કે-એ જ ન્યાયથી અર્થમાં પણ નિત્યત્વ અને એકત્વની આપત્તિ આવશે. જો તેમ માનવામાં ન આવે તો ગો શબ્દનો સંબંધ બાહુલેય-શ્યામગોમાં ગૃહીત હોય છતાં તે, જેમાં સંબંધનું ગ્રહણ થયું જ નથી એવી શાબલેય-કાબરચિતરી ગોમાં કઈ રીતે જ્ઞાન કરાવી શકશે ?

**મીમાંસક**—શબ્દનો અર્થ સામાન્ય જ છે, માટે ઉપર્યુક્ત દોષ નથી.

**જૈન**—એમ નથી. કારણ કે-સામાન્ય જ શબ્દનો અર્થ હોય તો આ ગો વિશેષ લમ્બકમ્બલ કકુદ્માન્ અને ગોળ શીંગડાવાળો છે એ પ્રમાણે સામાનાધિકરણ્ય થઈ શકશે નહિ. (અર્થાત્ આ બળદ લાંબી ગોદડીવાળો મોટી ખુંધવાળો અને ગોળ શીંગડાવાળો છે, એ પ્રમાણે સામાન્ય અને વિશેષનું સામાનાધિકરણ્ય વિશેષણવિશેષ્યભાવ બની શકશે નહિ.-બન્નેની એક જ વિભક્તિ થઈ શકશે નહિ. માટે શબ્દનો અર્થ સામાન્ય વિશેષ ઉભયાત્મક જ છે. અને તે એકાન્ત સાથે અન્વિત નથી, અર્થાત્ નિત્ય એકાંત કે અનિત્ય એકાંત સાથે સમ્બદ્ધ નથી. માટે તેને નિત્ય એકરૂપ માની શકાય નહિ.

વળી, પર્વતમાં ધૂમવ્યક્તિ અગ્નિનો બોધ કઈ રીતે કરાવશે ? અર્થાત્ જે શબ્દમાં સંબંધનું ગ્રહણ થયું હતું તે શબ્દ તો તે જ કાળમાં નાશ પામ્યો એટલે વ્યવહારકાળમાં જેમાં સંબંધનું ગ્રહણ થયું જ નથી એવો બીજો શબ્દ કઈ રીતે બોલી શકાય ? વિગેરે કહેલ છે. એ જ ન્યાયે જે ધૂમમાં સંબંધનું ગ્રહણ થયેલ તે તો પર્વતમાં નથી તો પર્વતમાં રહેલ ધૂમ પર્વતગત અગ્નિનો બોધક કઈ રીતે થશે ?

મીમાંસક—ધૂમત્વરૂપ સામાન્ય જ બોધક છે.

જૈન—તો વાચકને પણ સામાન્ય જ માનો.

(प०) **अनित्यत्वे** इति शब्दस्यानित्यत्वेऽङ्गीक्रियमाणे। **तदैवेति** उच्चारणानन्तरम्। **अन्यपदेति** शब्दः। **नित्यतैकतापत्तेरिति** नित्यतैकतयोरापत्तिः। **अन्यथेति** नित्यतैकते विना। **गृहीतसम्बन्ध** इति यदि हि पदार्थस्यैक्यं न स्यात् तदा बाहुलेये गृहीतसम्बन्धः शब्दः शाबलेये कथं प्रवर्तेत विलक्षणत्वात् तयोः ? अथ च प्रवर्त्तते । तस्मादैक्यं नित्यत्वं चाङ्गीकर्त्तव्यम् । अनित्यत्वेऽङ्गीक्रियमाणे बाहुलेये गृहीतसम्बन्धः शब्दो बाहुलेये विनश्यति सति विनष्ट एव । ततः शाबलेये कथमगृहीतसम्बन्धः प्रतिपत्तिं कुरुते । तस्मान्नित्योऽर्थः ।

**सामान्यस्यैवेत्यादि** प्रभाकरः । **शब्दार्थत्वादिति** वाच्यत्वात् । **न लभ्येत्यादि** जैनः । **सामानाधिकरण्याभावप्रसक्तेरिति** । यदि हि सामान्यं शब्दार्थः स्यात् तदा नपुंसकत्वं प्राप्नोतीति भावः । एतानि हि विशेषस्य विशेषणानि । विशेषेण सह सामानाधिकरण्याभावप्रसक्तेरिति ज्ञेयम् । **तत** इत्यादि जैनः । **स** इति शब्दार्थः । **अन्वेतीति** सामान्यविशेषरूपत्वात् तस्य । **स्यादिति** कथञ्चित् । **कथमित्यादि** जैनः । **धूमत्वेत्यादि** प्रभाकरः । **वाचकमपीत्यादि** जैनः ।

(टि०) **याप्यर्थापत्तिरित्यादि** ॥ **तत्रेति** अर्थापत्तौ । **स तदैवेति** शब्दस्तत्कालमेव विनष्टः, अनित्यत्वात् । **अयमिति** शब्दः । **अर्थस्यापीति** बाहुलेयादिपदार्थस्य । **अन्यथेति** पदार्थस्यानित्यत्वे । **शाबलेयादिष्विति** पूर्वमदृष्टेषु तत्कालोत्पन्नेषु वा । **सामानाधिकरण्येति** उभयोः पदयोर्विशेषणविशेष्यभावः सामानाधिकरण्यम् । **स चेति** शब्दार्थः । एकान्तेन [न] नित्यत्वेनाऽन्वितो भवतीति नित्य एवाङ्गीकरणीयो न स्यात् ।

अथ शब्दत्वम्, गोशब्दत्वम्, क्रमाभिव्यज्यमानगत्वौत्वादिकं वा तद्भवेत् । आद्यपक्षे प्रतिनियतार्थप्रतिपत्तिर्न स्यात्, सर्वत्र शब्दत्वस्याविशेषात् । गोशब्दत्वं तु नास्त्येव, गोशब्दव्यक्तेरेकस्याः कस्याश्चित्तदाधारभूताया असंभवात् । क्रमेण व्यज्यमानं हि वर्णद्वयमेवैतत् । क्रमाभिव्यज्यमानेत्यादिपक्षोऽप्यसंभवी, गत्वादिसामान्यस्याविद्यमानत्वात्, सर्वत्र गकारादेरेकत्वात् ।

अत्रोच्यते । अस्तु तार्तीयीकः कल्पः । न च गकारादेरैक्यम्, गर्गभर्गवर्गस्वर्गादौ भूयांसोऽमी गकारा इति तद्भेदोपलम्भात् । व्यञ्जकभेदादयमिति चेत्, अकाराद्यशेषवर्णेष्वप्येपोऽस्त्वित्येक एव वर्णः स्यात् । अथ यथा अयमपि गकारः, अयमपि गकारः—इत्येकाकारा प्रतीतिः, तथा नाकाराद्यशेषवर्णेष्वपीति चेत् । नैवम् ।

अयमपि वर्णः, अयमपि वर्णः, इत्येकप्रत्यवमर्शोत्पत्तेः । सामान्यनिमित्तक एवायमिति चेत् । तर्हि गकारादावपि तथास्तु । अथाकारेकारादौ विशेषोऽनुभूयते, न तु गर्गादिगकारेषु, तेषां तुल्यस्थानास्यप्रयत्नादित्वादिति चेत् । एवं तर्हि—

"सहर्षं हेषन्ते हरिहरिति हम्मीरहरयः"

इत्यादिहकारात् कण्ठ्याद्वह्निजिह्वादिहकारस्य

"ह उरस्यो वह्निजिह्वादौ वर्गपञ्चमसंयुतः"

इति वचनादुरस्यत्वेन स्थानभेदप्रतीतेः, ततो भिन्नोऽयं वर्णो भवेत् । न च गकारे नास्ति विशेषावभासः, तीव्रोऽयं मन्दोऽयं गकार इति तीव्रतादिविशेषस्फुरणात् । व्यञ्जकगतास्तीव्रतादयः तत्र स्फुरन्तीति चेत् । कृतोत्तरमेतत् । अकारेकारादावप्यनुभूयमानः स स विशेषः तद्गत एवाऽस्तु, तथाचैक एव वर्णः किं न भवेत् ? मा भूद् वा विशेषावभासो गकारेषु भेदावभासस्तु विद्यत एव, 'बहवोऽमी गकाराः' इति प्रतीतेः । भवति च विशेषावभासं विनापि भेदस्फूर्तिः, सर्षपराशौ गुरुलाघवादिविशेषावभासं विनापि तद्भेदप्रतिभासवत् । इति सिद्धो गकारभेदः । तथा च तदादिवर्णवर्त्तिसामान्यानामेव वाचकत्वमस्तु तत्त्वतस्तु गोशब्दत्वमेव सदृशपरिणामात्मकं वाचकम् । क्रमाभिव्यज्यमानं वर्णद्वयमेवैतत्, नैका गोशब्दव्यक्तिरिति च न वाच्यम् , नित्यत्वाऽप्रसिद्धावद्याप्यस्योत्तरस्य कूर्पूरकोटिसंटङ्कितगुडायमानत्वात् । तस्मात् क्रमोत्पदिष्णुतत्तद्गकारादिपर्यायोपहितभाषाद्रव्यात्मको गोशब्द एव सदृशपरिणामात्मा वाचकोऽस्तु । तथा च क्षीणाऽर्थापत्तिः ।

**મીમાંસક**—વાચક સામાન્યરૂપ છે એમ માનીએ પણ તે સામાન્ય શું શબ્દત્વ છે, ગોશબ્દત્વ છે કે અનુક્રમે વ્યક્ત થનાર ગત્વ–ઔત્વાદિક છે ?

પહેલો પક્ષ એટલે કે શબ્દત્વરૂપ સામાન્ય માનવામાં પ્રતિનિયત પદાર્થનું જ્ઞાન થશે નહિ. કારણ કે બધા શબ્દોમાં શબ્દત્વ તો સમાન જ છે તેથી તે પ્રતિનિયતનો બોધ કેવી રીતે કરાવી શકે ?

બીજો પક્ષ એટલે કે ગોશબ્દત્વને સામાન્ય કહો તો–તે છે જ નહિ, કારણ કે ગોશબ્દત્વની આધારભૂત કોઈ એક ગોશબ્દ વ્યક્તિ જ નથી પરંતુ અનુક્રમે વ્યક્ત થનાર ગકાર અને ઓકાર એવા બે વર્ણ માત્ર છે. ત્રીજો પક્ષ એટલે કે અનુક્રમે વ્યક્ત થનાર ગત્વ–ઔત્વાદિ એ સામાન્ય છે, એ કથન પણ અયોગ્ય છે, કારણ કે–સર્વત્ર ગકારાદિ એક હોવાથી ગત્વાદિ સામાન્ય છે જ નહિ.

**જૈન**—ઉપરના વિકલ્પોમાંથી ત્રીજો વિકલ્પ જ માનવા યોગ્ય છે. પણ તમે કહ્યું તેમ સર્વત્ર ગકારાદિ એક નથી. કારણ કે–ગર્ગ, ભર્ગ, વર્ગ, સ્વર્ગ વિગેરેમાં એક નહિ પણ અનેક ગકારો દેખાય છે, તેથી ગકારના ભેદો પ્રતીયમાન છે જ.

**મીમાંસક**—ગકાર તો એક જ છે પણ વ્યંજકના ભેદને કારણે તે ભિન્ન જણાય છે અર્થાત્ ભેદ વાસ્તવિક નથી.

જૈન—તો પછી અકારાદિ સમસ્ત વર્ણોમાં પણ વ્યંજકના ભેદથી જ ભેદ માનો અને એમ થતાં જગતમાં એક જ વર્ણ રહેશે, અર્થાત્ વર્ણભેદ અનાવશ્યક બની જશે.

મીમાંસક—'આ પણ ગકાર છે,' 'આ પણ ગકાર છે' એવી એકસરખી પ્રતીતિ જેમ ગકારમાં થાય છે તેમ અકારાદિ સમસ્ત વર્ણોમાં એકસરખી પ્રતીતિ થતી નથી પણ 'આ અકાર છે' 'આ ગકાર છે' એવી ભિન્ન ભિન્ન પ્રતીતિ થાય છે માટે એક વર્ણ માની શકાય નહિ.

જૈન—એમ ન કહેવું, કારણ કે-'આ પણ વર્ણ છે' 'આ પણ વર્ણ છે' એ રીતે એકાકાર બોધ થાય જ છે.

મીમાંસક—આ એકાકાર બોધ સામાન્યનિમિત્તક છે.

જૈન—તો ગકારાદિમાં પણ તે એકાકાર બોધ સામાન્ય નિમિત્તક જ થશે. અર્થાત્ બધા ગકારમાં ગત્વ સામાન્ય માનવું પડશે.

મીમાંસક—અકાર ઇકારાદિમાં તો ભેદ જોવાય છે, પરંતુ ગર્ગાદિના ગકારોમાં સ્થાન અને આસ્યપ્રયત્ન તુલ્ય હોવાથી ભેદ દેખાતો નથી.

જૈન—'सहर्षं हेपन्ते हरिर्हरिरिति ह्म्मरीहरयः' આ વાક્યમાં રહેલ હકાર કંઠ્ય હકાર છે. પણ 'વહ્નિ' અને 'જિહ્વ' આદિ શબ્દગત હકાર ઉરસ્ય છે. તેમાં "વહ્નિ જિહ્વાદિમાં વર્ગના પંચમ અક્ષરથી સંયુક્ત હકાર છે તે ઉરસ્ય છે" એ વચન પ્રમાણ છે. તેથી ઉરઃસ્થાનવાળો હોવાથી 'વહ્નિ' આદિનો હકાર ભિન્ન સ્થાનવાળો પ્રતીત થાય છે. તેથી તે ભિન્ન વર્ણ થઈ જશે.

વળી, ગકારમાં પણ ભેદાવભાસ છે જ, કારણ, કે આ ગકાર તીવ્ર છે, આ ગકાર મન્દ છે એ પ્રમાણે તેમાં પણ ભેદની પ્રતીતિ છે.

મીમાંસક—એ તીવ્રતાદિ ધર્મો વ્યંજકગત છે પણ ગકારમાં જણાય છે.

જૈન—આનો ઉત્તર તો અમે આપી ચૂકયા છીએ (૪. ૯. §૩) વળી, એમ જ હોય તો અકાર ઇકારાદિમાં અનુભવાતા તે તે ભેદો પણ વ્યંજકગત જ થશે, અને તેમ થતાં જગતમાં એક જ વર્ણ કેમ ન થાય ?

અથવા ગકારમાં ભલે વિશેષાવભાસ-વિશેષતાનો બોધ ન થતો હોય, પણ ભેદનો-અનેકતાનો અવભાસ તો થાય છે જ, કારણ કે-આ ઘણા ગકાર છે, એવી પ્રતીતિ થાય છે અને વિશેષાવભાસ વિના પણ ભેદ જ્ઞાન તો સંભવે છે, જેમ કે-સરસવના ઢગલામાં રહેલા સરસવમાં પરસ્પર નાના મોટાનો વિશેષ જણાતો નહિ હોવા છતાં પણ તેઓનો ભેદ(અનેકતા) તો જણાય છે, આ પ્રકારે ગકારમાં ભેદ(અનેકતા) સિદ્ધ થયો અને એ ભેદ સિદ્ધ થવાથી ગકારાદિ વર્ણોમાં રહેલ સામાન્ય જ વાચક થશે. વસ્તુતઃ સદૃશ પરિણામવાળું ગોશબ્દત્વ જ વાચક છે.

મીમાંસક—આ ગોશબ્દત્વ એટલે અનુક્રમે વ્યકત થનાર ફકત બે વર્ણ જ છે, પરંતુ કોઈ એક ગોશબ્દરૂપ વ્યક્તિ નથી.

જૈન—એમ ન કહેવું. કારણ કે હજુ સુધી શબ્દનું નિત્યત્વ સિદ્ધ થયું નથી, તેથી તમારો આ ઉત્તર કોણીએ લાગેલા ગોળના જેવો છે અર્થાત્ નકામો

છે. માટે ક્રમથી ઉત્પન્ન થનાર તે તે ગકારાદિ પર્યાયથી સંપન્ન ભાષા દ્રવ્યરૂપ ગોશબ્દ જ સદૃશ પરિણામવાળો છે તેને વાચક માનવો જોઈએ. આ પ્રમાણે શબ્દ પરિણામી (અનિત્ય) સિદ્ધ થવાથી શબ્દમાં નિત્યત્વ-સાધક અર્થાપત્તિ પ્રમાણ પણ વ્યર્થ થઈ ગયું જાણવું.

(प०) **अथ शब्दत्वमि**त्यादि प्रभाकर एव जैनं प्रश्नयति । **तद् भवे**दिति किं सामान्यं वाचकं भवेदित्यर्थः। प्रभाकर [1]एवोपन्यस्तानां क्रमेण वाचकत्वं निरस्यति **आद्यपक्षे** इत्यादिना । **एकस्या** इति एकाकिन्याः। **असम्भवादि**त्यतोऽग्रे 'किं पुनरस्ति' इति गम्यम् ।

**अत्रोच्यते** इति जैनेन । **अयमि**ति तद्भेदोपलम्भः । **एष** इति अकारादिवर्णानामपि वस्तुत ऐक्यमेव । परं व्यञ्जकभेदादेव भेदोपलम्भ इत्यपि प्राप्नोति । **अथ यथे**त्यादि परः । **प्रतीतिरि**ति प्रत्यवमर्शः । **एकप्रत्यवमर्शोत्पत्तेरि**ति अकारादिष्वप्येकप्रत्यवमर्शोत्पत्तेः । **सामान्यनिमित्तक एवे**ति वर्णत्वनिमित्तक एव । **तथाऽस्त्वि**ति सामान्यनिमित्तक एवास्तु । **अकारेकारादावि**ति परस्परमिति ज्ञेयम् । **विशेष** इति भेदो वैसदृश्यमित्यर्थः । **एवं तर्ही**त्यादि सूरिः ।

**सहर्षमि**त्यादि पद्यांशः । पद्यं त्विदम्—

कथाशेषः कर्णोऽजनि धनकृशा काशिनगरी
सहर्षं हेषन्ते हरिहरिति हम्मीरहरयः
सरस्वत्याश्लेषप्रवणलवणोदप्रणयिनि ।
प्रभासस्य क्षेत्रे मम हृदयमुत्कण्ठितमदः ॥१॥"

**तत** इति कण्ठ्यहकारात् । **भिन्नोऽयमि**ति उरस्यहकारः । **न चे**त्यादि जैनः । **तत्रे**ति गकारे । **कृतोत्तरमि**ति 'कस्य किं कुर्वतोऽमी' इत्यत्र । **अकारेकारादावपी**त्यादिना जैनः प्रसङ्गमुत्पादयति । **स स विशेष** इति परस्परवैसदृश्यलक्षणः । **तद्गत एवे**ति व्यञ्जकगत एव । **अस्त्वि**ति परमार्थेन पुनरैक्यमेव । **भेदावभास** इति पार्थक्यावभासः । **विनापी**ति परस्परं भेदावभासं विनापि । **तद्भेदप्रतिभासवदि**ति सर्षपभेदप्रतिभासवत् । **तदादी**ति गकारादि । **नित्यत्वाप्रसिद्धावि**ति शब्दस्य । **तस्मादि**ति यत् तत्त्वं तद्वच्मि । **क्रमोत्पदिष्णवि**त्यनेन अभिव्यज्यमानत्वाभावेन[2] कार्यत्वमाह ।

(टि०) **अथ शब्दत्वमि**त्यादि ॥ **तदि**ति सामान्यम् । **आद्यपक्षे** इति शब्दत्वे सामान्ये वस्तुवाचके सति । **प्रतिनियते**ति त्रिभुवनभुवनान्तर्वर्तिसमस्तपदार्थप्रथनं युगपदेव जायते, **शब्दत्वस्य** सर्वत्र समानत्वात् । **तदाधारे**ति तस्य [3]गोशब्दत्वसामान्यस्याश्रयसंपन्नायाः ॥ **एतदि**ति गत्वौत्वादिकम्, न त्वपरं गोशब्दत्वमस्ति ।

(टि०) **अस्तु तार्तीयीक** इत्यादि । **तद्भेदे**ति गकारभेददर्शनात् । **अयमि**ति भेदोपलम्भः । **एष** इति व्यञ्जकभेदाद् भेदोपलम्भः । **अयमिती**ति एकप्रत्यवमर्शः । **तथास्त्वि**ति । सामान्यनिमित्तक एव प्रत्यवमर्शो भवतु । **तेषामि**ति सर्वेषां गकाराणाम् । **तुल्यस्थाने**ति कण्ठ्यत्वात् । "अवर्णकवर्गा हविसर्जनीयाः कण्ठ्याः" [कातन्त्रसंधौ प्रथमे] इति वचनात् । **वह्नि-जिह्वेति उरस्य**-सामान्यकण्ठ्यहकारात् अनुनासिकान्तस्थासंयोगवतो हकारस्य भेदेन प्रतीतेः । तस्य उरस्यत्वात् ॥ यदुक्तम्—

---

१ एवेति न्यस्तानां—ल । °न्यस्तं क्र°—क । २ °भावे का° ल । ३ गोशब्दत्वस्य सामान्यसाश्र० डे ३ ।

"हकारं पञ्चमैर्युक्तमन्तस्थाभिश्च संयुतम् ।
उरस्यं तं विजानीयात् कण्ठ्यमाहुरसंयुतम् ॥१॥

**उरस्यत्वेनेति** उरःस्थानोद्भूतत्वेन । **तत** इति तस्मात् कारणात्, कण्ठ्यहकाराद्वा । **अयमिति** जिह्वादिहकारः । **तत्रेति** स्वर्ग-भर्ग-संग-रङ्ग-भङ्गादिगकारेषु । **स स** इति 'स स' भेदः । **तद्गत एवेति** व्यञ्जकायत्त एव । **तथा चेति** भेदस्य व्यञ्जकगतत्वे । **तद्भेदप्रतीति** सर्षपभेदावभासवत् । **तथा चेति** भेदसिद्धौ । **तद्गादि** इति गकारादि ।

§५ अस्त्वनित्यो ध्वनिः, किन्तु नायं पौद्गलिकः संगच्छत इति यौगाः सङ्गिरमाणाः सप्रणयप्रणयिनीनामेव गौरवार्हाः । यतः कोऽत्र हेतुः; स्पर्शशून्याश्रयत्वम्, अतिनिबिडप्रदेशे प्रवेशनिर्गमयोरप्रतिघातः, पूर्व-पश्चाच्चाऽवयवानुपलब्धिः, सूक्ष्ममूर्त्तद्रव्यान्तराऽप्रेरकत्वं, गगनगुणत्वं वा ?

§५. યૌગ-નૈયાયિક—શબ્દ અનિત્ય ભલે હો (અર્થાત્ અમે શબ્દને અનિત્ય માનીએ છીએ) પરંતુ તે પૌદ્ગલિક (અચેતન રૂપાદિવાળું દ્રવ્ય) છે એ વાત તો યુક્તિસંગત નથી.

જૈન—આ પ્રમાણે કથન કરનારા નૈયાયિકો પ્રેમવતી સ્ત્રીઓ પાસે જ ગૌરવને લાયક છે. કારણ કે-શબ્દમાં પૌદ્ગલિકત્વના નિષેધની સિદ્ધિમાં કયો હેતુ છે ? શું તે ૧. સ્પર્શશૂન્યાશ્રયત્વ, ૨. અતિગાઢ પ્રદેશમાં પ્રવેશ કે નિર્ગમનમાં અપ્રતિઘાતક, ૩ પહેલાં કે પછી તેના અવયવોની અનુપલબ્ધિ, ૪. સૂક્ષ્મ અને મૂર્ત્ત સ્વરૂપ બીજા દ્રવ્યની અપ્રેરકતા, કે ૫. આકાશગુણત્વ છે ?

(प०) अत्रेति अपौद्गलिकत्वे ।

(टि०) **यतः क** इत्यादि ॥ 'अत्रेति वर्णानामपौद्गलिकत्वे ।

नाद्यः पक्षः । यतः शब्दपर्यायस्याश्रये भाषावर्गणारूपे स्पर्शाऽभावो न तावदनुपलब्धिमात्रात् प्रसिद्ध्यति, तस्य सव्यभिचारत्वात् । योग्यानुपलब्धिस्त्वसिद्धा, तत्र स्पर्शस्यानुद्भूतत्वेनोपलब्धिलक्षणप्राप्तत्वाऽभावात्, उपलभ्यमानगन्धाधारद्रव्यवत् । अथ घनसारगन्धसारादौ गन्धस्य स्पर्शाव्यभिचारनिश्चयादत्रापि तन्निर्णयेऽप्यनुपलम्भादनुद्भूतत्वं युक्तम्, नेतरत्र, तन्निर्णायकाभावात् इति चेत् । मा भूत्तावत्तन्निर्णायकं किञ्चित् । किन्तु पुद्गलानामुद्भूतानुद्भूतस्पर्शानामुपलब्धेः शब्देऽपि पौद्गलिकत्वेन परैः प्रणिगद्यमाने, बाधकाभावे च सति सन्देह एव स्यात्, न त्वभावनिश्चयः । तथा च सन्दिग्धासिद्धो हेतुः । न च नास्ति तन्निर्णायकम् । तथाहि—शब्दाश्रयः स्पर्शवान्, अनुवातप्रतिवातयोर्विप्रकृष्टनिकटशरीरिणोपलभ्यमानाऽनुपलभ्यमानेन्द्रियार्थत्वात्, तथाविधगन्धाधारद्रव्यवत् इति ।

(१) પહેલો પક્ષ સ્પર્શશૂન્યાશ્રયત્વરૂપ હેતુ એટલે કે શબ્દના આશ્રય ભાષાવર્ગણામાં સ્પર્શ નથી માટે તે પૌદ્ગલિક નથી. તે યોગ્ય નથી કારણ કે-શબ્દ પર્યાયના ભાષાવર્ગણારૂપ આશ્રયમાં સ્પર્શનો અભાવ માત્ર અનુપલબ્ધિ હેતુથી

સિદ્ધ થઇ શકતો નથી કારણ કે માત્ર અનુપલબ્ધિ હેતુ તો પિશાચાદિથી વ્યભિચારી છે, કારણ કે પિશાચાદિ હોય છતાં તેની અનુપલબ્ધિ તો હોય છે. અને યોગ્યાનુપલબ્ધિરૂપ હેતુ અહીં અસિદ્ધ છે, કારણ કે-જેમ ઉપલભ્યમાન ગંધના આધારરૂપ પુષ્પ રજ આદિ દ્રવ્યોમાં સ્પર્શ અનુદ્ભૂત હોવાથી પુષ્પરજનું ઐન્દ્રિય પ્રત્યક્ષ થતું નથી, તેમ શબ્દમાં સ્પર્શ અનુદ્ભૂત હોવાથી તેનું પણ ઐન્દ્રિય પ્રત્યક્ષ થતું નથી. અર્થાત્ તે અયોગ્ય હોવાથી અનુપલબ્ધ છે. તેથી તે વિષે યોગ્યાનુપલબ્ધિ ઘટે નહિ.

**નૈયાયિક**—કપૂર, ચંદન વિગેરે દ્રવ્યોમાં ગંધના સ્પર્શ સાથેના અવ્યભિચારનો નિશ્ચય હોવાથી અહીં-ગંધરજોદ્રવ્યમાં પણ સ્પર્શના અસ્તિત્વનો નિશ્ચય થઈ જાય છે, છતાં પણ તેની ઉપલબ્ધિ થતી ન હોવાથી તેને અનુદ્ભૂત માનવો યોગ્ય છે. પરંતુ શબ્દમાં તેમ માનવું યોગ્ય નથી. કારણ કે-શબ્દમાં સ્પર્શનું નિર્ણાયક કોઈ પ્રમાણ નથી.

**જૈન**—શબ્દમાં સ્પર્શનું નિર્ણાયક પ્રમાણ ભલે ન હોય પરંતુ પુદ્ગલો બે પ્રકારનાં છે, ૧-ઉદ્ભૂત સ્પર્શવાળાં અને-અનુદ્ભૂત સ્પર્શવાળાં. હવે જ્યારે અન્ય પ્રતિપક્ષી પુદ્ગલ હોવાને કારણે શબ્દમાં અનુદ્ભૂત સ્પર્શ કહે અને જો તેમાં બાધક ન હોય તો તે અનુદ્ભૂત સ્પર્શ વિષે સંદેહ જ થાય પણ અનુદ્ભૂત સ્પર્શના અભાવનો નિશ્ચય તો થાય જ નહિ. આમ હોવાથી શબ્દમાં પૌદ્ગલિકત્વના નિષેધની સિદ્ધિ માટે તમોએ કહેલ સ્પર્શશૂન્યાશ્રયત્વ એ હેતુ સંદિગ્ધાસિદ્ધ છે. વળી, 'શબ્દમાં સ્પર્શનું નિર્ણાયક કોઇ પ્રમાણ નથી' એમ પણ તમે કહી શકશો નહિ. કારણ કે શબ્દમાં સ્પર્શનું નિર્ણાયક પ્રમાણ આ પ્રમાણે છે-શબ્દોના આશ્રયભૂત ભાષાવર્ગણાના પુદ્ગલો સ્પર્શવાન છે, કારણ કે અનુકૂળ વાયુને કારણે તે દૂર દેશમાંથી પણ ઇન્દ્રિયજન્ય પ્રત્યક્ષનો વિષય બને છે, અને જો પ્રતિકૂળ વાયુ હોય તો નજીકના દેશમાંથી પણ ઇન્દ્રિયજન્ય પ્રત્યક્ષનો વિષય થતો નથી, તથાવિધ ગંધાધાર દ્રવ્યની જેમ.

**सव्यभिचारत्वादिति** पिशाचादिना । **तत्रेति** आश्रये । **गन्धाधारद्रव्यवदिति** यथा तत्र स्पर्शवत्त्वमनुद्भूतम् । **अथेत्यादि** परः । **अत्रापीति** दूरादुपलभ्यमाने गन्धे । **तन्निर्णयेऽपीति** स्पर्शनिर्णयेऽपि । **इतरत्रेति** शब्दपर्यायस्याश्रये । **तन्निर्णायकाभावादिति** स्पर्शनिर्णायकाभावात् । **किञ्चिदिति** प्रमाणम् । **उद्भूतानुद्भूतस्पर्शानामुपलब्धेरिति** भस्मच्छन्नाग्न्यादयोऽनुद्भूतस्पर्शाः । **परैरिति** जैनैः । **शब्दाश्रय** इति भाषावर्गणारूपः । **अनुवातेत्यादिगवे** अनुवाते समीरणे विप्रकृष्टेनापि शरीरिणोपलभ्यते शब्दः, प्रतिवाते निकटशरीरिणापि नोपलभ्यते इति योगः ।

(टि०) **आश्रये** इति द्रव्ये । **तस्येति** अनुपलब्धिमात्रस्य । **सव्यभिचारत्वादिति** पिशाचादिना–पिशाचो हि मनुष्यादिभिरदृश्यत्वादनुपलभ्यमानोऽपि भवत्येव । **योग्यानुपलब्धिरिति** अस्तु अयोग्यपिशाचादेः स्पर्शः । योग्यस्य शब्दस्य स्पर्शानुपलब्धिः ॥ **तत्रेति** शब्दे । **अनुद्भूतत्वेनेति** स्पर्शस्वल्पत्वेन । **अथ घनसारेति** घनसारः कर्पूरः, गन्धसारश्चन्दनम् । **अत्रापीति** गन्धाधारद्रव्ये । **तन्निर्णयेपीति** स्पर्शस्य शब्दाधारद्रव्ये **तावत्तन्निर्णायकमिति**

द्रव्यनिश्चायकम्। परैरिति नैयायिकैः। हेतुरिति स्पर्शशून्याश्रयत्वाख्यः। न च नास्ति तन्निर्णायकमिति स्पर्शप्रतिपादकम्। इन्द्रियार्थत्वादिति इन्द्रियविषयत्वात्।

द्वितीयकल्पेऽपि गन्धद्रव्येण व्यभिचारः। वर्त्तमानजात्यकस्तूरिकाकर्पूरकश्मीरजादिगन्धद्रव्यं हि पिहितकपाटसंपुटाऽपवरकस्यान्तर्विशति, बहिश्च निस्सरति, न चाऽपौद्गलिकम्। अथ तत्र सूक्ष्मरन्ध्रसंभवेनातिनिबिडत्वाभावात् तत्प्रवेशनिष्काशौ। अत एव तदल्पीयस्ता, न त्वपावृतद्वारदशायामिव तदेकार्णवत्वम्। सर्वथा नीरन्ध्रे तु प्रदेशे नैतौ सम्भवत इति चेत्। एवं तर्हि शब्देऽपि सर्वस्य तुल्ययोगक्षेमत्वादसिद्धता हेतोरस्तु।

पूर्वं पश्चाच्चावयवानुपलब्धिः, सौदामिनीदामोल्कादिभिरनैकान्तिकी।

सूक्ष्ममूर्त्तद्रव्यान्तराप्रेरकत्वमपि गन्धद्रव्यविशेषसूक्ष्मरजोधूमादिभिर्व्यभिचारी। न हि गन्धद्रव्यादिकमपि नसि निविशमानं तद्विवरद्वारदेशोद्भिन्नश्मश्रुप्रेरकं प्रेक्ष्यते।

गगनगुणत्वं त्वसिद्धम्। तथाहि न गगनगुणः शब्दः, अस्मदादिप्रत्यक्षत्वात्, रूपादिवदिति। पौद्गलिकत्वसिद्धिः पुनरस्य—शब्दः पौद्गलिकः, इन्द्रियार्थत्वात्, रूपादिवदेवेति ॥९॥

(૨) અતિગાઢ પ્રદેશમાં પ્રવેશ કે નિર્ગમનમાં અપ્રતિઘાત થતો હોવાથી એ હેતુ કહો તો તે ગંધ દ્રવ્યથી વ્યભિચારી છે. કારણ કે વિદ્યમાન જાતિવંત કસ્તૂરી, કપૂર, કેસર વિગેરે ગન્ધ દ્રવ્ય બંધ બારણાવાળા ઓરડામાં પ્રવેશ કરે છે અને બહાર પણ નીકળે છે, પરંતુ તે અપૌદ્ગલિક નથી.

નૈયાયિક—તેમાં (બંધ બારણામાં) સૂક્ષ્મ છિદ્રનો સંભવ હોવાથી ગાઢ નિબિડતાનો અભાવ છે તેથી ગંધનો પ્રવેશ અને નિર્ગમ થઈ શકે છે, એટલા જ માટે તે ગંધ અલ્પ હોય છે, પરંતુ ખુલ્લા બારણાની જેમ સર્વત્ર પરિમલનો પ્રસાર થતો નથી. અર્થાત્ છિદ્રરહિત ઉપર્યુક્ત પ્રદેશ (બારણા)માં ગંધનો પ્રવેશ અને નિર્ગમ થતો હોય તો ખુલ્લા દરવાજામાંથી જેવો ગંધનો પ્રવેશ અને નિર્ગમ થાય તેવો જ ત્યાં થવો જોઈએ પણ તેવો થતો નથી. માટે અવશ્ય સૂક્ષ્મ છિદ્ર છે, પરંતુ સર્વથા છિદ્ર રહિત પ્રદેશમાં તો ગંધનો પ્રવેશ કે નિર્ગમ થઈ શકતો જ નથી.

જૈન—શબ્દને વિષે પણ યોગક્ષેમ સરખો જ છે, માટે તમારો આ હેતુ અસિદ્ધ જ થશે.

(૩) પહેલાં અને પછી અવયવની અનુપલબ્ધિરૂપ હેતુકહો તો તે હેતુ વિજળી ઉલ્કાદિથી વ્યભિચારી છે.

(૪) સૂક્ષ્મ અને મૂર્ત્ત એવા અન્ય દ્રવ્યનો અપ્રેરક હોવાથી એ હેતુ કહો તો તે ગંધ દ્રવ્ય વિશેષની સૂક્ષ્મ રજ તથા ધૂમાદિથી વ્યભિચારી છે. કારણ કે–ગંધ દ્રવ્ય વિગેરે પદાર્થ નાકમાં જ્યારે પ્રવેશ કરે છે, ત્યારે નાકના છિદ્રના દ્વાર પ્રદેશમાં ઉત્પન્ન થયેલા મૂછના વાળને પ્રેરણા કરતો દેખાતો નથી.

(૫) આકાશગુણત્વરૂપ હેતુ કહો તો—તે અસિદ્ધ છે. તે આ પ્રમાણે– શબ્દ આકાશનો ગુણ નથી, આપણા પ્રત્યક્ષનો વિષય હોવાથી, રૂપની જેમ. અર્થાત્ રૂપ આપણા પ્રત્યક્ષનો વિષય હોવાથી જેમ આકાશનો ગુણ નથી તેમ શબ્દ પણ આપણા પ્રત્યક્ષનો વિષય હોવાથી આકાશનો ગુણ નથી. શબ્દમાં પૌદ્ગલિકત્વની સિદ્ધિ તો આ પ્રમાણે છે,—શબ્દ પૌદ્ગલિક છે, ઇન્દ્રિયનો વિષય હોવાથી, રૂપાદિની જેમ. (અર્થાત્ ઐન્દ્રિય પ્રત્યક્ષનો વિષય હોવાથી પૌદ્ગલિક છે, એ સિદ્ધ થયું.) ૯.

(प०) **व्यभिचार** इत्यतोऽग्रे 'कथम्' ति गम्यम्। **अपौद्गलिकमिति** भवन्मतेऽपि। **अथ तत्रे**त्यादि परः। **एताविति** प्रवेश-निष्काशौ ॥९॥

(टि०) **अथ तत्रेति** पिहितकपाटसंपुटापवरके। **तत्प्रवेशेति** गन्धप्रवेश-निःसारौ। **तदल्पीयस्तेति** गन्धाल्पत्वम्। **न त्वपावृतेति** उद्घाटितद्वारावस्थावत्। **तदेकार्णवत्वमिति** सर्वत्र परिमलैक्यम्। **एताविति** प्रवेश–निष्काशौ। **तुल्ययोगक्षेमत्वादिति** समानवचनीयत्वात्।

**पूर्वं पश्चादित्यादि** ॥ **सौदामिनीति** तत्कालं चपलाविलासे उल्कापाते च संवृत्ते पूर्वं पश्चाच्च अवयवा नोपलभ्यन्ते, ते नाऽपौद्गलिकाः चक्षुषः प्रत्यक्षेणानुभूयमानत्वात्।

**सूक्ष्ममूर्त्तेत्यादि** ॥ **धूमादिभिरिति** न तैः किमपि प्रेर्येते। **नसीति** नासिकायाम्। **तद्विवरद्वारेति** नासिकारन्ध्रमुखोत्पन्नकूर्चबालकं दृश्यते।

**पुनरस्येति** शब्दस्य ॥९॥

पदवाक्ये व्याकुर्वन्ति—

**वर्णानामन्योन्यापेक्षाणां निरपेक्षा संहतिः पदम्, पदानां तु वाक्यम् ॥१०॥**

§१ वर्णौ च वर्णाश्चेत्येकशेषात्; ब्रह्मसंबोधने क इत्यादौ द्वयोः, गौरित्यादौ बहूनां च वर्णानाम्। अन्योन्यापेक्षाणाम्–पदार्थे प्रतिपत्तौ कर्त्तव्यायां परस्परं सहकारितया स्थितानाम्। निरपेक्षा—पदान्तरवर्तिवर्णनिर्वर्त्तितोपकारपराङ्मुखी संहतिर्मेलकः पदमभिधीयते, पद्यते गम्यते स्वयोग्योऽर्थोऽनेनेति व्युत्पत्तेः।

§२ प्रायिकत्वाच्च वर्णद्वयादेरेव पदत्वं लक्षितम्। यावता विष्णुवाचकैकाक्षराकारादिकमपि पदान्तरवर्तिवर्णनिर्वर्त्तितोपकारपराङ्मुखत्वरूपेण निरपेक्षत्वलक्षणेन पदत्वेन लक्षितं द्रष्टव्यम्।

§३ पदानां पुनः स्वोचितवाक्यार्थप्रत्यायने विधेयेऽन्योन्यनिर्मितोपकारमनुसरतां वाक्यान्तरस्थपदापेक्षारहिता संहतिर्वाक्यमभिधीयते, उच्यते स्वसमुचितोऽर्थोऽनेनेति व्युत्पत्तेः ॥१०॥

---

१ 'तत्र' इति टिप्पणसंमतः पाठः। २ सव्यभिचारि० टिप्पणसंमतः पाठः।

પદ અને વાક્યનું લક્ષણ—

**પરસ્પર અપેક્ષા રાખનાર વર્ણોનો નિરપેક્ષ સમૂહ પદ અને પરસ્પર અપેક્ષા રાખનાર પદોનો નિરપેક્ષ સમૂહ તે વાક્ય છે. ૧૦.**

§૧ બ્રહ્મવાચી 'ક' શબ્દના સંબોધન 'ક' માં બે વર્ણ છે અને 'ગૌઃ' વિગેરે શબ્દોમાં અનેક વર્ણો છે, એટલે 'वर्णौ च वर्णाश्च' એ પ્રમાણે એકશેષ સમાસ થવાથી वर्णाः, तेषाम्=वर्णानाम्–વર્ણોની. પદાર્થનું પ્રતિપાદન કરનારી વર્ણોની સંહતિ એ પદ છે કારણ કે પોતાની યોગ્યતા પ્રમાણે જે અર્થનો બોધ કરાવે તે પદ કહેવાય છે. પરંતુ એવી સંહતિ સાપેક્ષ અને નિરપેક્ષ છે. એક પદગત વર્ણો પરસ્પર સાપેક્ષ હોય છે પણ તેઓ પદાન્તરના વર્ણોની અપેક્ષા રાખતા નથી તેથી નિરપેક્ષ પણ છે.

ઉપર પદમાં બે કે તેથી વધારે વર્ણો હોવાનું જે જણાવ્યું છે તે નિયમતઃ નથી સમજવાનું પણ પ્રાય કરી તેમ હોય એમ સમજવાનું છે, તેથી વિષ્ણુવાચક માત્ર 'અ'કાર પણ પદ કહેવાય. કારણ, તે અકાર પદાન્તરગત વર્ણોની અપેક્ષા રાખતો ન હોવાથી નિરપેક્ષ તો છે જ, જો કે તેમાં સંહતિ ન હોવાથી પરસ્પર સાપેક્ષતાનો પ્રશ્ન જ ઊઠતો નથી.

§૩. એ જ રીતે વાક્યના સ્વયોગ્ય અર્થના બોધમાં જે પદો પરસ્પરનો ઉપકાર કરે છે તેથી સાપેક્ષ છે પણ જે અન્ય વાક્યમાં રહેલા પદોના ઉપકારની અપેક્ષા રાખતા નથી, તે પદોની સંહતિ એ વાક્ય છે. કારણ કે તેની વ્યુત્પત્તિ આવી છે–પોતાને ઉચિત અર્થ જેનાથી કહેવાય તે વાક્ય છે. ૧૦.

§१ अथ संकेतमात्रेणैव शब्दोऽर्थं प्रतिपादयति, न तु स्वाभाविकसंबन्धवशादिति गदतो नैयायिकान् समयादपि नाऽयं वस्तु वदतीति वदतः सौगतांश्च पराकुर्वन्ति—

**स्वाभाविकसामर्थ्यसमयाभ्यामर्थबोधनिबन्धनं शब्दः ॥११॥**

§२ स्वाभाविकम्–सहजम्, सामर्थ्यम्–शब्दस्याऽर्थप्रतिपादनशक्तिः योग्यतानाम्नी । समयश्च संकेतः । ताभ्यामर्थप्रतिपत्तिकारणं शब्द इति ।

§३ तत्र नैयायिकान् प्रत्येवं विधेयानुवाद्यभावः–योऽयमर्थबोधनिबन्धनं शब्दोऽभ्युपगतोऽस्ति, स स्वाभाविकसामर्थ्यसमयाभ्यां द्वाभ्यामपि, न पुनः समयादेव केवलात् । समयो हि पुरुषायत्तवृत्तिः । न च पुरुपेच्छया वस्तुनियमो युज्यते । अन्यथा तदिच्छाया अव्याहतप्रसरत्वादर्थोऽपि वाचकः, शब्दोऽपि वाच्यः स्यात् ।

§४ अथ गत्वौत्वादिसामान्यसंबन्धो यस्य भवति, स वाचकत्वे योग्यः, इतरस्तु वाच्यत्वे, यथा द्रव्यत्वाविशेषेऽप्यग्नित्वादिसामान्यविशेषवत एव दाहजनकत्वम्, न जलत्वादिसामान्यविशेषवत इति चेत् । तदयुक्तम् । अतीन्द्रियां शक्तिं विनाऽग्नित्वादेरपि कार्यकारणभावनियामकत्वानुपपत्तेः । अग्नित्वं हि दाहवद्विजातीयकारणजन्यका-

र्येष्वपि तुल्यरूपम्, न हि दाहं प्रत्येवाग्नेरग्नित्वम्, यथा पुत्रापेक्षं पितुः पितृत्वम् । ततश्चाग्निर्दाहवत्पिपासापनोदमपि विदध्यादिति नातीन्द्रियां शक्तिमन्तरेणाग्नित्वादीनां कार्यकारणभावव्यवस्थाहेतुत्वम् । तद्वदेव च गत्वौत्वादिसामान्यानामपि न वाच्यवाचकभावनियमहेतुत्वमिति नियामिका शक्तिः स्वीकर्त्तव्यैव ।

§१ માત્ર સંકેતથી જ શબ્દ અર્થનું પ્રતિપાદન કરે છે, પરંતુ સ્વાભાવિક સંબંધને કારણે નથી કરતો એમ કહેનાર નૈયાયિક, તથા સંકેતથી પણ શબ્દ અર્થને કહી શકતો નથી એવું બોલનાર બૌદ્ધનું નિરસન—

શબ્દ સ્વાભાવિક સામર્થ્ય અને સમય (સંકેત) એ બન્ને દ્વારા અર્થબોધનું કારણ છે. ૧૧.

§૨. સ્વાભાવિક એટલે સહજ-નૈસર્ગિક અને સામર્થ્ય એટલે શબ્દની અર્થનું પ્રતિપાદન કરવાની શકિત જેને યોગ્યતા પણ કહેવાય. સમય એટલે સંકેત. નૈસર્ગિક શકિત અને સંકેત એ બન્ને દ્વારા અર્થના જ્ઞાનનું કારણ શબ્દ છે.

§૩. નૈયાયિકની અપેક્ષાએ આ સૂત્રમાં વિધેયાનુવાદ્યભાવ-લક્ષ્યલક્ષણભાવ આવે છે. અર્થજ્ઞાનમાં કારણભૂત જે શબ્દ માનેલ છે તે સ્વાભાવિક સામર્થ્ય અને સંકેત એ બન્ને દ્વારા કારણ છે. પરંતુ કેવલ સંકેતથી જ શબ્દ કારણ નથી. કારણ કે સંકેત કરવાનું પુરુષને આધીન છે, અને પુરુષની ઇચ્છા માત્રથી વસ્તુનું નિયમન થાય તે યુક્તિયુકત નથી. અન્યથા એટલે કે પુરુષની ઇચ્છા માત્રથી વસ્તુનું નિયમન હોય તો પુરુષની ઇચ્છા સર્વત્ર પ્રતિબંધ રહિત હોવાથી શબ્દને વાચ્ય અને અર્થને વાચક બનાવશે.

§૪. નૈયાયિક—ગત્વ તથા ઓત્વ આદિ સામાન્યનો જેમાં સંબંધ હોય તે વાચક બનવાયોગ્ય છે, અને તેનાથી ભિન્ન હોય તે વાચ્ય બનવાયોગ્ય છે. જેમ કે દ્રવ્યત્વરૂપ સામાન્યની તુલ્યતા હોવા છતાં અગ્નિત્વાદિરૂપ સામાન્ય વિશેષવાળું દ્રવ્ય જ દાહજનક છે, પરંતુ જલત્વાદિ સામાન્યવિશેષથી યુકત દ્રવ્ય દાહજનક નથી.

જૈન – તે કથન અયોગ્ય છે, કારણ કે અતીન્દ્રિય શકિત વિના અગ્નિત્વાદિકમાં પણ કાર્યકારણભાવની નિયામકતા ઘટી શકશે નહિ. કારણ કે અગ્નિત્વ તો દાહની જેમ વિજાતીય કારણોથી ઉત્પન્ન થનારાં કાર્યો પ્રત્યે પણ સમાન જ છે. જેમ પુત્રની અપેક્ષાએ પિતાનું પિતૃત્વ છે, તેમ દાહ પ્રત્યે અગ્નિનું અગ્નિત્વ નથી. માટે અગ્નિ દાહની જેમ તરસને પણ દૂર કરે. માટે અતીન્દ્રિય શકિત ન હોય તો અગ્નિત્વાદિ પણ કાર્યકારણભાવની વ્યવસ્થામાં હેતુ નથી. તેમ ગત્વ ઓત્વ વિગેરે સામાન્ય પણ વાચ્યવાચકભાવના નિયમનમાં હેતુ નથી. માટે નિયમન કરનારી અતીન્દ્રિય શક્તિ અવશ્ય માનવી જોઇએ.

(प) **ताभ्यामर्थप्रतिपत्तिकारणमिति** । **ताभ्यामिति** मिलिताभ्यां प्रतिपत्तिकारणम् । न तु सङ्केतमात्रेण । **एवं विधेयानुवाद्यभाव** इति वक्ष्यमाणरीत्या । **अभ्युपगत** इति भवद्भिरप्यभ्युपगतः । **केवलादित्यतो**ऽग्रे 'किम्' इति गम्यम् ।

अथेत्यादि परः । **योग्य** इति शब्द इत्यर्थः । **न हि दाहमित्यादि** । एतदेवाचष्टे **तद्वदेवेति** अग्नित्वसामान्यवत् । **वाच्यवाचकेत्यादि** अतीन्द्रियां शक्तिं विना । **इतीति** अतः कारणात् । **स्वीकर्त्तव्यैवेति** भवता ।

(टि०) **अथ संकेतमात्रेणेत्यादि** ॥ **समयादपीति** संकेतादपि । **अयमिति** शब्दः । **वस्त्वित** स्वलक्षणम् । **तत्र नैयायिकानित्यादि** । **अन्यथेति** पुरुषेच्छाया वस्तुनियमे सति । **तदिच्छाया** इति पुरुषेच्छायाः ।

**इतरस्त्विति** गत्वौत्वादिसामान्यसंबन्धवर्जितः । **अग्नित्वं हि दाहवदिति** दाहे इव । **विजातीयकारणेति** जलाद्युत्पाद्येषु कार्येषु क्लेदादिषु ॥ **तुल्यरूपमिति** समानम् । **पिपासापनोदमिति** तृषापहारमपि कुर्यात् ॥ **तद्वदेवेति** अग्नित्वादिवदेव ।

§५ अथ किमनेनातीन्द्रियशक्तिकल्पनाक्लेशेन ? करतलानलसंयोगादिसहकारिकारणनिकरपरिकरितं कृपीटयोनिस्वरूपं हि स्फोटघटनपाटवं प्रकटयिष्यति, किमवशिष्टं यदनया करिष्यते ? । तथा च जयन्तः–

"स्वरूपादुद्भवत्कार्यं सहकार्युपबृंहितात् ।
नहि कल्पयितुं शक्तं शक्तिमन्यामतीन्द्रियाम्" ॥१॥ [न्यायमं० पृ०२८]

यत्तूक्तम्–अग्निर्दाहवत्पिपासापनोदमपि विदध्यादिति । तन्न सत् । न हि वयमद्य कञ्चिदभिनवं भावानां कार्यकारणभावमुत्थापयितुं शक्नुमः, किन्तु यथाप्रवृत्तमनुसरन्तो व्यवहरामः । न ह्यस्मदिच्छया आपः शीतं शमयन्ति, कृशानुर्वा पिपासाम्, [1]किन्तु तत्र दाहादावन्वयव्यतिरेकाभ्यां वा, वृद्धव्यवहाराद्वा ज्वलनादेरेव कारणत्वमवगच्छाम इति तदेव तदर्थिन उपाददमहे, न जलादि ।

**નૈયાયિક**—અતીન્દ્રિય શક્તિની કલ્પના કરવાના ક્લેશની શું જરૂર છે ? કારણ કે કરતલ (હથેલી) અને અગ્નિના સંયોગ આદિ રૂપ સહકારી કારણો મળ્યે અગ્નિનું સ્વરૂપ પોતે જ સ્ફોટ (ફોલ્લા)ને ઉત્પન્ન કરવાની પોતાની કુશલતા પ્રકટ કરશે. અર્થાત્ અગ્નિના સ્વરૂપથી જ ફોલ્લો ઉત્પન્ન થઇ જશે તો પછી શું બાકી રહ્યું કે જે એ અતીન્દ્રિય શકિતથી થશે ? જયંત નામના આચાર્યે પણ કહ્યું છે કે—

"સહકારી કારણોથી પુષ્ટ થયેલ વસ્તુસ્વરૂપથી કાર્ય ઉત્પન્ન થઇ જાય છે, માટે તેનાથી ભિન્ન કોઇ બીજી અતીન્દ્રિય શકિત કલ્પવી શકય નથી." વળી તમોએ જે કહ્યું કે-દાહની જેમ તરસ છીપાવવાનું કાર્ય પણ અગ્નિ કરે તે યોગ્ય નથી. કારણ કે-પદાર્થોનો કોઈ નવીન કાર્યકારણભાવ ઊભો કરવાને અમે શકિતમાન્ નથી, પરંતુ ઘટના જે રીતે ઘટે છે તેનું અનુસરણ કરીને અમે વ્યવહાર કરીએ છીએ. અમારી ઈચ્છાથી કાંઇ જલ શીતનું શમન કરતું નથી અને અગ્નિ તૃષાને દૂર કરતી નથી, પરંતુ દાહાદિ કાર્યોની અન્વયવ્યતિરેકથી અથવા વૃદ્ધ વ્યવહારથી અગ્ન્યાદિમાં જ કારણતાનો નિશ્ચય કરીએ છીએ, માટે અમે અગ્નિને જ ગ્રહણ કરીએ છીએ, પરંતુ જલાદિ ગ્રહણ કરતા નથી.

---

१ पिपासाम्, तत्र–इति पञ्जिकासंमतः पाठः ।

(प०) अथेत्यादि परः। क्लेशेनेत्यतोऽग्रे 'यतः' इति गम्यम्। संयोगादीति आदि शब्दार्थोऽग्रे पूर्वपक्षे निर्वहिष्यति। हीति 'हि'शब्द एवार्थः। अनयेति शक्त्या। जयन्त इति जयन्तमञ्जर्याम्।

स्वरूपादिति। केवलात् कार्यमिति दाहादि। सहकार्युपबृंहितादिति करतलसंयोगाद्युपबृंहितात्। अन्यामिति स्वरूपमात्राद् व्यतिरिक्ताम्।

यत् तूक्तमिति जैनेन। पिपासामित्यतोऽग्रे "'किंतु' इति गम्यम्। दाहादाविति विषये।

(टि०) यदनयेति शक्तिकल्पनया।

स्वरूपादिति करतलानलसंयोगादिसहकारिकारणकलापपरिकरितात्मस्वरूपात् कृपीटयोनेः स्वभावात् कार्यम्–दाहादि उत्पद्यमानं अन्याम् स्वरूपाद्व्यतिरिक्ताम् शक्तिम् अदृश्यसामर्थ्यसमर्थनक्षमर्थतां नाश्रयति। न हि वयमित्यादि॥ यथाप्रवृत्तमिति प्रवृत्त्यनतिक्रमेण लोकव्यवहारेणेत्यर्थः। तदेवेति अग्नित्वादि। तदर्थिन इति दाहाभिलाषिणः।

§६ तदेतदतथ्यम्। यतो यथाभूतादेव विभावसोर्दाहोत्पत्तिः प्रतीयते, तथाभूतादेव मणिमन्त्रयन्त्रतन्त्रौषधादिसन्निधाने सति न प्रतीयते। यदि हि दृष्टमेव रूपं स्फुटं स्फोटं घटयेत्, तदा तदानीं तस्य समस्तस्य सद्भावात्तदनुत्पादो न स्यात्। अस्ति चासौ ततो दृष्टरूपस्य व्यभिचारं प्रपञ्चयन्नतीन्द्रियायाः शक्तेः सत्त्वं समर्पयति। तथा च–

"स्वरूपात् क्वाप्यनुद्यत्तत् सहकार्युपबृंहितात्।
किं न कल्पयितुं शक्तं शक्तिमन्यामतीन्द्रियाम्?" ॥१॥

§७ यत्तूक्तम्–दाहादावन्वयव्यतिरेकाभ्यां वा, वृद्धव्यवहाराद्वा ज्वलनादेरेव कारणत्वमवगच्छाम इति। तदुक्तिमात्रमेव। यत एव हि दाहदहनयोः कार्यकारणभावनियमः प्रसिद्धिपद्धतिप्रतिबद्ध एव, तत एव प्रसङ्गः प्रवर्त्यते। यदि कृशानुः स्वरूपमात्रादेव दाहमुत्पादयेत्, तर्हि तदविशेषादुदन्याऽपनोदमपि विदध्यादिति। अथ न मणिमन्त्रादिप्रतिबन्धकनैकट्ये स्फोटानुत्पत्तिरदृष्टं रूपमाक्षिपति। यथा ह्यन्वयव्यतिरेकाभ्यामवधृतसामर्थ्यो दहनो दाहहेतुः, तथा प्रतिबन्धकाभावोऽपि। स च प्रतिबन्धकयोगे विनिवृत्त इति सामग्रीवैगुण्यादेव दाहस्यानुत्पत्तिः, न तु शक्तिवैकल्यादिति चेत्। तदयुक्तम्। यतः प्रतिबन्धकाभावो भावादेकान्तव्यतिरिक्तः कथं किञ्चित्कार्यं कुर्यात्, कूर्मरोमराजीवत्?।

જૈન—એમ કહેવું યોગ્ય નથી. કારણ કે જે પ્રકારની અગ્નિથી દાહાદિ કાર્યની ઉત્પત્તિ થતી જોવાય છે, તે જ પ્રકારની અગ્નિથી જ્યારે મણિ (ચંદ્રકાંત

१ पञ्जिकाकारेण 'किन्तु' इति मूले नोपलब्धमिति गम्यत्वेन निर्देशः कृतः।

મણિ), મંત્ર, યંત્ર, તંત્ર કે ઔષધિ વિગેરે તેની સમીપમાં હોય છે ત્યારે દાહાદિ કાર્યની ઉત્પત્તિ જોવાતી નથી. વળી, જો અગ્નિનું દૃષ્ટ સ્વરૂપ જ સ્પષ્ટ રીતે ફોલ્લાને ઉત્પન્ન કરતું હોય તો, તે વખતે એટલે કે જ્યારે મણિ-મન્ત્ર-યન્ત્ર તંત્ર કે ઔષધિ તેની સમીપમાં હોય ત્યારે, તે સંપૂર્ણ સ્વરૂપે હોવા છતાં ફોલ્લો ઉત્પન્ન ન કરે એવું ન બને. પણ એવું બને તો છે. માટે આ ફોલ્લાની અનુત્પત્તિ અગ્નિના દૃષ્ટ સ્વરૂપમાં વ્યભિચારને વિસ્તારતી હોઈ અતીન્દ્રિય શક્તિને સત્તા સમર્પિત કરે છે એટલે કે અગ્નિ સ્વરૂપે વિદ્યમાન છતાં તેવે પ્રસંગે દાહજનક તે બનતી નથી, તેથી તે સિવાય અદૃષ્ટ કોઈ શક્તિનું અસ્તિત્વ સિદ્ધ થાય છે. અને કહ્યું-પણ છે "સહકારી કારણોનો સહકાર છતાં સ્વરૂપથી કોઈક સ્થળે કાર્ય ઉત્પન્ન થતું નથી માટે દૃષ્ટરૂપથી ભિન્ન એવી અતીન્દ્રિય શક્તિ કેમ નહિ કલ્પી શકાય ?

§૭. વળી, અન્વય વ્યતિરેક અથવા વૃદ્ધ વ્યવહારથી દાહાદિ કાર્યમાં અગ્નિ આદિની કારણતાનો નિશ્ચય કરીએ છીએ—એમ તમોએ જે કહ્યું તે તો કથન માત્ર છે અર્થાત્ તેમાં યુક્તિ નથી, કારણ કે જે કારણે દાહ અને દહન (અગ્નિ)-માં કાર્યકારણભાવનો નિયમ સિદ્ધ નથી થતો તે જ કારણે પ્રસંગ દોષ આવે છે. તે આ પ્રમાણે—જો અગ્નિ સ્વરૂપથી જ દાહ ઉત્પન્ન કરતો હોય તો-તે સ્વરૂપમાં અવિશેષ-અભેદ હોવાથી તરસની પીડાનો નાશ પણ કરે. અર્થાત્ સ્વરૂપથી ભિન્ન એવી દાહ શક્તિ માનવી જોઈએ.

નૈયાયિક—મણિ-મન્ત્રાદિરૂપ પ્રતિબન્ધકની નિકટતાથી ફોલ્લાની અનુત્પત્તિ અદૃષ્ટરૂપ-અતીન્દ્રિય શક્તિની સિદ્ધિ કરી શકતી નથી, કારણ કે જેમ અન્વય વ્યતિરેકથી અગ્નિ દાહમાં સમર્થ છે એવો નિશ્ચય હોઈ તે દાહનું કારણ છે એમ સિદ્ધ થાય છે, તેમ પ્રતિબન્ધકાભાવ પણ દાહનું કારણ સિદ્ધ થાય છે. અને પ્રતિબન્ધકાભાવ પ્રતિબંધકનો યોગ હોય ત્યારે નથી. માટે સામગ્રીની વિકલતાથી દાહની અનુત્પત્તિ છે, અને નહિ કે શક્તિના અભાવથી.

જૈન—તે અયોગ્ય છે. કારણ કે ભાવ-પદાર્થથી એકાન્ત ભિન્ન એવો કાચબાના રોમની જેવો પ્રતિબંધકાભાવ કઈ રીતે કોઈ પણ કાર્ય કરશે ? અર્થાત્ પ્રતિબંધકાભાવ તુચ્છ હોઈ કોઈ પણ કાર્ય નહિ કરે.

(૫૦) **तदेतदि**त्यादि सूरिः । **यथाभूतादि**ति ज्वलद्रूपात् । **तदानीमि**ति मणिमन्त्रयन्त्रतन्त्रौषधादिसन्निधाने । **तदनुत्पादो न स्यादि**ति स्फोटानुत्पादः करतलसंयोगेऽपि । **असावि**ति स्फोटानुत्पादः ।

**स्वरूपेत्यादि**पद्ये **तदि**ति दाहादि ।

**यत् तूक्तमि**ति यौगेन । **प्रसङ्ग** इति अनिष्टापादनप्रसङ्गः । **तदविशेषादि**ति स्वरूपाविशेषात् । **अथेत्यादि** परः । **नैकट्ये** इति नैकट्ये सति । **अदृष्टमि**ति शक्तिलक्षणम् । [1]**प्रतिबन्धकयोगे** इति संयोगे सति । **तदयुक्तमि**ति जैनः । **भावादेकान्तव्यतिरिक्त** इति भवन्मते ।

---

१ प्रतिबन्धकप्रयोगे-ल क ।

(टि०) **प्रतीयते** इति अस्माभिरिति शेषः । **तदेति** मणि-मन्त्र-यन्त्र-तन्त्रौषधादिसन्निधानेऽपि । **तस्येति** रूपस्य । **समस्तस्येति** प्रत्यक्षलक्षणस्य न परोक्षादिविहितस्य । **तदनुत्पाद** इति स्फोटानुत्पादः । **असाविति** स्फोटानुत्पादः ।

**स्वरूपादिति**। **तदिति** कार्यम् ।

**तदविशेषादिति** स्वरूपमात्रविशेषवैमुख्यात् । **उदन्यापनोदमिति** तृषार्त्तिनाशमपि । **अदृष्टं रूपमिति** शक्तिलक्षणम् । **स चेति** प्रतिबन्धकाभावः । **कूर्मरोमराजीवदिति** यथा असत्कल्पा कूर्मरोमराजी किमपि कार्यं नार्जयति तथा अभावोऽपि भावादत्यन्तव्यतिरिक्ततयाऽसत्कल्पत्वादकिञ्चित्करः सन्, भावः क्रियासाधक इति भावः ।

§८ ननु नित्यानां कर्मणामकरणात्प्रागभावस्वभावात् प्रत्यवाय उत्पद्यते, अन्यथा नित्याकरणे प्रायश्चित्तानुष्ठानं न स्याद्, वैयर्थ्यात् । तन्न तथ्यम् । नित्याकरणस्वभावात् क्रियान्तरकरणादेव प्रत्यवायोत्पत्तेरभ्युपगमात्, त्वन्मतस्य तस्य तद्धेतुत्वासिद्धेः ।

§९ यदप्युच्यते—

"सुखदुःखसमुत्पत्तिरभावे शत्रुमित्रयोः ।
कण्टकाभावमालक्ष्य पादः पथि निधीयते" ॥१॥

तत्राप्यमित्रमित्रकण्टकाभावज्ञानानामेव सुखदुःखाङ्घ्रिनिधानकार्यकारित्वम्, न त्वभावानाम् । तज्ज्ञानमप्यमित्रमित्रकण्टकविविक्तप्रतियोगिवस्त्वन्तरसम्पादितमेव, न तु त्वदभिमताभावकृतम् ।

§૮ નૈયાયિક—અભાવ પણ કાર્યકારી છે. જેમકે-નિત્ય કર્મનું અકરણ એ તેનો પ્રાગભાવ છે. અને તે પ્રાગભાવથી પ્રત્યવાય (બાધા-પીડા-પાપરૂપ ભાવ) ઉત્પન્ન થાય છે. અન્યથા એટલે કે પ્રત્યવાયનો અનુત્પાદ માનો તો નિત્ય કર્મના અકરણમાં પ્રાયશ્ચિત્તનું અનુષ્ઠાન ન કરવું જોઈએ, કારણ કે પ્રત્યવાયના અભાવમાં તે વ્યર્થ છે. સારાંશ એ છે કે નિત્યકર્મનું અનાચરણ એ પ્રાયશ્ચિત્તનું કારણ છે. જો અનાચરણ પ્રત્યવાય પેદા ન કરે તો પછી પ્રાયશ્ચિત્ત શા માટે ?

જૈન—તે તથ્ય નથી. કારણ કે નિત્યકર્મને ન કરવાથી પ્રત્યવાયની ઉત્પત્તિ નથી પરંતુ નિત્યકર્મના અકરણરૂપ જે અન્ય ક્રિયાનું કરણ છે તેથી જ પ્રત્યવાયની ઉત્પત્તિ સ્વીકારાયેલી છે, એટલે તમોને ઇષ્ટ પ્રાગભાવ પ્રત્યવાયરૂપ કાર્યના હેતુરૂપે અસિદ્ધ છે.

§૯ વળી "શત્રુના અભાવથી સુખ અને મિત્રના અભાવથી દુઃખની ઉત્પત્તિ થાય છે અને બુદ્ધિમાન્ પુરુષ કંટકનો અભાવ જોઈને જ પગ મૂકે છે." એવું જે કહેવાય છે તેમાં પણ શત્રુ-મિત્ર અને કંટકનો અભાવ કારણ નથી પણ તેનું જ્ઞાન અનુક્રમે સુખ દુઃખ અને પગ મૂકવામાં કારણ છે, અને તે અભાવનું જ્ઞાન પણ શત્રુ-મિત્ર અને કંટકથી ભિન્ન એવી તેમની પ્રતિયોગિરૂપ અન્યવસ્તુથી ઉત્પન્ન થયેલ છે, પરંતુ તમોને માન્ય અભાવથી અભાવનું જ્ઞાન ઉત્પન્ન થયેલ નથી.

(प०) **नन्विति** परः । **नित्यानामिति** स्नानादीनाम् । **प्रत्यवाय** इति दोषः । **अन्यथेति** दोषाभावे । **न तथ्यमिति** आचार्यः । **क्रियान्तरकरणादिति** नित्यं न कृतं किमपि क्रियान्तरकृतमिति गर्भः । **तस्येति** नित्याकरणस्य । **तद्धेतुत्वासिद्धेरिति** प्रत्यवायहेतुत्वासिद्धेः ।

**उच्यत** इति भवता वक्ष्यमाणम् ।

**आलक्ष्येति** ज्ञात्वा । **निधीयत** इति अभावादपि कार्योत्पत्तिर्जातेति पराशयः । **तत्रापीत्यादि** सूरिः । **तज्ज्ञानमपीति** ननु ज्ञानं तावदभावादुत्पन्नमेतावता च ज्ञानलक्षणं कार्यमुत्पादितमभावेनेति पराभिप्रायः । **अमित्रे** इत्यादिगद्ये **चिचिक्कशब्देन** रहित इति ज्ञेयम् । **वस्त्वन्तरसम्पादितमिति** ग्रामस्थानादि ।

(टि०) **प्रत्यवाय** इति अपवादः । **अन्यथेति** अपवादानुत्पादे । **त्वन्मतस्येति** तवाभीष्टस्य । **तस्येति** अभावस्य । **तद्धेतुत्वासिद्धेरिति** कार्यहेतुत्वासिद्धेः ।

**तज्ज्ञानमपीति** अभावादुत्पन्नज्ञानम् । **त्वदभिमतेति** तवाभीष्टेन निःस्वभावेनाऽभावेन विहितम् ।

§१० अथ भाववदभावोऽपि भावजननसमर्थोऽस्तु । को दोषः ? । न हि निःशेषसामर्थ्यरहितत्वमभावलक्षणम्, अपि तु नास्तीतिज्ञानगम्यत्वम् । सत्प्रत्ययगम्यो हि भाव उच्यते, असत्प्रत्ययगम्यस्त्वभाव इति चेत् । तदयुक्तम् । त्वदभ्युपगताभावस्य भावात्सर्वथा पार्थक्येन स्थितस्य भावोत्पादकत्वविरोधात् । तथाहि–विवादास्पदीभूतोऽभावो भावोत्पादको न भवति, भावादेकान्तव्यतिरिक्तत्वात्, यदेवं तदेवं यथा तुरङ्गशृङ्गम्, तथा चायं, तस्मात् तथा । प्रागभावप्रध्वंसाभावपरस्पराभावस्वभावो ह्यभावो वस्तुनो व्यतिरिक्तमूर्त्तिर्भावोत्पादकः परैरिष्टः, सोऽत्र विवादपदशब्दितः । अन्यथा जैनस्य भावाविष्वग्भूताभावैर्भावोत्पादकत्वेनाङ्गीकृतैर्बाधा स्यात् । यौगस्य चात्यन्ताभावेन भावानुत्पादकेन सिद्धसाध्यता भवेत् ।

§૧૦ નૈયાયિક—ભાવની જેમ અભાવ પણ ભલે ભાવને ઉત્પન્ન કરવા સમર્થ હો, તેમાં શું દોષ છે ? કારણ કે સર્વથા સામર્થ્યરહિતપણું અભાવનું લક્ષણ નથી, પરંતુ 'નથી' એવા જ્ઞાનનો વિષય બનવો–એ અભાવનું લક્ષણ છે, કારણ કે ભાવ તે છે, જે 'સત્' એવા જ્ઞાનથી ગમ્ય છે અને અભાવ તે છે જે 'અસત્' એવા જ્ઞાનથી ગમ્ય છે.

જૈન—તે અયોગ્ય છે કારણ કે તમે માનેલ ભાવથી સર્વથા ભિન્ન એવા અભાવમાં ભાવોત્પાદકતાનો વિરોધ છે. તે આ પ્રમાણે–વિવાદાસ્પદ અભાવ ભાવનો ઉત્પાદક નથી, ભાવથી એકાન્ત ભિન્ન હોવાથી, જે ભાવથી એકાન્ત ભિન્ન હોય તે ભાવોત્પાદક ન હોય, જેમકે-ઘોડાનું શિંગડું, આ અભાવ પણ ભાવથી એકાંત ભિન્ન છે, માટે તે ભાવોત્પાદક નથી. વસ્તુથી ભિન્ન છે, માટે તે ભાવોત્પાદક નથી. વસ્તુથી ભિન્ન સ્વભાવવાળા પ્રાગભાવ, પ્રધ્વંસાભાવ, પરસ્પરાભાવ–ઇતરેતરાભાવરૂપ અભાવોને તમો નૈયાયિકોએ ભાવોત્પાદક માનેલ છે, અને તે અભાવો જ અહીં વિવાદાસ્પદ સમજવાના છે. તેમને વિવાદાસ્પદ ન.

ગણીએ તો જૈનો જેને ભાવોત્પાદક માને છે અને જે ભાવથી કથંચિત્ અભિન્ન છે તેવા અભાવોથી, તેઓ પણ અભાવ હોઈ, બાધા(પક્ષ દોષ) આવશે, અને વળી નૈયાયિકસંમત અત્યંતાભાવ તો તેમને મતે પણ ભાવનો અનુત્પાદક હોવાથી તેને લઈને અનુમાનમાં સિદ્ધસાધ્યતા (સિદ્ધસાધન) દોષ આવશે.

(प०,अथेत्यादि परः । **सत्प्रत्ययगम्य** इत्यादि पर एतदेव व्याचष्टे। **तदयुक्तमि**ति जैनः **भावाविष्वग्भूताभावैरि**ति भावाविष्वग्भूताश्च तेऽभावाश्च तैरिति विग्रहः । **बाधे**ति जैनस्य बाधा स्यादित्यर्थः । **सिद्धसाध्यते**ति जैन(यौग)स्य अत्यन्ताभावं भावानुत्पादकं सोऽपि मन्यते एव ।

(टि०) **विवादास्पदी**ति भवदीप्सितो निःस्वाभावोऽभावः। **प्रागभावे**त्यादि ॥ **परैरि**ति नैयायिकादिभिः । **स** इति पराभ्युपगताभावः ॥ **अन्यथे**ति सर्वाभावग्रहणे ॥ **भावाविष्वगि**ति भावेन सह कथंचित्तादाम्यमापन्नैरभावैः ।

§११ नन्वयं धर्मित्वेनोपात्तोऽभावो भवद्भिः प्रतिपन्नो न वा । यदि प्रतिपन्नः, किं प्रत्यक्षाद्, अनुमानाद्, विकल्पाद् वा, उपमानादेरत्रानुचितत्वात् । यदि प्रत्यक्षात्, तदा कथमभावस्य भावोत्पादनापवादः सूपपादः स्यात्? प्रत्यक्षस्यैवोत्पादितत्वात् । अनुमानात्तु तत्प्रतिपत्तौ, तत्राप्यभावधर्मिणः प्रतीतिरनुमानान्तरादेव, इत्यत्रानवस्थादौःस्थ्यस्थेमा । विकल्पादपि तत्प्रतीतिः, प्रमाणमूलात्, तन्मात्रादेव वा? न प्रथमात्, प्रमाणप्रवृत्तेस्तत्र तिरस्कृतत्वात् । विकल्पमात्रात्तु तत्प्रतीतिरसत्कल्पा, ततः कस्यापि प्रतिपत्तेरनुपपत्तेः । अन्यथा प्रामाणिकानां प्रमाणपर्येषणमरमणीयं स्यात् । तथा चाश्रयासिद्धो हेतुः । अथाप्रतिपन्नः । तर्हि कथं धर्मितयोपादायि? उपात्ते चास्मिन् हेतुराश्रयासिद्ध एव ।

§૧૧ નૈયાયિક—ઉપરોક્ત અનુમાનમાં તમે અભાવને ધર્મી (પક્ષ) તરીકે કહેલ છે, તો–તે ધર્મી તમને જ્ઞાત છે કે નહીં? જ્ઞાત હોય તો–પ્રત્યક્ષથી, અનુમાનથી કે વિકલ્પથી છે? કારણ કે ઉપમાનાદિ પ્રમાણો તો અહીં ઉચિત નથી. પ્રત્યક્ષ પ્રમાણથી જ્ઞાત હોય તો–અભાવ ભાવનો ઉત્પાદક નથી એવો–અભાવ વિષેનો અપવાદ યુક્તિસંગત કઈ રીતે થશે? કારણ કે–અભાવે પ્રત્યક્ષ રૂપ ભાવને તો ઉત્પન્ન કર્યો છે. અનુમાન પ્રમાણથી અભાવરૂપ ધર્મી જ્ઞાત હોય તો–તે અનુમાનમાં પણ અભાવરૂપ ધર્મીની પ્રતીતિ વળી બીજા અનુમાનથી થશે એમ અનવસ્થા દોષ આવશે. વિકલ્પ માત્રથી અભાવરૂપ ધર્મીની સિદ્ધિ થતી હોય તો તે–પ્રમાણમૂલક વિકલ્પથી કે કેવલ વિકલ્પથી થાય છે? અભાવરૂપ ધર્મીમાં પ્રમાણોની પ્રવૃત્તિનું ખંડન કરી ચૂકયા છીએ માટે પ્રમાણમૂલક વિકલ્પથી અભાવરૂપ ધર્મીની સિદ્ધિ કહો તો–તે સિદ્ધિ અસત્ રૂપ છે, કારણ કે વિકલ્પ માત્રથી કોઈ પણ પદાર્થની સિદ્ધિ થતી નથી. અન્યથા પ્રામાણિક પુરુષોનું પ્રમાણનું શોધવું વ્યર્થ થઈ જશે. એ રીતે અભાવરૂપ

(टि०) **विकल्पमात्रादि**त्यादि ॥ **तत्प्रतिपत्तिमि**ति धर्मितयोपात्ताभावप्रतिपत्तिम् । **अवस्तुनी**ति वान्ध्येयादौ विषये । **अन्यथे**ति विकल्पसिद्धयस्वीकारे । **अयमि**ति वान्ध्येयादिशब्दः । **तूष्णीमि**ति मौनमाश्रयतः । **अस्ये**ति नैयायिकस्य । **अप्रतिपित्सितमि**ति प्रतिपत्तुमनिष्टं किञ्चिज्जल्पतः । **तथाविधे**ति अप्रतिपित्सितवाक्योद्गारे । **एतदि**ति वाक्यम् । **प्रमाणगवेषणे** इति प्रमाणान्वेषणे । **उभयाभाव** इति विधिनिषेधाभावः । **अस्तु वोभये**त्यादि । **तत्रे**ति उभयप्रतिषेधप्रतिज्ञायाम् ।

**तत्र चे**ति तुरङ्गशृङ्गे । [1]**अस्ये**ति तुरङ्गविषाणदृष्टान्तस्य ।

§१३ ननु जैनैर्भावादभिन्नस्याभावस्याभ्युपगमाद्, वाद्यसिद्धो हेतुरिति चेत् तदसत्। पराभ्युपगताभावस्य धर्मीकृतत्वात्, तस्य च भावादेकान्तेन पृथग्भूततया जैनैरपि स्वीकारात्। न खल्ववस्तु वस्तुभूताद्भावादभिन्नमिति मन्यन्ते जैनाः। ततो नाभावो भावोत्पादकस्तवास्तीति सिद्धम् ।

§१३ નૈયાયિક—જૈનોએ અભાવને ભાવથી અભિન્ન સ્વીકારેલ હોવાથી 'ભાવથી એકાન્ત ભિન્ન હોવાથી' એ હેતુ વાદી જૈનને અસિદ્ધ છે.

જૈન—તે અસંગત છે. કારણ કે-અમે નૈયાયિકોએ સ્વીકારેલ અભાવને જ ધર્મી કહેલ છે, અને તેને તો જૈનો પણ ભાવથી એકાંત ભિન્ન સ્વીકારે છે. કારણ કે-જૈનો અવસ્તુને વસ્તુરૂપ ભાવથી અભિન્ન માનતા નથી. માટે તમોને માન્ય અભાવ ભાવોત્પાદક નથી એ સિદ્ધ થયું.

(प०) **नन्वि**ति परः पृच्छति । **वाद्यसिद्ध** इति वादिनो भवतोऽसिद्धः । **तदसदि**त्यादि जैनः । **पराभ्युपगताऽभावस्ये**ति यौगाभ्युपगताऽभावस्य । **तस्ये**ति पराभ्युपगताभावस्य स्वीकारादित्यग्रे 'यतः' इति गम्यम् । **अवस्त्वि**ति पराभ्युपगताभावरूपम् ।

(टि०) **पराभ्युपगते**ति नैयायिकाङ्गीकृताभावस्य । **तस्ये**ति पराभ्युपगताभावस्य ।

§१४ किञ्च । यदा प्रतिबन्धकाभावो विभावसुस्वरूपादेकान्तभिन्नोऽभ्युपागामि, तदा विभावसुः प्रतिबन्धकस्वभावः स्वीकृतः स्यात्, प्रतिबन्धकाभावाद् व्यावर्तमानत्वात्, मणिमन्त्रादिप्रतिबन्धकस्वरूपवत्। तथा च कथं कदाचिद्दाहादिकार्योत्पादो भवेत् ? विभावसोरेव प्रतिबन्धकत्वात्। अथ कथं विभावसुः प्रतिबन्धकः स्यात् ?, तत्र प्रतिबन्धकप्रागभावस्य विद्यमानत्वात्। तदनवदातम्। एतावता हि तत्र वर्तमानः प्रतिबन्धकप्रागभाव एव प्रतिबन्धकस्वभावो मा भूत्, विभावसुस्वरूपं तु तदभावाद् व्यावर्तमानं प्रतिबन्धकतां कथं न कलयेत् ?। यथा हि प्रतिबन्धकः स्व(स्वा)भावाद् व्यावर्त्तमानः प्रतिबन्धकतां दधाति, तथा तनूनपादपि प्रतिबन्धकाभावाद् व्यावर्त्तमानमूर्तिः कथं न प्रतिबन्धकरूपतां प्रतिपद्येत ?। स्याद्वादिनां तु भावाभावोभयात्मकं वस्त्विति प्रतिबन्धकाभावात्मनः कृष्णवर्त्मनो न प्रतिबन्धकरूपता ।

---

१ न तस्य-इति मूलपाठः डे २ संमतः ।

§૧૪ વળી, તમે પ્રતિબંધકાભાવને અગ્નિથી એકાંત ભિન્ન માનતા હો તો મણિમન્ત્રાદિ પ્રતિબંધકના સ્વરૂપની જેમ અગ્નિ પણ પ્રતિબંધકાભાવથી ભિન્ન હોવાથી તમારે તેને પ્રતિબંધક રૂપે માનવો પડશે, અને તેમ થતાં અગ્નિથી ક્યારેય પણ દાહાદિકાર્યની ઉત્પત્તિ થશે નહિ, કારણ કે અગ્નિ પોતે પ્રતિબંધક છે.

નૈયાયિક—અગ્નિ પ્રતિબંધકરૂપે કઈ રીતે હોઈ શકે ? કારણ કે તેમાં તો પ્રતિબંધકનો પ્રાગભાવ છે.

જૈન—તમારું આ કથન દૂષિત છે. કારણ કે એથી તો એમ કહી શકાય કે અગ્નિમાં રહેલ પ્રતિબંધકપ્રાગભાવ જ પ્રતિબંધક સ્વભાવ નથી, પરંતુ સ્વયં અગ્નિ જે પ્રતિબંધક પ્રાગભાવથી ભિન્ન છે તે પ્રતિબંધકરૂપ કેમ નહિ બને ? જેમ પ્રતિબંધક પોતાના અભાવથી જુદો હોઈ પ્રતિબંધક બને છે, તેમ અગ્નિ પણ પ્રતિબંધકાભાવથી ભિન્ન સ્વરૂપવાળો હોવાથી પ્રતિબંધક સ્વભાવ કેમ નહિ બને ? અને અમો સ્યાદ્વાદીઓના (અનેકાંતવાદીઓના) મતમાં તો વસ્તુમાત્ર ભાવાભાવ ઉભયસ્વરૂપ હોવાથી પ્રતિબંધકાભાવ સ્વરૂપ અગ્નિ પ્રતિબંધકસ્વરૂપ નથી.

(प०) **अथे**त्यादि परः । **तत्रे**ति विभावसौ **प्रतिबन्धकप्रागभावस्ये**ति अद्यापि प्रतिबन्धस्यानुत्पन्नत्वात् ।

(टि०) **अथ कथ**मित्यादि ॥ **तत्रे**ति विभावसौ । **तत्रे**ति कृपीटयोनौ । **तदभावादि**ति प्रतिबन्धकाभावात् । **स्याद्वादिना**मिति जैनानाम् ।

§१५ किञ्च । प्रतिबन्धकाभावस्य कारणत्वे, प्रतिबन्धकस्य कस्यचिन्नैकटयेऽपि प्रतिबन्धकाभावान्तराणामनेकेषां भावात् कथं न कार्योत्पादः? । न हि कुम्भकारकारणः कुम्भः कुम्भकारस्यैकस्याभावेऽपि कुम्भकारान्तरव्यापारान्न भवति । न चैक एव कश्चित्प्रतिबन्धकाभावः कारणम्, यदभावात् तदानीं न कार्यं जायते, तद्वदेव, त्वन्मतेन सर्वेषामवधृतसामर्थ्यत्वात् ।

§१६ अथ सर्वे प्रतिबन्धकाभावाः समुदिता एव कारणम्; न पुनरेकैकशः कुम्भकारवत्, तर्हि कदाचिदपि दाहादिकार्योत्पत्तिर्न स्यात्, तेषां सर्वेषां [न] कदाचिदभावाद्, भुवने मणिमन्त्रतन्त्रादिप्रतिबन्धकानां भूयसां संभवात् ।

§१७ अथ ये प्रतिबन्धकास्तं तनूनपातं प्रतिबद्धुं प्रसिद्धसामर्थ्याः, तेषामेवाभावाः सर्वे कारणम्, न तु सर्वेषाम्, सर्वशब्दस्य प्रकारकार्त्स्न्ये वर्त्तमानस्य स्वीकारात्—इति चेत् ।

ननु प्रसिद्धसामर्थ्या इति सामर्थ्यशब्दस्यातीन्द्रिया शक्तिः, स्वरूपं वा प्रतिबन्धकानां वाच्यं स्यात् । प्राच्यपक्षकक्षीकारे; क्षीणः क्षणेनावयोः कण्ठशोषः; अतीन्द्रियशक्तिस्वीकारात् । द्वितीयपक्षे तु त एव तं प्रति प्रतिबन्धकाः; नापरे, इति कौत-

धर्मीनी सिद्धि थती नथी. तेथी पूर्वोक्त हेतु आश्रयासिद्ध छे. अने पूर्वोक्त अभावरूप धर्मी ज्ञात न होय तो धर्मी तरीके तेनुं उपादान केम कर्युं ? अज्ञात छतां उपादान कर्युं तो हेतु आश्रयासिद्ध ज थयो.

(प०) **नन्वयमि**त्यादि यौगः प्रत्यवतिष्ठते । **प्रतिपन्न** इति । भावोत्पादकत्वेन । **उपमानादे**रिति उपमानाद्यभावात् । **तत्प्रतिपत्ता**विति अभावप्रतिपत्तौ । **तत्रापी**ति अनुमानेऽपि । **तत्प्रतीति**रिति अभावप्रतीतिः । **तत्रे**ति अभावे । **तिरस्कृतत्वा**दिति पूर्वमेव । **तत** इति विकल्पमात्रात् । **कस्यापी**ति पदार्थस्य । **अन्यथे**ति विकल्पादेव साध्यसिद्धौ । **आश्रयासिद्ध** इति विकल्पादेवाभावाऽसिद्धेः । **धर्मितये**ति प्रतीतो हि धर्मी क्रियते ।

(टि०) **अत्रे**ति अभावप्रतिपत्तौ । **तत्प्रतिपत्ता**विति अभावप्रतिपत्तौ । **तत्रापी**ति अभावप्रतिपत्तिसाधकानुमाने । **तत्प्रतीति**रिति अभावप्रतीतिः । **तन्मात्रा**दिति विकल्पमात्रादेव । **तत्रे**ति अभावे धर्मिणि । **तत** इति विकल्पमात्रात् । **अन्यथे**ति विकल्पमात्रादेव प्रतिपत्तिसिद्धौ । **तथा चे**ति अभावप्रतीतौ साधकप्रमाणाभावे ॥ **उपादायी**ति उपात्तः । **उपात्त** इति अप्रतिपन्नेऽभावे धर्मितया गृहीते सति ।

§१२ अत्रोच्यते । विकल्पमात्रादेव तत्प्रतिपत्तिं ब्रूमहे । न चाश्रयासिद्धिः, अवस्तुनि विकल्पात् प्रसिद्धेरवश्याश्रयणीयत्वात् । अन्यथा वन्ध्यास्तनन्धयादिशब्दानुच्चारणप्रसङ्गात् । न च नोच्चार्यत एवायं मयेति वाच्यम् । वान्ध्येयोऽस्ति, नास्ति वेति पर्यनुयोगे पृथ्वीपतिपरिषद्यवश्यं विधिनिषेधान्यतराभिधायिवचनस्यावकाशात् । तूष्णीं पुष्णतोऽस्याऽप्रतिपित्सितं, किञ्चिदुच्चारयतो वा पिशाचकित्वप्रसङ्गात् । तथाविधवचनोच्चारणे च कथमेतदिति प्रमाणगवेषणेऽनुमानमुच्चार्यमाणमाश्रयसिद्धिग्रस्तम् । समस्तं निष्प्रमाणकं वचनमात्रं प्रेक्षावता प्रश्नकृताऽनपेक्षितमेव । न चोभयाभावोऽभिधातुं शक्यः । विधिनिषेधयोर्भावाभावस्वभावत्वात्, एकनिषेधेनापरविधानात् । विधिप्रतिषेधो हि निषेधः, निषेधप्रतिषेधश्च विधिः । अस्तु वोभयप्रतिषेधप्रतिज्ञा, हेतोस्तु तत्रोपादीयमानस्य नाश्रयासिद्धिपरिहारः । तदुक्तम्—

"धर्मस्य कस्यचिदवस्तुनि मानसिद्धा
बाधाविधिव्यवहृतिः किमिहास्ति नो वा ।
अस्त्येव चेत् कथमियन्ति न दूषणानि ?
नास्त्येव चेत् स्ववचनप्रतिरोधसिद्धिः" ॥१॥

अवस्तुनि बाधाविधिव्यवहारो नास्तीत्येतदनेनैव स्ववचनेन प्रतिरुध्यते; नास्तीतिप्रतिषेधस्य स्वयंकृतत्वात्, इत्यन्त्यपादस्यार्थः । तुरङ्गशृङ्गदृष्टान्तोऽपि विकल्पादेव प्रसिद्धः स्वीकर्तव्यः । तत्र च वस्त्वेकान्तव्यतिरेके सति भावानुत्पादकत्वमपि प्रतीतम्, इति नास्य साध्यसाधनोभयवैकल्यम् ।

---

१ °भावोऽस्यासिद्धः ल ।

§૧૨ જૈન—ઉક્ત અનુમાનમાં ધર્મી તરીકે ગ્રહણ કરેલ અભાવની સિદ્ધિ વિકલ્પમાત્રથી જ છે–એમ કહીએ છીએ અને છતાં હેતુમાં આશ્રયાસિદ્ધિ દોષ નથી. કારણ કે અવસ્તુ(અભાવ)રૂપ વાન્ધ્યેયાદિ પદાર્થની સિદ્ધિ વિકલ્પથી જ માનવી જોઈએ અન્યથા વન્ધ્યાપુત્રાદિ શબ્દોનો ઉચ્ચાર જ તમારાથી થઈ શકશે નહિ. અને અમે વન્ધ્યાપુત્રાદિ શબ્દો કદી પણ બોલતા જ નથી એવું પણ તમે કહી શકશો નહિ. કારણ કે જગત્માં વન્ધ્યાપુત્ર છે કે નથી? એ પ્રમાણે જ્યારે કોઈએ રાજાની સભામાં આવીને પૂછ્યું હોય ત્યારે વન્ધ્યાપુત્ર અંગે તમારે વિધાયક કે નિષેધક એ બે પ્રકારમાંથી કોઈ પણ એક પ્રકારનો ઉત્તર આપવો જ પડશે. કારણ કે–કંઈ પણ ન બોલતાં મૌન રહેશો અથવા જે વિષે કશું જ જાણવાની ઈચ્છા નથી એ વિષે કાંઈક બોલશો તો ગાંડામાં ખપશો. અને જો વન્ધ્યાપુત્ર વિષે વિધાયક કે નિષેધક ઉત્તર કરશો તો એ કઈ રીતે સિદ્ધ છે એમ પ્રશ્ન થતાં પ્રમાણ શોધવાની આવશ્યકતા ઉપસ્થિત થતાં તમે જો અનુમાન પ્રમાણનું ઉચ્ચારણ કરશો તો તે તો આશ્રયાસિદ્ધિ દોષથી ગ્રસ્ત હશે. અને બધું જ પ્રમાણરહિત વચનમાત્ર તો બુદ્ધિમાન્ પ્રશ્નકર્ત્તાને માટે અનપેક્ષિત થશે. અર્થાત્ અસંગત વચન બની જશે. વળી વન્ધ્યાપુત્રમાં અસ્તિત્વ અને નાસ્તિત્વ ઉભયનો અભાવ છે, એમ પણ તમે કહી શકશો નહિ, કારણ કે-વિધિ ભાવસ્વરૂપ છે. અને નિષેધ અભાવસ્વરૂપ છે. માટે એકના નિષેધથી બીજાનો વિધિ થઈ જ જાય છે. કેમકે–વિધિનો પ્રતિષેધ એ નિષેધ છે અને નિષેધનો પ્રતિષેધ એ વિધિ છે. અથવા તમારી ઉભયાભાવની પ્રતિજ્ઞા ભલે રહો. પરંતુ તેમાં જે હેતુ કહેશો તેના આશ્રયાસિદ્ધિદોષનો પરિહાર તો થશે નહિ. કહ્યું છે કે—

"આ જગત્માં અવસ્તુ(વાન્ધ્યેયાદિ)માં (અસ્તિત્વાદિ) કોઈ ધર્મની બાધા કે વિધિનો વ્યવહાર પ્રમાણ સિદ્ધ છે કે નથી? બાધા કે વિધિ વ્યવહાર પ્રમાણ સિદ્ધ છે એમ કહો તો–પૂર્વોક્ત આશ્રયાસિદ્ધયાદિ દોષો કેમ નહિ આવે? યદિ કહો કે–અવસ્તુમાં બાધાવિધિ વ્યવહાર પ્રમાણસિદ્ધ નથી, તો સ્વવચનના વિરોધની સિદ્ધિ થઈ."

"અવસ્તુમાં બાધાવિધિ વ્યવહાર નથી" આ વચનનો વિરોધ એ જ વચનથી છે, અર્થાત્ સ્વવચનનો સ્વવચનથી જ વિરોધ છે, કારણ કે– જો વ્યવહાર ન થતો હોય તો—'વ્યવહાર નથી' એમ કહેવું તે પણ વિરુદ્ધ છે. શ્લોકના અંતિમ પાદનો આ અર્થ જાણવો. અનુમાનમાં કહેલ 'ઘોડાના શિંગડારૂપ' દૃષ્ટાન્તને પણ વિકલ્પથી પ્રસિદ્ધ સ્વીકારવું જોઈએ, અને વસ્તુ—ભાવથી એકાન્ત ભિન્ન હોવાથી ઘોડાના શિંગડામાં ભાવની અનુત્પાદકતા પણ પ્રસિદ્ધ જ છે. માટે આ દૃષ્ટાન્ત સાધ્ય અને સાધનથી રહિત નથી.

(૫૦) **शब्दानुच्चरणप्रसङ्गादि**ति भवतोऽपि। **अस्ये**ति भवतः। **निष्प्रमाणकमि**ति अनुमानाभावे । **तत्रे**ति वान्ध्येयादौ ।

**कस्यचिदि**ति अस्तित्वादेः । **मानसिद्धे**ति प्रमाणसिद्धा । **बाधाविधिव्यवहृति**रिति निषेधविधिव्यवहारः । **इयन्ती**ति पूर्वोपन्यस्तानि । **न दूषणानी**ति भवन्मतेऽपि ।

**स्ववध्रमि**ति त्वयैव । **तत्रे**ति तुरङ्गशृङ्गदृष्टान्ते । **अस्ये**ति तुरङ्गशृङ्गदृष्टान्तस्य ।

(टि०) **या प्रश्नादि**त्यादि ॥ **प्रश्नादि**ति प्राश्निकानुयोगवशात्, विधिनिषेधभेदेन, पर्युदासस्य नञ्वाचकत्वाद् निषेधः। **बाधे**ति प्रत्यक्षादिविरुद्धसदाद्येकान्तपीडावर्जिता। **सप्त-धे**ति सप्तप्रकारा। **धर्ममि**ति सदसदाद्यम् नित्यानित्याद्यं वा। **अनेकात्मके** इति अनेक-धर्माधारभूते कथंचित्पक्षपवित्रिते इति। **निरदेशी**ति निर्दिष्टा। **ययेति** सप्तभङ्ग्या। **जल्पे**ति वादसंगरचत्वरे। **विजयते** इति 'वि'पूर्वः 'जि जये' 'वि-पराभ्यां जिः" [कान्तन्त्रे पृ० १८४ ३ २१४२ सूत्रान्तर्गतम्] इति वचनादात्मनेपदम्।

**प्रमाणे**ति अनेकान्तात्मकवस्तुग्राहकज्ञानम्। **नयेति** वस्त्वेकदेशग्राहकं ज्ञानम्, तयोः सप्तभङ्ग्यौ, तयोः। **साधारणमि**ति समानम्। **अनयोरि**ति प्रमाणनयसप्तभङ्ग्योः ॥१४॥

अथास्यां प्रथमभङ्गोल्लेखं तावद् दर्शयन्ति—

**तद्यथा– स्यादस्त्येव सर्वमिति विधिविकल्पनया प्रथमो भङ्गः ॥१५॥**

§ १ स्यादित्यव्ययमनेकान्तावद्योतकं स्यात्कथञ्चित्स्वद्रव्यक्षेत्रकालभावरूपेणास्त्येव सर्वं कुम्भादि, न पुनः परद्रव्यक्षेत्रकालभावरूपेण। तथाहि कुम्भो द्रव्यतः पार्थिवत्वेनास्ति, न जलादिरूपत्वेन; क्षेत्रतः पाटलिपुत्रकत्वेन, न कान्यकुब्जादित्वेन; कालतः शैशिरत्वेन, न वासन्तिकादित्वेन; भावतः श्यामत्वेन, न रक्तत्वादिना। अन्यथेतररूपापत्त्या स्वरूपहानिप्रसङ्ग इति।

§ २ अवधारणं चात्र भङ्गेऽनभिमतार्थव्यावृत्त्यर्थमुपात्तम्। इतरथाऽनभिहित-तुल्यतैवास्य वाक्यस्य प्रसज्येत, प्रतिनियतस्वार्थानभिधानात्।

तदुक्तम्—

"वाक्येऽवधारणं तावदनिष्टार्थनिवृत्तये।
कर्त्तव्यमन्यथाऽनुक्तसमत्वात् तस्य कुत्रचित्" ॥१॥

§ ३ तथाऽप्यस्त्येव कुम्भ इत्येतावन्मात्रोपादाने कुम्भस्य स्तम्भाद्यस्तित्वेनापि सर्वप्रकारेणास्तित्वप्राप्तेः प्रतिनियतस्वरूपानुपपत्तिः स्यात्, तत्प्रतिपत्तये स्यादिति प्रयुज्यते, स्यात्कथञ्चित्स्वद्रव्यादिभिरेवायमस्ति, न परद्रव्यादिभिरपीत्यर्थः। यत्रापि चासौ न प्रयुज्यते तत्रापि व्यवच्छेदफलैवकारवद् बुद्धिमद्भिः प्रतीयत एव। यदुक्तम्—

"सोऽप्रयुक्तोऽपि वा तज्ज्ञैः सर्वत्रार्थात् प्रतीयते।
यथैवकारोऽयोगादिव्यवच्छेदप्रयोजनः" ॥१॥१५॥

સપ્તભંગીના પ્રથમ ભંગનો ઉલ્લેખ--

**ઘટાદિ પદાર્થ સ્યાત્ છે જ-આ પ્રકારે વિધિની કલ્પનાથી પહેલો ભંગ છે. ૧૫.**

§૧. 'સ્યાત્' અવ્યય અનેકાન્તને જણાવનાર છે. સ્યાત્ એટલે કથંચિત્ સ્વ-દ્રવ્ય, સ્વક્ષેત્ર, સ્વકાલ અને સ્વભાવથી કુંભાદિ સમસ્ત પદાર્થ વિદ્યમાન છે જ, પરન્તુ પરદ્રવ્ય, પરક્ષેત્ર, પરકાલ અને પરભાવથી વિદ્યમાન નથી. તે આ પ્રમાણે-

કુંભ દ્રવ્યથી પાર્થિવરૂપે વિદ્યમાન છે પરંતુ જલાદિરૂપે નથી. ક્ષેત્રથી પાટલી પુત્રનો છે પણ કાન્યકુબ્જાદિનો નથી. કાળથી શિશિર ઋતુનો છે પરન્તુ વસન્તાદિ ઋતુનો નથી. ભાવથી શ્યામ છે પરન્તુ રક્તાદિ રૂપે નથી. પરરૂપાદિ વડે પણ અસ્તિત્વ માનવામાં પરરૂપાદિની પ્રાપ્તિ થવાથી સ્વરૂપાદિની હાનિનો પ્રસંગ આવશે.

§૨. આ ભંગમાં જે "જ" એવું અવધારણ છે તે અનભિમત (અનિષ્ટ) ધર્મની નિવૃત્તિ (નિવારણ) માટે છે, એવી નિવૃત્તિ ન માનવામાં કહ્યું ન કહ્યા બરાબર થઈ જશે. કારણ કે–તે વાક્ય વડે પોતાના નિયત અર્થનું કથન તો થયું નથી. કહ્યું છે કે–વાક્યમાં અવધારણ અવશ્ય કરવું જોઈએ, અન્યથા એ વાક્ય કોઈક સ્થળે અકથિત સમાન થઈ જશે, એટલે કે કહ્યા છતાં અભિપ્રેત અર્થ પ્રકટ નહિ કરી શકે.

§૩. 'જ'કારનું ગ્રહણ કરવા છતાં એટલે કે 'કુંભ છે જ' એટલું કહેવામાં આવે અને 'સ્યાત્' પદનું ગ્રહણ કરવામાં ન આવે તો કુંભમાં સ્તંભાદિ સર્વપ્રકારના અસ્તિત્વની પ્રાપ્તિ થશે, અર્થાત્ કુંભ સર્વપ્રકારે અસ્તિ બની જશે, અને તેમ થતાં પ્રતિનિયત સ્વરૂપની અનુપપત્તિ થશે એટલે કે–કુંભ કુંભરૂપે નહિ રહે, તેથી પ્રતિનિયત સ્વરૂપના બોધ માટે સ્યાત્પદનો પ્રયોગ કરવો જરૂરી છે, એટલે કે—આ ઘટાદિ પદાર્થ સ્યાત્ (કથંચિત) સ્વદ્રવ્યાદિથી જ 'છે,' પરન્તુ પરદ્રવ્યાદિથી પણ છે નહિ—આવો અર્થ થશે. વળી, જ્યાં પણ આ સ્યાત્પદનો પ્રયોગ ન કરાયો હોય ત્યાં પણ તે વ્યવચ્છેદ કરનાર 'જ'કારની જેમ બુદ્ધિમાન્ પુરુષો જાણી જ લે છે. કહ્યું છે કે–"અયોગાદિવ્યવચ્છેદક 'જ'કારનો પ્રયોગ ન હોય તો પણ જેમ તજ્જ્ઞ પુરુષો અર્થાત્ તેને જાણી જ લે છે તેમ પ્રયુક્ત ન હોય તો પણ સ્યાત્કારને તેઓ જાણી લે છે." ૧૫.

(પ०) **अन्यथेतररूपापत्त्येति** अन्यथा पररूपेणाप्यस्तित्वेऽङ्गीक्रियमाणे ।
**स्यादिति** स्याच्छब्दः ॥१५॥

(टि०) **तथाहि** इत्यादि ॥ **अन्यथेति** द्रव्यक्षेत्रकालभावानियमे ॥ **अनभिमतेति** स्वयोगव्यवस्थापनार्थमित्यर्थः । **इतरथेति** स्वयोगव्यवस्थापनं विना । **वाक्येऽवधारणमित्यादि** ॥ **समत्वादिति** तुल्यत्वात् । **तस्येति** वाक्यस्य ।

**तत्प्रतिपत्तये** इति । प्रतिनियतस्वरूपप्रतिपत्तये । **अयमिति** भावराशिः । **असाविति** स्याच्छब्दः । **सोऽप्रयुक्त** इति । **स** इति स्यात्कारशब्दः । **तज्ज्ञैरिति** स्यात्कारशब्दज्ञैः ॥१५॥

अथ द्वितीयभङ्गोल्लेखं ख्यापयन्ति-

**स्यान्नास्त्येव सर्वमिति निषेधकल्पनया द्वितीयः ॥१६॥**

§ १ स्वद्रव्यादिभिरिव परद्रव्यादिभिरपि वस्तुनोऽसत्त्वानिष्टौ हि प्रतिनियतस्वरूपाभावाद् वस्तुप्रतिनियमविरोधः ।

§ २ न चास्तित्वैकान्तवादिभिरत्र नास्तित्वमसिद्धमित्यभिधानीयम् । कथञ्चित्तस्य वस्तुनि युक्तिसिद्धत्वात् साधनवत् । नहि क्वचिदनित्यत्वादौ साध्ये सत्त्वादिसाधनस्यास्तित्वं विपक्षे नास्तित्वमन्तरेणोपपन्नम्, तस्य साधनाभासत्वप्रसङ्गात् ।

§ ३ अथ यदेव नियतं साध्यसद्भावेऽस्तित्वं तदेव साध्याभावे साधनस्य नास्तित्वमभिधीयते, तत्कथं प्रतिषेध्यम्? स्वरूपस्य प्रतिषेध्यत्वानुपपत्तेः, साध्यसद्भावे नास्तित्वं तु यत् तत्प्रतिषेध्यम्, तेनाविनाभावित्वे साध्यसद्भावास्तित्वस्य व्याघातात् तेनैव स्वरूपेणास्ति नास्ति चेति प्रतीत्यभावादिति चेत्।

§ ४ तदसत्। एवं हेतोस्त्रिरूपत्वविरोधात्, विपक्षासत्त्वस्य तात्त्विकस्याभावात्। यदि चायं भावाभावयोरेकत्वमाचक्षीत; तदा सर्वथा न क्वचित् प्रवर्तेत, नापि कुतश्चिन्निवर्तेत। प्रवृत्तिनिवृत्तिविषयस्य भावस्याभावपरिहारेणासंभवात्, अभावस्य च भावपरिहारेणेति वस्तुनोऽस्तित्वनास्तित्वयो रूपान्तरत्वमेष्टव्यम्। तथाचास्तित्वं नास्तित्वेन प्रतिषेध्येनाविनाभावि सिद्धम्। यथा च प्रतिषेध्यमस्तित्वस्य नास्तित्वं तथा प्रधानभावतः क्रमार्पितोभयत्वादिधर्मपञ्चकमपि वक्ष्यमाणं लक्षणीयम् ॥१६॥

સપ્તભંગીના બીજા ભંગનો ઉલ્લેખ-શબ્દ પ્રયોગ બતાવે છે—

ઘટાદિ સમસ્ત પદાર્થ સ્યાત્ નથી જ એ નિષેધની કલ્પનાથી બીજો છે.૧૬

§૧. જેમ સ્વદ્રવ્યાદિથી વસ્તુમાં અસત્ત્વ નથી, તેમ પરદ્રવ્યાદિથી પણ અસત્ત્વ ન માનવામાં આવે તો પ્રતિનિયતસ્વરૂપનો અભાવ થવાથી વસ્તુના પ્રતિનિયમનો વિરોધ આવશે, અર્થાત્ પરદ્રવ્યથી અસત્ છે માટે જ વસ્તુનું એક નિયત સ્વરૂપ બને છે.

§૨. એકાન્ત અસ્તિત્વવાદીઓએ તેમાં નાસ્તિત્વ અસિદ્ધ છે, એમ કહેવું ન જોઈએ. કારણ કે હેતુની જેમ વસ્તુમાં કથંચિત્ નાસ્તિત્વ પણ યુક્તિસિદ્ધ છે. અનિત્યત્વાદિ સાધ્ય કોઈ પણ વસ્તુમાં સિદ્ધ કરવું હોય ત્યારે સત્ત્વાદિ હેતુનું અસ્તિત્વ વિપક્ષમાં નાસ્તિત્વ વિના યુક્તિસંગત થઈ શકતું નથી, અન્યથા તે હેત્વાભાસ બની જશે, અર્થાત્ સત્ત્વાદિ હેતુનું પક્ષ અને સપક્ષમાં જેમ અસ્તિત્વ છે તેમ વિપક્ષમાં નાસ્તિત્વ ન માનવામાં આવે તો તે હેત્વાભાસ બની જશે.

§૩ શંકા—સાધ્ય વિદ્યમાન હોય ત્યારે સાધનનું જે નિયમપૂર્વક અસ્તિત્વ છે, તે જ સાધ્યના અભાવમાં નાસ્તિત્વ કહેવાય છે. તો આ પ્રકારનું નાસ્તિત્વ સ્વયં અસ્તિત્વરૂપ હોઈ કઈ રીતે પ્રતિષેધ્ય હોઈ શકે ? અર્થાત્ તેનો પ્રતિષેધ ન થઈ શકે કારણ કે-સ્વરૂપ પ્રતિષેધ્ય બનતું નથી. અર્થાત્ સ્વરૂપનો નિષેધ થઈ શકતો નથી. પરન્તુ સાધ્યના સદ્ભાવમાં જે નાસ્તિત્વ છે તે તો પ્રતિષેધ્ય છે, એટલે તે પ્રતિષેધ્યરૂપ નાસ્તિત્વ સાથે સાધ્યના સદ્ભાવમાં રહેલ અસ્તિત્વનો અવિનાભાવ બાધિત છે, કારણ કે જે સ્વરૂપથી અસ્તિત્વ છે, તે જ સ્વરૂપથી નાસ્તિત્વ છે એવી પ્રતીતિ થતી નથી.

§૪. સમાધાન—આ કથન યોગ્ય નથી, કારણ કે એમ માનવામાં હેતુની ત્રિરૂપતા (ત્રિલક્ષણતા)માં વિરોધ આવશે, કારણ કે હેતુનું વિપક્ષાસત્ત્વ લક્ષણ તાત્ત્વિક નહિ બને. વળી, જો અસ્તિત્વૈકાન્તવાદી (સાંખ્ય-વેદાન્તી) ભાવ અને અભાવ

ઉભયને એકસ્વરૂપ કહે તો તે સર્વથા ક્યાંઈ પ્રવૃત્ત નહિ થાય અને ક્યાંઈથી નિવૃત્ત પણ નહિ થાય. કારણ કે-પ્રવૃત્તિ અને નિવૃત્તિના વિષયરૂપ ભાવનો અભાવના પરિહારથી અને અભાવનો ભાવના પરિહારથી ક્યાંઇ પણ સંભવ નથી. વસ્તુમાં અસ્તિત્વ અને નાસ્તિત્વ બન્નેને ભિન્ન ભિન્ન માનવા જોઈએ. અને એમ થતાં પ્રતિષેધ્ય નાસ્તિત્વનું અસ્તિત્વ અવિનાભાવિ સિદ્ધ થયું અને જેમ પ્રતિષેધ્ય નાસ્તિત્વનું અવિનાભાવિરૂપે અસ્તિત્વ સિદ્ધ છે; તેમ હવે પછી કહેવાતું પ્રધાનભવથી ક્રમની અપેક્ષાએ ઉભયત્વાદિ ધર્મપંચકનું પણ અવિનાભાવિ સિદ્ધ છે, એમ જાણવું. ૧૬.

(प०) **अथ**[1] यदेवेत्यादिगद्ये **तद्**िति नास्तित्वम्। **कथं प्रतिषेध्य**मिति स्वरूपं हि तत्। **स्वरूपस्ये**ति अस्तित्वनास्तित्वलक्षणस्य। **तेने**ति प्रतिषेध्येन नास्तित्वेन[2]। **अविनाभावित्वे** इति जैनाभिमते।

**तदसदि**त्यादि जैनो वक्ति। **अय**मिति पूर्वोपन्यस्तवादी। **निवर्त्तेते**त्यतोऽग्रे 'यतः' इति गम्यम्। **प्रवृत्तिनिवृत्तिविषयस्ये**त्यादिगद्ये **भावस्ये**ति प्रवृत्तिविषयस्य। **अभावस्ये**ति निवृत्तिविषयस्य। **असम्भवादि**ति ऐक्यात् तयोः। **अभावस्य च भावपरिहारेणे**त्यतोऽग्रे 'असम्भवात्' इति योज्यम्। अथ च प्रवर्त्तते निवर्तते चेति समग्रवाक्यार्थः। **रूपान्तरत्वमेष्टव्य**मिति न पुनरैक्यम्। अन्यथा प्रवृत्तिनिवृत्ती न सम्भवतः। **तथा चे**त्यादिना तत्त्वमाह। **अविनाभावि सिद्ध**मिति न पुनरैक्यं तयोः। **अस्तित्व**स्येति अस्तित्वस्य नास्तित्वं प्रतिषेध्यम् इति योगः। यथा द्वितीयभङ्गे अस्तित्वस्य प्रतिषेध्यं नास्तित्वं प्राधान्येनाभवदिति वाच्यार्थः। **क्रमार्पितोभयत्वादी**त्यादि क्रमार्पितोभयत्वाख्यस्तृतीयो भङ्गः। **लक्षणीय**मिति अस्तित्वस्यैव ॥१६॥

(टि०) **स्वद्रव्यादिभिरि**त्यादि ॥ यथा स्वकीयद्रव्यक्षेत्रकालभावैर्वस्तुनोऽसत्त्वमनिष्टं तथा यदि परद्रव्यादिभिरपि असत्त्वमनिष्टम् प्रतिनियतस्वरूपत्वं तत्र न स्यात्। अत एव विरोधः संभवी।

**अत्रे**ति वस्तुनि। **तस्ये**ति अनित्यत्वस्य। **साधनवदि**ति हेतुवत्। विपक्षे नास्तित्वपरिवर्जितस्यास्तित्वस्य।

**तदि**ति नास्तित्वम्। **स्वरूपस्ये**ति अस्तित्वस्य। यतोऽस्तित्वमेव नास्तित्वम् यतो न घटस्वरूपं घटेनैव निषिध्यते। **साध्यसद्भावे** इति। साध्यसद्भावे नास्तित्वं यत् तेनास्तित्वेन सहाविनाभावित्वेनास्तित्वमिति हेतोः। **तेने**ति नास्तित्वेन। **तेनैवे**ति येनैव स्वरूपेणास्तित्वं न तेनैव नास्तित्वम्। एकस्वरूपे उभयोरस्तित्व-नास्तित्वयोः प्रतीत्यनुपपत्तेः। **यदि चाय**मिति। अस्तित्वैकान्तवादी। **यथा चे**ति नास्तित्वमिति अविनाभावि ॥१६॥

अथ तृतीयं भङ्गमुल्लेखतो व्यक्तीकुर्वन्ति—

**स्याद्स्त्येव स्यान्नास्त्येवेति क्रमतो विधिनिषेधकल्पनया तृतीयः ॥१७॥**

§ १ सर्वमिति पूर्वसूत्रादिहोत्तरत्र चानुवर्त्तनीयम्। ततोऽयमर्थः। क्रमार्पितस्वपरद्रव्यादिचतुष्टयापेक्षया क्रमार्पिताभ्यामस्तित्वनास्तित्वाभ्यां विशेषितं सर्वं कुम्भादि वस्तु स्यादस्त्येव स्यान्नास्त्येवेत्युल्लेखेन वक्तव्यमिति ॥१७॥

---

१ अथ यथेत्या°-ल। २ इतः परं 'अविनाभावित्वेन' इति ल।

સપ્તભંગીના ત્રીજા ભંગનો ઉલ્લેખ—

ઘટાદિ સમસ્ત પદાર્થ કથંચિત્ છે જ અને કથંચિત્ નથી. જ એ રીતે ક્રમિક વિધિ અને નિષેધની કલ્પનાથી ત્રીજો ભંગ છે. ૧૭.

इदानीं चतुर्थभङ्गोल्लेखमाविर्भावयन्ति–

**स्यादवक्तव्यमेवेति युगपद्विधिनिषेधकल्पनया चतुर्थः ॥१८॥**

§ १ द्वाभ्यामस्तित्वनास्तित्वाख्यधर्माभ्यां युगपत्प्रधानतयाऽर्पिताभ्यामेकस्य वस्तुनोऽभिधित्सायां तादृशस्य शब्दस्यासंभवादवक्तव्यं जीवादि वस्त्विति। तथाहि—सदसत्त्वगुणद्वयं युगपदेकत्र सदित्यभिधानेन वक्तुमशक्यम्। तस्यासत्त्वप्रतिपादनासमर्थत्वात्। तथैवासदित्यभिधानेन न तद्वक्तुं शक्यम्। तस्य सत्त्वप्रत्यायने सामर्थ्याभावात्। साङ्केतिकमेकं पदं तदभिधातुं समर्थमित्यपि न सत्यम्। तस्यापि क्रमेणार्थद्वयप्रत्यायने सामर्थ्योपपत्तेः। शतृशानचौ सदिति शतृशानचोः सङ्केतितसच्छब्दवत्। द्वन्द्ववृत्तिपदं तयोः सकृदभिधायकमित्यप्यनेनापास्तम्। सदसत्त्वे इत्यादिपदस्य क्रमेण धर्मद्वयप्रत्यायने समर्थत्वात्। कर्मधारयादिवृत्तिपदमपि न तयोरभिधायकं तत एव वाक्यं तयोरभिधायकमनेनैवापास्तमिति सकलवाचकरहितत्वादवक्तव्यं वस्तु युगपत् सदसत्त्वाभ्यां प्रधानभावार्पिताभ्यामाक्रान्तं व्यवतिष्ठते।

§ २ अयं च भङ्गः कैश्चित् तृतीयभङ्गस्थाने पठ्यते, तृतीयश्चैतस्य स्थाने। न चैवमपि कश्चिद्दोषः, अर्थविशेषस्याभावात् ॥१८॥

આ સૂત્રમાં અને ભંગના પ્રતિપાદક હવે પછીના સૂત્રોમાંથી પૂર્વ સૂત્રમાં 'સર્વ' પદની અનુવૃત્તિ કરી લેવી તેથી કરીને આ અર્થ થયો—ક્રમથી અર્પિત સ્વપરદ્રવ્યાદિ ચતુષ્ટયની અપેક્ષાએ ક્રમાર્પિત અસ્તિત્વ અને નાસ્તિત્વ ધર્મયુક્ત કુંભાદિ સર્વ વસ્તુ સ્યાત્ છે જ, અને સ્યાત્ નથી જ. ૧૭.

સપ્તભંગીના ચોથા ભંગનો ઉલ્લેખ—

ઘટાદિ સમસ્ત પદાર્થ સ્યાત્ અવક્તવ્ય જ છે. આ રીતે યુગપત્ (એકી સાથે) વિધિ અને નિષેધની કલ્પનાથી આ ચોથો ભંગ છે. ૧૮.

યુગપત્ પ્રધાન સ્વરૂપે વિવક્ષિત અસ્તિત્વ અને નાસ્તિત્વ એ બન્ને ધર્મ દ્વારા એક વસ્તુને કહેવાની ઇચ્છા હોય ત્યારે કોઈ શબ્દ નથી કે જે પૂર્વોક્ત બન્ને ધર્મોથી યુક્ત પદાર્થને કહી શકે. માટે જીવાદિ સમસ્ત પદાર્થ સ્યાત્ અવક્તવ્ય જ છે, તે આ પ્રમાણે—

સત્ત્વ અને અસત્ત્વરૂપ બન્ને ગુણો—(ધર્મો) એક સ્થળે એકી સમયે 'સત્' શબ્દથી કહી શકાતા નથી, કારણ કે—'સત્' શબ્દ અસત્ત્વનું પ્રતિપાદન (કથન)

કરવાને અસમર્થ છે, તેવી જ રીતે 'અસત્' શબ્દથી પણ કથન થઈ શકતું નથી કારણ કે–અસત્ શબ્દ સત્ત્વનું પ્રતિપાદન કરવાને અસમર્થ છે. અર્થાત્ સત્' શબ્દ જેમ બન્ને ધર્મોને એકી સાથે કહી શકતો નથી તેમ 'અસત્' શબ્દ પણ બન્ને ધર્મોને એકી સાથે કહી શકતો નથી. સંકેતિત કોઈ એક શબ્દ તે બન્ને ધર્મોને એકી સાથે કહેવા સમર્થ થશે, એમ પણ નથી, જેમકે "शतृ-शानचौ सत्" (૩. ૪. ૧૨૪ પાણિનિ)સૂત્રથી શતૃ અને શાનચ્ પ્રત્યયના અર્થમાં સંકેતિત 'સત્' શબ્દ शतृ અને शानच् એ બન્નેનું ક્રમથી જ પ્રતિપાદન કરે છે, પરંતુ યુગપત્ પ્રતિપાદન કરતો નથી. द्वन्द्व સમાસથી બનેલ પદ(શબ્દ) એકી સમયે આ બન્ને ધર્મોને કહી શકશે એ કથન પણ ઉપરોક્ત કથનથી ખંડિત થઈ ગયેલું જાણવું. કારણ કે 'સદસત્' આદિ સમસ્ત પદો પણ અનુક્રમે જ બન્ને ધર્મોને જણાવવાને સમર્થ છે. કર્મધારય વિગેરે સમાસથી બનેલ પદ પણ તે બન્ને ધર્મોનું એકી સમયે એક જ સ્થળે અભિધાયક થઈ શકતું નથી. તેવી જ રીતે વાક્ય પણ તે બન્ને ધર્મોનું એક સાથે બોધક છે એવું કથન પણ ઉપરોક્ત કથનથી ખંડિત થઈ ગયેલ જાણવું. માટે પ્રધાનભાવે વિવક્ષિત સત્ત્વ અને અસત્ત્વ ધર્મથી યુક્ત વસ્તુ સર્વ પ્રકારના વાચકથી રહિત હોવાથી 'અવક્તવ્ય' જ છે એ સિદ્ધ થયું.

§૨. આ ભંગને કોઈ ત્રીજા ભંગના સ્થાને અને ત્રીજાને આ ભંગના સ્થાને કહે છે. તેમાં કોઈ જાતનો અર્થભેદ નથી માટે તેમાં દોષ નથી. ૧૮.

(प०) **तथाहि सदसत्त्वगुणद्वयमि**त्यादिगद्ये **एकत्रेति** एकत्र वस्तुनि । **तदिति** सदसत्त्वगुणद्वयम् । **साङ्केतिक**मित्यादि परः । **तदभिधातुमि**ति सदसत्त्वगुणद्वयं वक्तुम् । **तस्यापी**ति साङ्केतिकपदस्यापि । **"शतृशानचौ"**[३।२।१२४]इति पाणिनिसूत्रम् । **शतृ-शानचोरि**ति–शतृ-शानचोर्विषये । **अनेने**ति वक्ष्यमाणप्रकारेण । **अपास्तमि**त्यतोऽग्रे 'यतः' इति गम्यम् । **सदसत्त्वे इत्यादि** । **पदस्ये**त्यादि काक्वा व्याख्या । **तत एवे**ति क्रमेण धर्मद्वयप्रत्यायने समर्थत्वादेव । **अनेने**ति पूर्वोक्तप्रकारेण ।

**कैश्चिदि**ति **गन्धहस्ति**प्रभृतिभिः ॥१८॥

(टि०) **तथाहि–त**दित्यादि ॥ **तस्ये**ति सत्त्वस्य । **तस्ये**ति असत्त्वस्य ॥ **तदि**ति गुणद्वयम् । **तस्यापी**ति सांकेतिकपदस्यापि । **द्वन्द्ववृत्ती**ति सदसद्रूपं पदम् । **तयोरि**ति अस्तित्व-नास्तित्वयोः । **तत एवे**ति सदसत्त्वे इत्यादिपदस्य क्रमेण धर्मद्वयप्रत्यायने समर्थत्वादेव । **वाक्यमि**ति पद-समूहात्मकम् । **तयोरि**ति सदसतोः ॥१८॥

अथ पञ्चमभङ्गोल्लेखमुपदर्शयन्ति–

**स्यादस्त्येव स्यादवक्तव्यमेवेति विधिकल्पनया युगपद्विधिनिषेधकल्पनया च पञ्चमः ॥१९॥**

§१ स्वद्रव्यादिचतुष्टयापेक्षयाऽस्तित्वे सत्यस्तित्वनास्तित्वाभ्यां सह वक्तुमशक्यं सर्वं वस्तु । ततः स्यादस्त्येव स्यादवक्तव्यमेवेत्येवं पञ्चमभङ्गेनोपदर्श्यत इति ॥१९॥

સપ્તભંગીના પાંચમા ભંગનો ઉલ્લેખ—

ઘટાદિ સમસ્ત પદાર્થ સ્યાત્ છે જ, સ્યાત્ અવક્તવ્ય જ છે, એ રીતે વિધિની કલ્પના અને યુગપત્‌વિધિનિષેધની કલ્પનાથી આ પાંચમો ભંગ જાણવો. ૧૯.

§૧ સમસ્ત વસ્તુનું સ્વદ્રવ્યાદિ ચારની અપેક્ષાએ અસ્તિત્વ છતાં તે અસ્તિ અને નાસ્તિ શબ્દો વડે યુગપત્ કહી શકાતી નથી, માટે સ્યાત્ છે જ અને સ્યાત્ અવક્તવ્ય જ છે. આવા પ્રકારના પાંચમા ભંગથી તેનું નિરૂપણ થાય છે. ૧૯

अथ षष्ठभङ्गोल्लेखं प्रकटयन्ति—

**स्यान्नास्त्येव स्यादवक्तव्यमेवेति निषेधकल्पनया युगपद्विधिनिषेधकल्पनया च षष्ठः ॥२०॥**

§ १ परद्रव्यादिचतुष्टयापेक्षया नास्तित्वे सत्यस्तित्वनास्तित्वाभ्यां यौगपद्येन प्रतिपादयितुमशक्यं समस्तं वस्तु । ततः स्यान्नास्त्येव स्यादवक्तव्यमेवेत्येवं षष्ठभङ्गेन प्रकाश्यते ॥२०॥

સપ્તભંગીના છઠ્ઠા ભંગનો ઉલ્લેખ—

ઘટાદિ સમસ્ત પદાર્થ સ્યાત્ નથી જ અને સ્યાત્ અવક્તવ્ય જ છે. એ રીતે નિષેધની કલ્પના અને યુગપત્ વિધિનિષેધની કલ્પનાથી આ છઠ્ઠો ભંગ જાણવો. ૨૦.

§૧, સમસ્ત વસ્તુનું પરદ્રવ્યાદિ ચારની અપેક્ષાએ નાસ્તિત્વ છતાં તે અસ્તિ અને નાસ્તિ શબ્દોથી એકી સાથે કહી શકાતી નથી માટે સ્યાત્ નથી જ અને સ્યાત્ અવક્તવ્ય જ છે આવા પ્રકારના છઠ્ઠા ભંગથી તેનું પ્રકાશન થાય છે. ૨૦.

संप्रति सप्तमभङ्गमुल्लिखन्ति—

**स्यादस्त्येव स्यान्नास्त्येव स्यादवक्तव्यमेवेति क्रमतो विधिनिषेधकल्पनया युगपद्विधिनिषेधकल्पनया च सप्तम इति ॥२१॥**

§ १ इतिशब्दः सप्तभङ्गीसमाप्त्यर्थः । स्वपरद्रव्यादिचतुष्टयापेक्षयाऽस्तित्वनास्तित्वयोः सतोरस्तित्वनास्तित्वाभ्यां समसमयमभिधातुमशक्यमखिलं वस्तु तत एवमेनन भङ्गेनोपदर्श्यते ॥२१॥

સપ્તભંગીના સાતમા ભંગનો ઉલ્લેખ—

ઘટાદિ સમસ્ત પદાર્થ સ્યાત્ છે જ, સ્યાત્ નથી જ અને સ્યાત્ અવક્તવ્ય જ છે, એ રીતે ક્રમથી વિધિ-નિષેધની કલ્પના અને યુગપત્ વિધિનિષેધની કલ્પનાથી આ સાતમો ભંગ જાણવો. ૨૧.

§૧ સૂત્રમાં इति શબ્દ સપ્તભંગી પ્રકરણની સમાપ્તિ માટે છે. સમસ્ત

વસ્તુ સ્વદ્રવ્યાદિ ચારની અપેક્ષાએ અસ્તિત્વથી યુક્ત અને પરદ્રવ્યાદિ ચારની અપેક્ષાએ નાસ્તિત્વથી યુક્ત છે. છતાં તેનું અસ્તિ અને નાસ્તિ શબ્દ દ્વારા સમ-સમયે કથન થઈ શકતું નથી માટે સ્યાત્ છે જ, સ્યાત્ નથી જ, સ્યાત્ અવક્તવ્ય જ છે, આ સાતમા ભંગ દ્વારા તેનું ઉપદર્શન થાય છે. ૨૧.

(૫૦) समसमयमिति समकालम् ॥२१॥

अथास्यामेव सप्तभङ्ग्यामेकान्तविकल्पान्निराचिकीर्षवः सूत्राण्याहुः—

**विधिप्रधान एव ध्वनिरिति न साधु ॥२२॥**

प्राधान्येन विधिमेव शब्दोऽभिधत्ते इति न युक्तम् ॥२२॥

अत्र हेतुमाहुः—

**निषेधस्य तस्मादप्रतिपत्तिप्रसक्तेः ॥२३॥**

§ १ तस्मादिति शब्दात् ॥२३॥

आशङ्कान्तरं निरस्यन्ति—

**अप्राधान्येनैव ध्वनिस्तमभिधत्ते इत्यप्यसारम् ॥२४॥**

§ १ तमिति निषेधम् ॥२४॥

अत्र हेतुमाचक्षते—

**क्वचित् कदाचित् कथञ्चित् प्राधान्येनाप्रतिपन्नस्य तस्याप्राधान्यानुपपत्तेः ॥२५॥**

§ १ न खलु मुख्यतः स्वरूपेणाप्रतिपन्नं वस्तु क्वचिदप्रधानभावमनुभवतीति ॥२५॥

આ સપ્તભંગીમાં એકાન્ત વિકલ્પોનું નિરાકરણ—

ધ્વનિ-શબ્દ મુખ્યપણે વિધિનું જ પ્રતિપાદન કરે છે, એ કથન યુક્તિ-સંગત નથી, ૨૨.

§૧. શબ્દ પ્રધાનરૂપે વિધિનું જ કથન કરે છે, એ યુક્તિયુક્ત નથી. ૨૨

એ વિષે હેતુનું કથન—

કારણ કે-તો પછી શબ્દથી નિષેધનો બોધ થશે નહિ. ૨૩.

§૧. સૂત્રગત तस्मात् પદનો અર્થ શબ્દથી એમ છે. ૨૩.

એ જ વિષયમાં બીજી શંકાનું નિરસન—

શબ્દ નિષેધને ગૌણરૂપે જ કહે છે. એ કથન પણ યોગ્ય નથી. ૨૪.

§૧ સૂત્રગત तम् પદનો અર્થ નિષેધ છે. ૨૪.

એ વિષે હેતુનું કથન—

કારણ કે-કોઈ પણ સ્થળે, કોઈ પણ વખતે, કોઈ પણ રીતે મુખ્યરૂપે નિષેધ ન જણાયો હોય તો તે અન્યત્ર ગૌણરૂપે સિદ્ધ થઈ શકતો નથી ૨૫.

§૧. મુખ્ય સ્વરૂપે અજ્ઞાત વસ્તુ કદી પણ ગૌણભાવને અનુભવતી નથી. ૨૫.

इत्थं प्रथमभङ्गैकान्तं निरस्येदानीं द्वितीयभङ्गैकान्तनिरासमतिदिशन्ति—

**निषेधप्रधान एव शब्द इत्यपि प्रागुक्तन्यायादपास्तम् ॥२६॥**

व्यक्तम् ॥२६॥

अथ तृतीयभङ्गैकान्तं पराकुर्वन्ति—

**क्रमादुभयप्रधान एवायमित्यपि न साधीयः ॥२७॥**

अयमिति शब्दः ॥२७॥

एतदुपपादयन्ति—

**अस्य विधिनिषेधान्यतरप्रधानत्वानुभवस्याप्यबाध्यमानत्वात् ॥२८॥**

§१ प्रथमद्वितीयभङ्गगतैकैकप्रधानत्वप्रतीतेरप्यबाधितत्वान्न तृतीयभङ्गैकान्ताभ्युपगमः श्रेयान् ॥२८॥

ઉપર મુજબ પહેલા ભંગના એકાન્તનું નિરસન કરીને બીજા ભંગના એકાન્તના નિરસનની ભલામણ—

**શબ્દ પ્રધાનરૂપે નિષેધનો જ વાચક છે આ કથન પણ પૂર્વોક્ત ન્યાયથી ખંડિત થઈ ગયેલ છે. ૨૬.**

ત્રીજા ભંગના એકાન્તનું નિરાકરણ—

**શબ્દ અનુક્રમે વિધિ અને નિષેધ બન્નેનો જ પ્રધાનરૂપે વાચક છે, એ કથન પણ સમીચીન નથી. ૨૭.**

§૧. સૂત્રમાં 'અયમ્' થી શબ્દ સમજવો. ૨૭.

એ વિષેનું સમર્થન—

**કારણ કે-શબ્દ માત્ર વિધિ કે માત્ર નિષેધનો પણ પ્રધાનસ્વરૂપે વાચક છે, એ રીતે થતો અનુભવ બાધિત (ખોટો) નથી. ૨૮.**

§૧. પ્રથમ ભંગ અને બીજા ભંગ-એ પ્રત્યેકની પ્રાધાન્યતા બાધિત થયા વિના જ જ્ઞાત થાય છે, માટે એકાન્ત ત્રીજા ભંગનો સ્વીકાર શ્રેયસ્કર નથી. ૨૮.

अथ चतुर्थभङ्गैकान्तपराभवाय प्राहुः—

**युगपद्विधिनिषेधात्मनोऽर्थस्यावाचक एवासाविति च न चतुरस्रम् ॥२९॥**

§१ स्यादवक्तव्यमेवेति चतुर्थभङ्गैकान्तो न श्रेयानित्यर्थः ॥२९॥

कुत इत्याहुः—

**तस्यावक्तव्यशब्देनाप्यवाच्यत्वप्रसङ्गात् ॥३०॥**

ચોથા ભંગના એકાન્તનું નિરાકરણ—

**શબ્દ એકી સાથે વિધિ અને નિષેધરૂપ પદાર્થનો અવાચક જ છે-આમ બોલવું તે ઉચિત નથી. ૨૯.**

§૧ વસ્તુ કથંચિત્ અવક્તવ્ય જ છે-આ ચોથા ભંગનો એકાન્ત પણ શ્રેયસ્કર નથી. ૨૯.

ચોથા ભંગના એકાન્તની અનુચિતતાનું કારણ—

કારણ કે-એવું માનવામાં પદાર્થ અવક્તવ્ય શબ્દથી પણ વાચ્ય બની શકશે નહિ. ૩૦.

अथ पञ्चमभङ्गैकान्तमपास्यन्ति—

**विध्यात्मनोऽर्थस्य वाचकः सन्नुभयात्मनो युगपदवाचक एव स इत्येकान्तोऽपि न कान्तः ॥३१॥**

अत्र निमित्तमाहुः—

**निषेधात्मनः सह द्वयात्मनश्चार्थस्य वाचकत्वावाचकत्वाभ्यामपि शब्दस्य प्रतीयमानत्वात् ॥३२॥**

§१ निषेधात्मनोऽर्थस्य वाचकत्वेन सह विधिनिषेधात्मनोऽर्थस्यावाचकत्वेन च शब्दः षष्ठभङ्गे प्रतीयते यतः, ततः पञ्चमभङ्गैकान्तोऽपि न श्रेयान् ॥३२॥

षष्ठभङ्गैकान्तमपाकुर्वन्ति—

**निषेधात्मनोऽर्थस्य वाचकः सन्नुभयात्मनो युगपदवाचक एवायमित्यप्यवधारणं न रमणीयम् ॥३३॥**

अत्र हेतुमुपदर्शयन्ति—

**इतरथाऽपि संवेदनात् ॥३४॥**

§१ आद्यभङ्गादिषु विध्यादिप्रधानतयाऽपि शब्दस्य प्रतीयमानत्वादित्यर्थः ॥३४॥

अथ सप्तमभङ्गैकान्तमपाकुर्वन्ति—

**क्रमाक्रमाभ्यामुभयस्वभावस्य भावस्य वाचकश्चावाचकश्च ध्वनिर्नान्यथेत्यपि मिथ्या ॥३५॥**

अत्र बीजमाख्यान्ति—

**विधिमात्रादिप्रधानतयाऽपि तस्य प्रसिद्धेः ॥३६॥**

પાંચમા ભંગના એકાન્તનું નિરાકરણ—

શબ્દ વિધિરૂપ અર્થનો વાચક છતાં યુગપત્ વિધિ-નિષેધાત્મક પદાર્થનો અવાચક જ છે-અર્થાત્ શબ્દ પાંચમા ભંગનો જ વાચક છે એવું એકાન્તે માનવું તે પ્રશસ્ય નથી. ૩૧.

એકાન્ત પાંચમા ભંગની અનુચિતતાનું કારણ—

કારણ કે શબ્દ નિષેધાત્મક અર્થના વાચક અને યુગપદ્વિધિનિષેધાત્મક અર્થના અવાચક તરીકે પ્રતીત થાય છે. ૩૨.

§૧ કારણ કે નિષેધાત્મક અર્થના વાચક તરીકે અને વિધિનિષેધાત્મક (ઉભય-સ્વરૂપ) અર્થના અવાચક તરીકે શબ્દ છઠ્ઠા ભંગમાં પ્રતીત થાય છે માટે પાંચમા ભંગનો એકાન્ત શ્રેયસ્કર નથી. ૩૨.

છઠ્ઠા ભંગના એકાન્તનું નિરાકરણ—

શબ્દ નિષેધરૂપ પદાર્થનો વાચક છતાં યુગપત્ વિધિનિષેધાત્મક પદાર્થનો અવાચક જ છે-અર્થાત્ શબ્દ છઠ્ઠા ભંગનો જ વાચક છે એવો એકાન્ત નિર્ણય પ્રશંસનીય નથી. ૩૩

તેનું કારણ—

કારણ કે-અન્ય પ્રકારે પણ પદાર્થના વાચક તરીકે શબ્દ અનુભવાય છે. ૩૪

§૧. પ્રથમ વગેરે ભંગોમાં વિધિ આદિમાં પણ પ્રધાનપણે શબ્દ પ્રતીત થાય છે, આ સૂત્રનો અર્થ છે. ૩૪.

સાતમાં ભંગના એકાન્તનું નિરાકરણ--

શબ્દ ક્રમથી ઉભયાત્મક પદાર્થનો વાચક, અને યુગપત્ ઉભયાત્મક પદાર્થનો અવાચક જ છે, પરંતુ બીજા કોઈ પ્રકારે પદાર્થનો વાચક નથી એ માન્યતા પણ ખોટી છે. ૩૫.

તેનું કારણ —

કારણ કે-માત્ર વિધિ આદિના પ્રધાનરૂપે પણ વાચક તરીકે શબ્દ પ્રતીત થાય છે. ૩૬.

(टि०) अथ सप्तमभङ्गैकान्तेत्यादि ॥ अवाचकश्चेति क्रमाक्रमाभ्याम् ॥३५॥ वीजमिति हेतुम् ॥३६॥

§ १ नन्वेकस्मिन् जीवादौ वस्तुन्यनन्तानां विधीयमाननिषिध्यमानानां धर्माणामङ्गीकरणादनन्ता एव वचनमार्गाः स्याद्वादिनां भवेयुः, वाच्येयत्ताऽऽयत्तत्वाद् वाचकेयत्तायाः; ततो विरुद्धैव सप्तभङ्गीति ब्रुवाणं निरस्यन्ति—

**एकत्र वस्तुनि विधीयमाननिषिध्यमानानन्तधर्माभ्युपगमेनानन्तभङ्गीप्रसङ्गादसङ्गतैव सप्तभङ्गीति न चेतसि निधेयम् ॥३७॥**

अत्र हेतुमाहुः—

**विधिनिषेधप्रकारापेक्षया प्रतिपर्यायं वस्तुन्यनन्तानामपि सप्तभङ्गीनामेव संभवात् ॥३८॥**

§१ एकैकं पर्यायमाश्रित्य वस्तुनि विधिनिषेधविकल्पाभ्यां व्यस्तसमस्ताभ्यां सप्तैव भङ्गाः संभवन्ति, न पुनरनन्ताः । तत्कथमनन्तभङ्गीप्रसङ्गादसङ्गतत्वं सप्तभङ्ग्याः समुद्भाव्यते ? ॥३८॥

§૧. એક જીવાદિ પદાર્થમાં વિધીયમાન અને નિષિધ્યમાન અનંત ધર્મોના સ્વીકારથી સ્યાદ્વાદીઓને અનંત વચનમાર્ગોની પ્રાપ્તિ થશે કારણ કે-વાચકની ઈયત્તા (મર્યાદા) વાચ્યની ઇયત્તાને આધીન હોય છે, માટે સપ્તભંગીની માન્યતા ન્યાયવિરુદ્ધ છે, એવું બોલનાર વાદીનું નિરાકરણ—

જીવાદિ પ્રત્યેક વસ્તુમાં વિધિરૂપ અને નિષેધરૂપ અનન્તધર્મોનો સ્વીકાર કરેલ છે માટે અનન્તભંગીનો પ્રસંગ આવશે તેથી કરીને સપ્તભંગી અસંગત છે, એવું (કોઈએ) મનમાં વિચારવું નહિ. ૩૭.

તેમાં હેતુ—

કારણ કે વિધિ-નિષેધના પ્રકારોની અપેક્ષાએ એક એક પર્યાય (ધર્મ)ને લઈને વસ્તુમાં અનન્ત સપ્તભંગીઓ થઈ શકે છે. ૩૮.

§૧. વસ્તુ(પદાર્થ)માં એક એક પર્યાય(ધર્મ)ની અપેક્ષાએ તેના એકેક અને સંમિલિત એવા વિધિ અને નિષેધના વિકલ્પો–ભેદો માત્ર સાત ભંગરૂપે જ થાય છે પણ અનન્ત થતા નથી. તો પછી અનન્ત ભંગીના પ્રસંગને કારણે સપ્તભંગીને અસંગત કઈ રીતે કહી શકાય ?

સારાંશ છે કે શંકાકારનું કહેવું છે કે-જૈનો એક વસ્તુમાં અનંત ધર્મો માને છે, માટે તેઓએ સપ્તભંગીને બદલે અનન્તભંગીને માનવી જોઈએ, તેનો ઉત્તર એ આપવામાં આવ્યો છે-કે એક વસ્તુમાં અનન્તધર્મ છે અને એક ધર્મને લઈને એક એક સપ્તભંગી બને છે માટે અનંત ધર્મોની અનન્ત સપ્તભંગીઓ થશે, આમ જૈનોએ અનંત સપ્તભંગીનો સ્વીકાર કરેલ છે, પણ અનંત ભંગોનો નહિ. ૩૮.

कुतः सप्तैव भङ्गाः संभवन्तीत्याहुः—

**प्रतिपर्यायं प्रतिपाद्यपर्यनुयोगानां सप्तानामेव संभवात् ॥३९॥**

एतदपि कुत इत्याहुः—

**तेषामपि सप्तत्वं सप्तविधतज्जिज्ञासानियमात् ॥४०॥**

अथ सप्तविधतज्जिज्ञासानियमे निमित्तमाहुः—

**तस्या अपि सप्तविधत्वं सप्तधैव तत्सन्देहसमुत्पादात् ॥४१॥**

§१ तस्या अपीति प्रतिपाद्यजिज्ञासायाः । तत्संदेहसमुत्पादादिति प्रतिपाद्यसंशयसमुत्पत्तेः ॥४१॥

સાત જ ભંગ કેમ થઈ શકે તેનું સમાધાન—

પ્રતિપર્યાય-એક એક ધર્મની અપેક્ષાએ શિષ્યના સાત જ પ્રશ્નો થઈ શકે છે, માટે સાત ભંગ થાય છે. ૩૯.

સાત પ્રકારના પ્રશ્નો થવાનું કારણ—

તે (પ્રશ્નો) પણ સાત એટલા માટે છે કે તેને સાત જ પ્રકારની જિજ્ઞાસા થાય છે. ૪૦.

સાત પ્રકારે જિજ્ઞાસા થવાનું કારણ—

સાત જ પ્રકારની 'તે' (જિજ્ઞાસા) એટલા માટે છે કે તેને સાત જ સંદેહ ઉત્પન્ન થાય છે. ૪૧.

§१ મૂળમાં 'तस्याः' શબ્દનો અર્થ શિષ્યની જિજ્ઞાસાનો એમ થાય છે અને 'तत्संदेहसमुत्पादात्'—નો અર્થ શિષ્યમાં સંદેહની ઉત્પત્તિ થવાથી એમ છે. ૪૧.

सन्देहस्यापि सप्तधात्वे कारणमाहुः—

**तस्यापि सप्तप्रकारत्वनियमः स्वगोचरवस्तुधर्माणां सप्तविधत्वस्यैवोपपत्तेः ॥४२॥**

§१ तस्य प्रतिपाद्यगतसन्देहस्य । स्वगोचरवस्तुधर्माणां सन्देहविषयीकृतानामस्तित्वादिवस्तुपर्यायाणाम् ॥४२॥

સાત પ્રકારના સંદેહ થવાનું કારણ—

**સંદેહના વિષયભૂત વસ્તુના ધર્મો સાત પ્રકારના જ હોવાથી સંદેહ સાત જ થાય છે. ૪૨.**

§૧ મૂળમાં 'तस्य' એટલે શિષ્યના સંદેહના, અને 'स्वगोचरवस्तुधर्माणां' એટલે 'સંદેહના વિષયભૂત અસ્તિત્વાદિ વસ્તુના પર્યાયોની'–એવો અર્થ છે. ૪૨.

इयं सप्तभङ्गी किं सकलादेशस्वरूपा, विकलादेशस्वरूपा वेत्यारेकां पराकुर्वन्ति—

**इयं सप्तभङ्गी प्रतिभङ्गं सकलादेशस्वभावा विकलादेशस्वभावा च ॥४३॥**

§१ एकैको भङ्गोऽस्याः संबन्धी सकलादेशस्वभावः, विकलादेशस्वभावश्चेत्यर्थः ॥४३॥

આ સપ્તભંગી સકલાદેશ સ્વરૂપ છે કે વિકલાદેશસ્વરૂપ ? એ શંકાનું નિરાકરણ—

**આ સપ્તભંગી પ્રત્યેક ભંગમાં બે પ્રકારે છે, ૧–સકલાદેશસ્વભાવવાળી અને ૨–વિકલાદેશસ્વભાવવાળી. ૪૩.**

§૧ આ સપ્તભંગી સંબંધી પ્રત્યેક ભંગ સકલાદેશસ્વભાવ અને વિકલાદેશસ્વભાવવાળો છે. ૪૩

अथ सकलादेशं लक्षयन्ति—

**प्रमाणप्रतिपन्नानन्तधर्मात्मकवस्तुनः कालादिभिरभेदवृत्तिप्राधान्यादभेदोपचाराद्वा यौगपद्येन प्रतिपादकं वचः सकलादेशः ॥४४॥**

§१ कालादिभिरष्टाभिः कृत्वा यदभेदवृत्तेर्धर्मधर्मिणोरपृथग्भावस्य प्राधान्यं तस्मात्, कालादिभिर्भिन्नात्मनामपि धर्मधर्मिणामभेदाध्यारोपाद्वा समकालमभिधायकं वाक्यं सकलादेशः प्रमाणवाक्यमित्यर्थः ।

§२ अयमर्थः—यौगपद्येनाशेषधर्मात्मकं वस्तु कालादिभिरभेदवृत्त्या, अभेदोपचारेण वा प्रतिपादयति सकलादेशः, तस्य प्रमाणाधीनत्वात् । विकलादेशस्तु क्रमेण भेदोपचाराद्, भेदप्राधान्याद्वा तदभिधत्ते, तस्य नयायत्तत्वात् ।

સકલાદેશનું લક્ષણ –

**પ્રમાણથી જાણેલ અનન્ત ધર્મવાળી વસ્તુનું કાલાદિ દ્વારા અભેદની પ્રધાનતાથી અથવા અભેદના ઉપચારથી એકી સાથે પ્રતિપાદન કરનારું વચન સકલાદેશ છે. ૪૪.**

§૧. ધર્મધર્મીમાં જ્યાં કાલાદિ આઠની અપેક્ષાએ અભેદવૃત્તિ(ઐક્યભાવ)-ની પ્રધાનતા હોય તેથી અને જ્યાં કાલાદિ આઠની અપેક્ષાએ ધર્મ-ધર્મીમાં ભેદ હોય ત્યાં અભેદનો ઉપચાર કરવાથી વસ્તુનું સમકાલે (એકી સાથે) અભિધાયક વચન એ સકલાદેશ એટલે પ્રમાણવાક્ય કહેવાય છે.

§૨. અર્થાત્ અશેષ (સમસ્ત) ધર્માત્મક વસ્તુનું કાલાદિવડે અભેદરૂપે અથવા અભેદના ઉપચારથી એકી સાથે સકલાદેશ પ્રતિપાદન કરે છે, કારણ કે સકલાદેશ પ્રમાણને આધીન છે.

અને વિકલાદેશ તો–અનુક્રમે ભેદના ઉપચારથી કે ભેદની પ્રાધાન્યતાથી વસ્તુનું પ્રતિપાદન કરે છે, કારણ કે વિકલાદેશ નયવાક્યને આધીન છે.

(પ૦) **यौगपद्येनाशेषधर्मात्मकमित्यादि**। **कालादिभिरिति** कालादिभिर्वक्ष्यमाणैः । **अभेदोपचारेणेति** भेदेऽपि सति । **क्रमेणेति** न यौगपद्येन । **भेदोपचारादिति** अभेदेऽपि सति ।

(टि०) **यौगपद्येनेत्यादि** ॥ **तस्येति** सकलादेशस्य। **तदिति** वस्तु। **तस्येति** विकलादेशस्य।

§३ कः पुनः क्रमः ? किं वा यौगपद्यम् ? । यदाऽस्तित्वादिधर्माणां कालादिभिर्भेदविवक्षा, तदैकस्य शब्दस्यानेकार्थप्रत्यायने शक्त्यभावात् क्रमः, यदा तु तेषामेव धर्माणां कालादिभिरभेदेन वृत्तमात्मरूपमुच्यते, तदैकेनापि शब्देनैकधर्मप्रत्यायनमुखेन तदात्मकतामापन्नस्यानेकाशेषरूपस्य वस्तुनः प्रतिपादनसंभवाद्यौगपद्यम् ।

§૩ ક્રમ કોને કહેવાય ? અને યૌગપદ્ય (અક્રમ)કોને કહેવાય ? એ પ્રશ્નના સમાધાનમાં પ્રથમ ક્રમનું સ્વરૂપ આ પ્રમાણે છે–જ્યારે અસ્તિત્વાદિ ધર્મોમાં કાલાદિદ્વારા ભેદની વિવક્ષા હોય (અર્થાત્ ભેદ સિદ્ધ કરવાનો હોય) ત્યારે એક શબ્દમાં અનેક ધર્મને કહેવાનું સામર્થ્ય નથી (અર્થાત્ એક શબ્દથી અનેક ધર્મોનું જ્ઞાન થઈ શકતું નથી) માટે ધર્મોનું એક પછી એક કરીને કથન કરી શકાય છે, આને ક્રમ કહેવામાં આવે છે. પણ જ્યારે વસ્તુના તે અસ્તિત્વાદિ અનેક ધર્મોનું કાલાદિદ્વારા અભેદને પ્રાપ્ત થયેલ આત્મરૂપ–સ્વરૂપ કહેવાનું હોય ત્યારે એક ધર્મનું કથન કરવામાં તત્પર એક જ શબ્દથી અસ્તિત્વધર્મ સાથે તાદાત્મ્યને એટલે અભેદને પ્રાપ્ત થયેલ શેષ સમસ્ત ધર્મસ્વરૂપ વસ્તુનું કથન થઈ જાય છે તે યૌગપદ્ય છે અર્થાત્ અસ્તિત્વાદિ કોઈ પણ એક ધર્મનો વાચક 'અસ્તિ' આદિ શબ્દ કાલાદિથી અભિન્ન બની ગયેલા બાકીના બધા ધર્મોનું પણ પ્રતિપાદન જ્યારે કરે છે ત્યારે યૌગપદ્ય જાણવું.

(टि०) **वृत्तमिति** निष्पन्नम् । **तदात्मकतामिति** अभेदात्मकताम्।

§४ के पुनः कालादयः ? । कालः, आत्मरूपं, अर्थः, संबन्धः, उपकारः, गुणिदेशः, संसर्गः, शब्दः इत्यष्टौ । तत्र स्याज्जीवादि वस्त्वस्त्येवेत्यत्र यत्कालमस्तित्वं तत्कालाः शेषानन्तधर्मा वस्तुन्येकत्रेति तेषां कालेनाभेदवृत्तिः (१), यदेव चास्तित्वस्य तद्गुणत्वमात्मरूपम्, तदेव चान्यानन्तगुणानामपीत्यात्मरूपेणाभेदवृत्तिः (२), य एव चाधारोऽर्थो द्रव्याख्योऽस्तित्वस्य, स एवान्यपर्यायाणामित्यर्थेनाभेदवृत्तिः (३), य एव चाविष्वग्भावः कथञ्चित्तादात्म्यलक्षणः संबन्धोऽस्तित्वस्य, स एवाशेषविशेषाणामिति संबन्धेनाभेदवृत्तिः (४), य एव चोपकारोऽस्तित्वेन स्वानुरक्तत्वकरणम्, स एव शेषैरपि गुणैरित्युपकारेणाभेदवृत्तिः (५), य एव गुणिनः संबन्धी देशः क्षेत्रलक्षणोऽस्तित्वस्य, स एवान्यगुणानामिति गुणिदेशेनाभेदवृत्तिः (६), य एव चैकवस्त्वात्मनाऽस्त्वित्वस्य संसर्गः, स एवाशेषधर्माणामिति संसर्गेणाभेदवृत्तिः। ननु प्रागुक्तः संबन्धादस्य कः प्रतिविशेषः ? । उच्यते, अभेदप्राधान्येन भेदगुणभावेन च प्रागुक्तः संबन्धः, भेदप्राधान्येनाभेदगुणभावेन चैष संसर्ग इति (७), य एवास्तीति शब्दोऽस्तित्वधर्मात्मकस्य वस्तुनो वाचकः, स एव शेषानन्तधर्मात्मकस्यापीति शब्देनाभेदवृत्तिः (८) पर्यायार्थिकनयगुणभावे द्रव्यार्थिकनयप्राधान्यादुपपद्यते ।

§४. 'કાલાદિ કયા કયા છે ? ૧ કાલ, ૨ આત્મરૂપ, ૩ અર્થ, ૪ સંબંધ, ૫ ઉપકાર, ૬ ગુણિદેશ, ૭ સંસર્ગ અને ૮ શબ્દ–આ આઠ છે. કાલાદિથી અભેદવૃત્તિનું સમર્થન આ પ્રકારે છે—

(૧) કાલ–જીવાદિ પદાર્થ સ્યાત્ છે જ. આમાં જીવાદિ પદાર્થમાં જે કાળે અસ્તિત્વ છે તે જ કાળે બાકીના અનંતધર્મો પણ એ પદાર્થમાં પ્રાપ્ત થાય છે, માટે આ કાલથી અભેદવૃત્તિ કહેવાય છે. અર્થાત્ કાલની અપેક્ષાએ અસ્તિત્વાદિ ધર્મો અભિન્ન છે, આ કાલરૂપે અભેદવૃત્તિ થઈ. (૨) આત્મરૂપ–જે રીતે 'અસ્તિત્વ' જીવાદિ વસ્તુના ગુણરૂપ–સ્વભાવરૂપ છે, તે જ રીતે બાકીના બીજા પણ અનંતધર્મો જીવાદિના સ્વભાવરૂપે છે, માટે સ્વભાવ–સ્વરૂપની અપેક્ષાએ અસ્તિત્વાદિ ધર્મો અભિન્ન છે, આ આત્મરૂપે અભેદ વૃત્તિ થઈ. (૩) અર્થ–જે રીતે જીવાદિ અર્થ–દ્રવ્ય 'અસ્તિત્વ'નો આધાર છે, તે જ રીતે બીજા અનંત પર્યાયો–ધર્મોનો પણ આધાર છે, માટે અર્થની અપેક્ષાએ અસ્તિત્વાદિ ધર્મો અભિન્ન છે. આ અર્થરૂપે અભેદવૃત્તિ થઈ. (૪) સંબંધ–જીવાદિ પદાર્થમાં અસ્તિત્વનો જે અવિષ્વગ્ભાવ–કથંચિત્ તાદાત્મ્યરૂપ સંબંધ છે તે જ સંબંધ બાકીના અનંત ધર્મોનો પણ છે, માટે સંબંધની અપેક્ષાએ અસ્તિત્વાદિ ધર્મો અભિન્ન છે. આ સંબંધ દ્વારા અભેદવૃત્તિ થઈ. (૫) ઉપકાર–અસ્તિત્વધર્મ જે રીતે જીવાદિદ્રવ્યને પોતાથી રંગી નાખવા (અસ્તિત્વમય કરી નાખવા)રૂપ જે ઉપકાર કરે છે તે જ રીતે બીજા ધર્મો પણ દ્રવ્યને સ્વમય કરી નાખવારૂપ ઉપકાર કરે છે, માટે

ઉપકારની અપેક્ષાએ અસ્તિત્વાદિ ધર્મો અભિન્ન છે. અર્થાત્ આ ઉપકાર દ્વારા અભેદવૃત્તિ થઈ. (૬) ગુણિદેશ-અસ્તિત્વના ગુણી જીવાદિ દ્રવ્ય સંબંધી જે ક્ષેત્રરૂપ દેશ છે તે જ ક્ષેત્રરૂપ દેશ બાકીના બધા ગુણોના ગુણીનો પણ છે. અર્થાત્ જે ક્ષેત્ર દ્રવ્યની સાથે સંબંધ રાખનાર અસ્તિત્વનું છે તે જ ક્ષેત્ર અન્ય ધર્મોનું પણ છે માટે ગુણિદેશની અપેક્ષાએ અસ્તિત્વાદિ ધર્મો અભિન્ન છે. આ ગુણિદેશ દ્વારા અભેદવૃત્તિ થઈ. (૭) સંસર્ગ-જીવાદિ વસ્તુરૂપે જે પ્રકારે અસ્તિત્વનો સંસર્ગ છે તે જ સંસર્ગ બીજા અન્ય ધર્મોનો પણ વસ્તુ સાથે છે માટે આ સંસર્ગની અપેક્ષાએ અસ્તિત્વાદિ ધર્મો અભિન્ન છે. આ સંસર્ગ દ્વારા અભેદવૃત્તિ છે

**શંકા—પહેલાં કહેલ સંબંધથી સંસર્ગમાં શું ભેદ છે ?**

**સમાધાન**—અભેદની પ્રાધાન્યતા અને ભેદની ગૌણતા હોય ત્યારે સંબંધ કહેવાય છે અને ભેદની પ્રાધાન્યતા અને અભેદની ગૌણતા હોય ત્યારે સંસર્ગ કહેવાય છે.

(૮) શબ્દ—અસ્તિત્વધર્માત્મક વસ્તુનો વાચક જે 'અસ્તિ' શબ્દ છે, તે જ 'અસ્તિ' શબ્દ અન્ય અનન્ત ધર્માત્મક વસ્તુનો પણ વાચક છે. માટે શબ્દની અપેક્ષાએ અસ્તિત્વાદિ ધર્મો અભિન્ન છે—આ શબ્દદ્વારા અભેદવૃત્તિ થઈ.

(૧૦) **कालादय** इति—

हेतुः कालात्मरूपार्थाः सम्बन्धोपकृतिः तथा ।
गुणिदेशश्च संसर्गः शब्दश्चाष्टौ भिदाऽभिदोः ॥१॥

एते अष्ट भेदाभेदयोर्हेतुरिति योगः । आत्मरूपमिति स्वरूपम् । **एकवस्त्वात्मने-**त्यादि एकवस्तु घटादि । ।

**तत्र स्याज्जीवादीत्यादि** ॥ **तेषामिति** शेषानन्तधर्माणाम् । **तद्गुणत्वमिति** । तस्य जीवादिवस्तुनो गुणत्वम् । **स्वात्मरूपमिति** स्वकीयस्वरूपम् । **अर्थ**-इति घटादिः ॥ **स्वानुरक्तत्वेति** व्यापकनिमित्तम्। **एकवस्त्विति** एकस्य वस्तुनो घटादेरात्मनः । **स एवेति** संसर्गः । **अस्येति** संसर्गस्य ॥४४॥

§५ द्रव्यार्थिकगुणभावेन पर्यायार्थिकप्राधान्ये तु न गुणानामभेदवृत्तिः संभवति, समकालमेकत्र नानागुणानामसंभवात्, संभवे वा तदाश्रयस्य तावद्धा भेदप्रसङ्गात् (१), नानागुणानां संबन्धिन आत्मरूपस्य च भिन्नत्वात्, आत्मरूपाभेदे तेषां भेदस्य विरोधात् (२), स्वाश्रयस्यार्थस्यापि नानात्वात्, अन्यथा नानागुणाश्रयत्वविरोधात् (३), संबन्धस्य च संबन्धिभेदेन भेददर्शनात्, नानासंबन्धिभिरेकत्रैकसंबन्धाघटनात् । (४), तैः क्रियमाणस्योपकारस्य च प्रतिनियतरूपस्यानेकत्वात्, अनेकैरुपकारिभिः क्रियमाणस्योपकारस्यैकस्य विरोधात् (५), गुणिदेशस्य च प्रतिगुणं भेदात्, तदभेदे भिन्नार्थगुणानामपि गुणिदेशाभेदप्रसङ्गात् (६), संसर्गस्य च

प्रतिसंसर्गिभेदात्, तदभेदे संसर्गिभेदविरोधात् (७), शब्दस्य च प्रतिविषयं नानात्वात्, सर्वगुणानामेकशब्दवाच्यतायां सर्वार्थानामेकशब्दवाच्यताऽऽपत्तेः शब्दान्तरवैफल्यापत्तेः (८) तत्त्वतोऽस्तित्वादीनामेकत्र वस्तुन्येवमभेदवृत्तेरसंभवे कालादिभिर्भिन्नात्मनामभेदोपचारः क्रियते । तदेताभ्यामभेदवृत्त्यभेदोपचाराभ्यां कृत्वा प्रमाणप्रतिपन्नानन्तधर्मात्मकस्य वस्तुनः समसमयं यदभिधायकं वाक्यं स सकलादेशः प्रमाणवाक्यापरपर्याय इति स्थितम् ।

§६ "कालात्मरूपसंबन्धाः संसर्गोपक्रिये तथा ।
गुणिदेशार्थशब्दाश्चेत्यष्टौ कालादयः स्मृताः" ॥१॥४४॥

§૫. આ અભેદવૃત્તિ જ્યારે પર્યાયાર્થિકનયની ગૌણતા અને દ્રવ્યાર્થિકનયની પ્રાધાન્યતા હોય ત્યારે ઘટી શકે છે, પરંતુ જ્યારે દ્રવ્યાર્થિકનયની ગૌણતા અને પર્યાયાર્થિક નયની પ્રાધાન્યતા હોય ત્યારે ઘટી શકતી નથી. કારણ કે–(૧) એક કાલે એક જ વસ્તુમાં ભિન્ન ભિન્ન ગુણો રહી શકતા નથી અને જો નાના ગુણો એક સમયે એક વસ્તુમાં રહે તો ગુણોના આશ્રયરૂપ દ્રવ્યમાં ગુણો જેટલા જ ભેદનો પ્રસંગ આવશે. (૨) અનેક ગુણોનું આત્મરૂપ (સ્વરૂપ) પરસ્પર ભિન્ન છે, કારણ કે તે ગુણો એક બીજાના સ્વરૂપમાં રહેતા નથી પરંતુ પોતપોતાના સ્વરૂપમાં રહે છે માટે ગુણોમાં અભેદ નથી. જો ગુણોમાં આત્મરૂપ અભિન્ન માનશો (પરસ્પર ભેદ નહિ માનો) તો ગુણોમાં ભેદનો વિરોધ આવશે. અર્થાત્ ગુણોમાં ભેદ ઘટશે નહિ. (૩) ગુણોના આશ્રય-આધારરૂપ અર્થ પણ ભિન્ન ભિન્ન છે. જો ગુણોના આધાર અર્થને ભિન્ન ભિન્ન નહિ માનો તો ભિન્ન ભિન્ન ગુણોનો તે આધાર બની શકશે નહિ, (૪) સંબંધીઓના ભેદથી સંબંધનો ભેદ જોવાય છે. માટે નાના સંબંધીઓનો એ સ્થળે એક સંબંધ ઘટી શકતો નથી (૫) ગુણોથી પ્રતિનિયતરૂપે કરાતો ઉપકાર પણ અનેક પ્રકારે છે. કારણ કે— અનેક ઉપકારીઓથી કરાતો ઉપકાર એક હોય તો એમાં વિરોધ છે. (૬) દરેક ગુણમાંનો ગુણિદેશ ભિન્ન ભિન્ન છે. કારણ કે–ગુણિદેશને ભિન્ન નહિ માનો તો ભિન્ન પદાર્થના ગુણોને પણ અભિન્ન ગુણિદેશનો પ્રસંગ આવશે. (૭) દરેક સંસર્ગીના ભેદથી સંસર્ગને ભિન્ન માનવામાં ન આવે તો સંસર્ગીના ભેદનો વિરોધ થશે. (૮) શબ્દ પણ દરેક વિષયમાં જુદો જુદો છે કારણ કે–સમસ્ત ગુણોને જો એક જ શબ્દના વાચ્ય માનવામાં આવે તો સમસ્ત પદાર્થોનો પણ એક જ શબ્દના વાચ્ય બનવાનો પ્રસંગ આવશે. આથી અન્ય શબ્દો નિષ્ફલ બની જશે. આ પ્રમાણે વાસ્તવિક રીતે પર્યાયાર્થિક નયની અપેક્ષાએ અસ્તિત્વાદિ સમસ્ત ગુણોની અભેદવૃત્તિ (યુગપત્ભાવ)નો એક વસ્તુમાં અસંભવ છે. અર્થાત્ અભેદવૃત્તિ થઈ શકતી નથી માટે કાલ, આત્મસ્વરૂપ આદિ દ્વારા ભિન્ન સ્વરૂપવાળા અસ્તિત્વાદિ ધર્મોમાં અભેદનો ઉપચાર કરવામાં આવે છે. તેથી દ્રવ્યાર્થિક નયની મુખ્યતા હોય ત્યારે વાસ્તવિક અભેદવૃત્તિ અને પર્યાયાર્થિક નયની મુખ્યતા હોય ત્યારે અભેદવૃત્તિનો ઉપચાર કરીને અનંત ધર્મવાળા પદાર્થને યુગપદ્

एतद्[1]व्यवच्छेद्यमाचक्षते—

**न तदुत्पत्तितदाकारताभ्याम्, तयोः पार्थक्येन सामस्त्येन च व्यभिचारोपलम्भात् ॥४७॥**

§१ तथाहि-ज्ञानस्य तदुत्पत्तितदाकारताभ्यां व्यस्ताभ्यां, समस्ताभ्यां वा प्रतिनियतार्थव्यवस्थापकत्वं स्यात् ? यदि प्राच्यः पक्षः, तदा कपालक्षणः कलशान्त्यक्षणस्य व्यवस्थापकः स्यात्, तदुत्पत्तेः केवलायाः सद्भावात् । स्तम्भः स्तम्भान्तरस्य च व्यवस्थापकः स्यात्, तदाकारतायास्तदुत्पत्तिरहितायाः संभवात् । अथ द्वितीयः, तदा कलशस्योत्तरक्षणः पूर्वक्षणस्य व्यवस्थापको भवेत्, समुदितयोस्तदुत्पत्तितदाकारतयोर्विद्यमानत्वात् । अथ विद्यमानयोरप्यनयोर्ज्ञानमेवार्थस्य व्यवस्थापकम्; नार्थः, तस्य जडत्वादिति मतम् । तदपि न न्यायानुगतम्, समानार्थसमनन्तरप्रत्ययोत्पन्नज्ञानैर्व्यभिचारात् । तानि हि यथोक्तार्थव्यवस्थापकत्वलक्षणस्य समग्रस्य सद्भावेऽपि प्राच्यं जनकज्ञानक्षणं न गृह्णन्ति ।

अपि च, किमिदमर्थाकारत्वं वेदनानाम् , यद्वशात् प्रतिनियतार्थपरिच्छेदः स्यात् ? किमर्थाकारोल्लेखित्वम्, अर्थाकारधारित्वं वा ? प्रथमप्रकारे, अर्थाकारोल्लेखोऽर्थाकारपरिच्छेद एव, ततश्च ज्ञानं प्रतिनियतार्थपरिच्छेदात् प्रतिनियतमर्थमवद्योतयतीति साध्याविशिष्टत्वं स्पष्टमुपढौकते । द्वितीयप्रकारे पुनरर्थाकारधारित्वं ज्ञानस्य सर्वात्मना, देशेन वा । प्रथमपक्षे, जडत्वादर्थस्य ज्ञानमपि जडं भवेत्, उत्तरार्थक्षणवत् । प्रमाणरूपत्वाभावश्चोत्तरार्थक्षणवदेवास्य प्रसज्येत, सर्वात्मना प्रमेयरूपताऽनुकरणात् । अथ देशेन नीलत्वादिनाऽर्थाकारधारित्वमिष्यते ज्ञानस्य, तर्हि तेनाजडाकारेण जडताप्रतिपत्तेरसंभवात् कथं तद्विशिष्टत्वमर्थस्य प्रतीयेत ? । न हि रूपज्ञानेनाप्रतिपन्नरसेन तद्विशिष्टता सहकारफलादौ प्रतीयते । किञ्च, देशेनार्थाकारधारित्वान्नीलार्थवन्निःशेषार्थानामपि ज्ञानेन ग्रहणापत्तिः, सत्त्वादिमात्रेण तस्य सर्वत्रार्थाकारधारित्वाविशेषात् । अथ तदविशेषेऽपि नीलाद्याकारवैलक्षण्यान्निखिलार्थानामग्रहणम्, तर्हि समानाकाराणां समस्तानां ग्रहणप्राप्तिः । अथ यत एव ज्ञानमुत्पद्यते, तस्यैवाकारानुकरणद्वारेण ग्राहकम् । हन्त ! एवमपि समानार्थसमनन्तरप्रत्ययस्य तद्ग्राहकं स्यादित्युक्तम् । ततो न तदुत्पत्तितदाकारताभ्यां ज्ञानस्य प्रतिनियतार्थावभासः, किन्तु प्रतिबन्धकापगमविशेषादिति सिद्धम् ॥४७॥

**इति प्रमाणनयतत्त्वालोके[2] श्रीरत्नप्रभाचार्यविरचितायां रत्नाकरावतारिकाख्यलघुटीकायामागमस्वरूपनिर्णयो नाम चतुर्थः परिच्छेदः ।**

---

१ एतयोः—टिप्पनसंमतः पाठः । २ °लोकालङ्कारे-मु० ।

આનું વ્યવચ્છેદ્ય બતાવે છે—

**તદુત્પત્તિ અને તદાકારતા દ્વારા પ્રમાણ પ્રતિનિયત અર્થનું પ્રકાશક નથી કારણ કે એકલી તદુત્પત્તિ કે તદાકારતા અથવા સમુદિત તદુત્પત્તિ અને તદાકારતાને કારણ માનવામાં વ્યભિચાર છે. ૪૭.**

§૧. પ્રમાણ દ્વારા અર્થ પ્રકાશનમાં તદુત્પત્તિ અને તદાકારતાને કારણ માનનાર(બૌદ્ધ)ને ગ્રંથકાર પ્રશ્ન કરે છે કે–જ્ઞાન એકલી તદુત્પત્તિ અને એકલી તદાકારતા દ્વારા પ્રતિનિયત અર્થનું વ્યવસ્થાપક છે કે સમુદિત તદુત્પત્તિ-તદાકારતા દ્વારા પ્રતિનિયત અર્થનું વ્યવસ્થાપક છે ? જો પહેલો પક્ષ કહો તો કપાલ (ઠીકરું) કલશના અન્ત્ય ક્ષણનો અને એક સ્તંભ બીજા સ્તંભનો વ્યવસ્થાપક થઈ જશે કારણ કે–કલશના નાશને કારણે ઉત્પન્ન થયેલ કપાલમાં કેવલ તદુત્પત્તિ અને સમાન આકારવાલા બે સ્તંભમાં કેવલ તદાકારતાનો સદ્ભાવ છે. બીજો પક્ષ કહો તો કલશનો ઉત્તર ક્ષણ કલશના પૂર્વક્ષણનો વ્યવસ્થાપક થવો જોઈએ કારણ કે–અહીં સમુદિત તદુત્પત્તિ અને તદાકારતા છે.

બૌદ્ધ—તદુત્પત્તિ અને તદાકારતા હોવા છતાં જ્ઞાન જ અર્થનું વ્યવસ્થાપક છે, પણ જડ રૂપ અર્થ વ્યવસ્થાપક નથી.

જૈન—તમારું આ કથન ન્યાયસિદ્ધ નથી. કારણ કે સમાન અર્થને વિષય કરનાર સમનન્તર પ્રત્યયથી ઉત્પન્ન થનાર જ્ઞાનોથી આમાં વ્યભિચાર છે. કારણ કે તમોએ કહેલ અર્થવ્યવસ્થાપકનું સંપૂર્ણ લક્ષણ તેમાં હોવા છતાં પણ તે જ્ઞાનો પોતાના જનક પૂર્વજ્ઞાનને વિષય કરતાં નથી. અર્થાત્ ઉત્તર ઘટજ્ઞાનોમાં પૂર્વજ્ઞાનથી ઉત્પત્તિ અને પૂર્વજ્ઞાનનો આકાર હોવા છતાં પણ તે જ્ઞાનોનો વિષય પૂર્વજ્ઞાન બનતું નથી પણ ઘટ જ બને છે, માટે વ્યભિચાર છે. માટે સમુદિત તદુત્પત્તિ તદાકારતા પણ પ્રતિનિયત અર્થ પ્રકાશનમાં કારણ નથી.

§૨ વળી, જ્ઞાનમાં અર્થાકારતા-તદાકારતા એ શું છે કે જેના બળથી પ્રતિનિયત અર્થનો પરિચ્છેદ-બોધ થાય છે ? શું તે અર્થાકારોલ્લેખિત્વ છે કે અર્થાકારધારિત્વ છે ? પહેલો પ્રકાર કહો તો અર્થાકારોલ્લેખ તે અર્થપરિચ્છેદરૂપ જ છે અને તેથી જ્ઞાન પ્રતિનિયત અર્થના પરિચ્છેદથી પ્રતિનિયત અર્થનું પ્રકાશક છે એવું તમારું કહેવું થયું અને આથી હેતુમાં સાધ્યાવિશિષ્ટત્વ-સાધ્યસમત્વ દોષ આવે છે અર્થાત્ હેતુ અને સાધ્ય બંને સમાન થઈ ગયા. બીજા પ્રકારમાં જ્ઞાનનું અર્થાકારધારિત્વ સંપૂર્ણપણે છે કે એક દેશથી ? પ્રથમ પક્ષ કહો તો અર્થ જડ હોવાથી સંપૂર્ણ અર્થાકારને પામેલું જ્ઞાન પણ જડ થઈ જશે, જેમકે–અર્થનો ઉત્તરક્ષણ. એટલે કે જ્ઞાનમાં પ્રમાણરૂપતાનો અભાવ થશે, કારણ કે તે સંપૂર્ણપણે પ્રમેય અર્થરૂપતાને ધારણ કરનાર છે. ઉત્તરાર્થક્ષણની જેમ. જ્ઞાનમાં નીલત્વાદિરૂપ એક દેશથી અર્થાકારધારિત્વ છે, એ બીજો પક્ષ કહો તો પ્રશ્ન એ છે કે અજડાકાર જ્ઞાનમાં જડ સ્વભાવ (જડાકારતા)નો સંભવ નથી તો અજડાકાર જ્ઞાન (તદાકાર ન હોવાથી) જડતાવિશિષ્ટ અર્થને કઈ રીતે જણાવશે ? કારણ કે–રસને નહિ જાણનાર રૂપજ્ઞાનથી

કહેનાર વાકયને સકલાદેશ અથવા પ્રમાણવાકય કહેવામાં આવે છે, એ સિદ્ધ થયું.

§૬ "૧ કાલ, ૨ આત્મસ્વરૂપ, ૩ સંબંધ, ૪ સંસર્ગ, ૫ ઉપકાર, ૬ ગુણિ-દેશ, ૭ અર્થ અને ૮ શબ્દ" આ આઠ કાલાદિ કહેવાય છે."

સારાંશ છે કે વસ્તુમાં અનંત ધર્મો છે, એ વાત પ્રમાણથી સિદ્ધ છે માટે કોઈ-પણ એક વસ્તુનું પૂર્ણરૂપથી પ્રતિપાદન કરવાને માટે અનંત શબ્દોનો પ્રયોગ કરવો જોઈએ, કારણ કે-એક શબ્દ એક જ ધર્મનું પ્રતિપાદન કરી શકે છે પરંતુ એ રીતે કરવાથી લોકવ્યવહાર ચાલી ન શકે. માટે એક શબ્દનો પ્રયોગ કરીએ છીએ, તે એક શબ્દ મુખ્ય રૂપથી એક ધર્મનું પ્રતિપાદન કરે છે અને બાકી રહેલ બીજા ધર્મોને તે એક ધર્મથી અભિન્ન માની લેવામાં આવે છે. આ રીતે એક શબ્દથી એક ધર્મનું પ્રતિપાદન થયું અને તેનાથી અભિન્ન હોવાના કારણે શેષ ધર્મનું પણ પ્રતિપાદન થઈ ગયું. આ ઉપાયથી એક જ શબ્દ એકી સાથે અનંત ધર્મોનો અર્થાત્ સંપૂર્ણ વસ્તુનો પ્રતિપાદક થઈ જાય છે, આને સકલાદેશ કહે છે.

શબ્દ દ્વારા સાક્ષાત્ રૂપે પ્રતિપાદિત ધર્મથી બાકીના ધર્મોનો અભેદ કે અભેદોપચાર કાલાદિ દ્વારા થાય છે, તે કાલાદિ આઠ પ્રકારે છે. (૧) કાલ, (૨) આત્મરૂપ, (૩) અર્થ, (૪) સંબંધ, (૫) ઉપકાર, (૬) ગુણિદેશ. (૭) સંસર્ગ, (૮) શબ્દ.

અસ્તિત્વ ધર્મથી બીજા ધર્મોનો અભેદ છે, તે આ પ્રકારે થશે-જીવમાં જે કાલે અસ્તિત્વ છે તે જ કાલમાં અન્ય ધર્મો પણ છે, માટે કાલની અપે-ક્ષાએ અસ્તિત્વ ધર્મ સાથે અન્ય ધર્મોનો અભેદ છે. આ જ રીતે બાકીના સાતની અપેક્ષાએ પણ અભેદ સમજવો જોઈએ. આ પ્રકારને અભેદની પ્રાધાન્યતા કહે છે. દ્રવ્યાર્થિક નયની મુખ્યતા અને પર્યાયાર્થિક નયની ગૌણતા કરવાથી અભેદની પ્રાધાન્યતા થાય છે. જ્યારે પર્યાયાર્થિક નયની મુખ્યતા અને દ્રવ્યાર્થિક નયની ગૌણતા હોય ત્યારે અનંત ગુણો વાસ્તવિક રીતે અભિન્ન થઈ શકતા નથી, માટે તે ગુણોમાં અભેદનો ઉપચાર કરવો પડે છે. આ રીતે અભેદની પ્રાધાન્યતા અને અભેદના ઉપચારથી એકી સાથે અનંત ધર્માત્મક વસ્તુનું પ્રતિપાદન કરનાર વાક્ય (વચન) સકલાદેશ કહેવાય છે. ૪૪

(પ૦) **गुणिदेशस्ये**त्यादि गद्ये **तदभेदे** इति गुण्यभेदे । **तदभेदे** इति संसर्गाभेदे ॥४४॥

अधुना नयवाक्यस्वभावत्वेन नयविचारावसरलक्षणीयस्वरूपमपि विकलादेशं सकलादेशस्वरूपनिरूपणप्रसङ्गेनात्रैव लक्षयन्ति—

**तद्विपरीतस्तु विकलादेशः ॥४५॥**

१ नयविषयीकृतस्य वस्तुधर्मस्य भेदवृत्तिप्राधान्याद्, भेदोपचाराद्वा क्रमेण यदभिधायकं वाक्यम्, स विकलादेशः । एतदुल्लेखस्तु नयस्वरूपानभिज्ञश्रोतॄणां दुरवगाह इति नयविचारावसर एव प्रदर्शयिष्यते ॥४५॥

વિકલાદેશ નયસ્વરૂપ હોવાથી નયવિચારના સમયે જ તેનું લક્ષણ કરવું જોઈએ, છતાં સકલાદેશના સ્વરૂપના નિરૂપણના પ્રસંગથી અહીં જ તે જણાં-વવામાં આવે છે—

ઉપર્યુક્ત સકલાદેશથી વિપરીત વચન વિકલાદેશ છે. ૪૫.

§૧. ભેદની પ્રાધાન્યતાથી અથવા ભેદના ઉપચારથી નયના વિષયરૂપ વસ્તુ ધર્મને ક્રમે કરી પ્રતિપાદન કરનારું વાક્ય (વચન) વિકલાદેશ કહેવાય છે, વિકલાદેશના ઉલ્લેખ (શબ્દપ્રયોગ) નયવાક્યને નહિ જાણનાર શ્રોતાને દુર્બોધ છે, માટે તે નયવિચારના સમયે જણાવવામાં આવશે.

સારાંશ છે કે સકલાદેશમાં દ્રવ્યાર્થિક નયની પ્રધાનતાને કારણે વસ્તુના અનંત ધર્મોનો અભેદ કરવામાં આવે છે, વિકલાદેશમાં પર્યાયાર્થિક નયની પ્રધાનતાને કારણે તે ધર્મોનો ભેદ છે. અહીં પણ કાલાદિ આઠના આધારે જ ભેદ કરવામાં આવે છે, પર્યાયાર્થિકનય કહે છે કે—એક કાલમાં એક જ વસ્તુમાં ભિન્ન ભિન્ન ધર્મોની સત્તા સ્વીકારવામાં આવે તો વસ્તુ પણ ભિન્ન ભિન્ન સ્વરૂપવાળી થઈ જશે પણ એક સ્વરૂપવાળી નહિ રહે. આ જ રીતે ભિન્ન ભિન્ન ગુણો સંબંધી આત્મરૂપ ભિન્ન ભિન્ન જ હોઈ શકે છે, પરંતુ એક હોઈ શકતું નથી. ૪૫.

प्रमाणं निर्णीयाथ यतः कारणात् प्रतिनियतमर्थमेतद् व्यवस्थापयति, तत् कथयन्ति—

**तद् द्विभेदमपि प्रमाणमात्मीयप्रतिबन्धकापगमविशेषस्वरूपसामर्थ्यतः प्रतिनियतमर्थमवद्योतयति ॥४६॥**

१ प्रत्यक्ष-परोक्षरूपतया द्विप्रकारमपि प्रागुपवर्णितस्वरूपं प्रमाणं स्वकीयज्ञानावरणाद्यदृष्टविशेषक्षयक्षयोपशमलक्षणयोग्यतावशात् प्रतिनियतं नीलादिकमर्थं व्यवस्थापयति ॥४६॥

પ્રમાણનો નિર્ણય કરીને હવે જે કારણથી આ પ્રમાણ પ્રતિનિયત અર્થનું વ્યવસ્થાપન કરે છે તે કારણનું કથન—

**પ્રત્યક્ષ અને પરોક્ષ એમ બે ભેદવાળું પ્રમાણ પોતાના પ્રતિબંધકના અપગમ વિશેષરૂપ સામર્થ્યથી પ્રતિનિયત અર્થને પ્રકાશિત કરે છે. ૪૬.**

§૧ પૂર્વે જેનું સ્વરૂપ કહેવામાં આવ્યું છે તેવાં પ્રત્યક્ષ અને પરોક્ષ એ બે પ્રમાણો પોતપોતાના જ્ઞાનાવરણાદિરૂપ કર્મવિશેષના ક્ષય અથવા તો ક્ષયોપશમરૂપ યોગ્યતાને કારણે નીલાદિક પ્રતિનિયત અર્થનું વ્યવસ્થાપન —નિશ્ચય કરે છે.

સારાંશ છે કે પરોક્ષ જ્ઞાનવરણીય કર્મના ક્ષય કે ક્ષયોપશમથી પરોક્ષ પ્રમાણ ઉત્પન્ન થાય છે અને પ્રત્યક્ષ જ્ઞાનાવરણીય કર્મના ક્ષય કે ક્ષયોપશમથી પ્રત્યક્ષ જ્ઞાન થાય છે. કોઈ જ્ઞાનમાં માત્ર ઘટ જ પ્રતીત થાય છે તો કોઈ જ્ઞાનમાં માત્ર પટ જ પ્રતીત થાય છે. તેમાં આ જ એટલે કે તે સંબંધી આવરણ કર્મનો ક્ષય કે ક્ષયોપશમ જ કારણ છે અર્થાત્ કહેવાનો આશય એ છે કે—પદાર્થને જાણનાર જ્ઞાનના આવરણનો ક્ષય કે ક્ષયોપશમ હશે તો જ તે પદાર્થ તે જ્ઞાનમાં પ્રકાશિત થશે. આ રીતે ક્ષય કે ક્ષયોપશમરૂપ શક્તિ જ નિયત પદાર્થને જણાવવામાં કારણ છે. ૪૬.

(૫૦) प्रमाणं निर्णीयेत्यादिगद्ये । एतदिति प्रमाणम् ॥४६॥

આમ્રફલાદિમાં રસવિશિષ્ટતાનું એટલે કે આમ્રફલ તથાપ્રકારના રસયુક્ત છે એવું જ્ઞાન થતું નથી. વળી, જ્ઞાન દેશથી અર્થાકારધારી હોવાથી નીલ અર્થની જેમ સમસ્ત પદાર્થોને વિષય કરે–એવી આપત્તિ આવશે, કારણ કે જ્ઞાનમાં સત્ત્વાદિરૂપે અર્થાકારધારિત્વ સર્વત્ર અવિશિષ્ટ–સમાન જ છે. અર્થાત્ જ્ઞાન સર્વત્ર સત્ત્વાદિરૂપે સરખું જ અર્થાકારધારી છે.

બૌદ્ધ—સત્ત્વાદિરૂપે અર્થાકારધારિત્વ સમાન હોય છતાં નીલાદિ આકાર વિલક્ષણ–જુદો જ હોવાથી સમસ્ત પદાર્થોનું જ્ઞાન થતું નથી.

જૈન—તો પછી સમાન આકારવાળા સમસ્ત પદાર્થોના ગ્રહણ(જ્ઞાન)ની પ્રાપ્તિ થશે.

બૌદ્ધ—જ્ઞાન જેનાથી ઉત્પન્ન થાય છે તે જ પદાર્થના આકારને અનુસરણ કરવા દ્વારા ગ્રહણ થાય છે.

જૈન—અમે તેનો ઉત્તર કહી ચૂક્યા જ છીએ કે–સમાન પદાર્થને વિષય કરનાર ઉત્તરજ્ઞાનમાં પૂર્વજ્ઞાનના ગ્રહણની આપત્તિ આવશે. અર્થાત ઉત્તરજ્ઞાન પણ પૂર્વજ્ઞાનનું ગ્રાહક થશે માટે તદુત્પત્તિ અને તદાકારતા દ્વારા જ્ઞાન પ્રતિનિયત અર્થનું પ્રકાશક નથી, પરંતુ પ્રતિબંધકના નાશથી એટલે કે આવરણના ક્ષય કે ક્ષયોપશમથી જ જ્ઞાન પ્રતિનિયત અર્થનું પ્રકાશક છે એ સિદ્ધ થયું. ૪૭

એ પ્રમાણે 'પ્રમાણનયતત્ત્વાલોક' નામના ગ્રંથમાં શ્રીરત્નપ્રભાચાર્ય મહારાજ વિરચિત 'રત્નાકરાવતારિકા' નામની લઘુટીકામાં 'આગમસ્વરૂપનિર્ણય' નામના ચોથા પરિચ્છેદનો રૈવતાચલચિત્રકૂટાદિ પ્રાચીન (જીર્ણ)તીર્થોદ્ધારક શ્રીવિજયનીતિસૂરીશ્વરજીના શિષ્યાણુ મુનિ મલયવિજયજીએ સ્વઅભ્યાસ સમયે કરેલ ગુર્જરભાષાનુવાદ પૂર્ણ થયો.

(प०) **अथ देशेने**त्यादि गद्ये तद्धि **तद्विशिष्टत्व**मिति नीलादिविशिष्टत्वम् । **तद्विशिष्टते**ति रसविशिष्टता । **किञ्चे**त्यादिना प्रसङ्गमुत्पादयति जैनः । **तदविशेषेऽपी**ति सत्त्वादिमात्राऽविशेषे ॥४७॥

**॥ इति चतुर्थः परिच्छेदः समाप्तः ॥**

**चतुर्थपरिच्छेदे वादस्थलानि—**

काणादाभिमतं शब्दस्य यदनुमानत्वं तस्य निरासः १, **श्रुते**रपौरुषेयत्वनिरासः २, शब्दाभिव्यक्तिनिरासेन शब्दानित्यत्वस्थापनं ३, यौगाभिमताकाशगुणत्वनिरासेन शब्दपौद्गलिकत्वस्थापनं च ४, शक्तिसाधनं ५, सङ्केतस्थापनम् ६, अपोहः शब्दार्थ इत्यस्य निराकरणं ७, सामान्यविशेषात्मनोऽर्थस्य वाचकः शब्द इति स्थापनम् ८, सप्तभङ्गीप्ररूपणम् ९, तदुत्पत्तितदाकारतानिरासेन स्वकीयप्रतिबन्धकापगमविशेषस्वरूपसामर्थ्यतः प्रमाणस्यार्थावद्योतकत्वव्यवस्थापनम् १०॥ एवं दश ॥

(टि०) **एतद्व्यवच्छेद्य**मित्यादि । **तयो**रिति तदुत्पत्ति–तदाकारतयोः । [1]**एतयो**रिति तदुत्पत्ति–तदाकारतयोः । **तस्ये**ति अर्थस्य । **तानी**ति ज्ञानानि ॥ **अथ देशेने**त्यादि ॥ **तद्विशिष्टत्व**मिति जडताविशिष्टताम् । **तस्ये**ति ज्ञानस्य । **तदविशेषेपी**ति सत्त्वाकाराविशेषेऽपि । **प्रत्ययस्ये**ति ज्ञानस्य ॥४७॥

**इति श्रीसाधुपूर्णिमागच्छीयश्रीमदाचार्यगुणचन्द्रसूरिशिष्यपं०ज्ञानचन्द्रविरचिते रत्नाकरावतारिकाटिप्पनके चतुर्थः परिच्छेदः समाप्तः ॥ श्री ॥**

---

१ अत्र मूले अनयोः इति पाठः ।

अर्हम्

# अथ पञ्चमः परिच्छेदः ।

इत्थं प्रमाणस्य स्वरूपसंख्ये समाख्याय विषयमाचक्षते—

**तस्य विषयः सामान्य-विशेषाद्यनेकान्तात्मकं वस्तु ॥१॥**

§१ तस्य प्रमाणस्य । विसीयन्ते निबध्यन्ते विषयिणोऽस्मिन्निति विषयो गोचरः परिच्छेद्यमिति यावत् । सामान्य-विशेषौ वक्ष्यमाणलक्षणावादिर्यस्य सदसदाद्यनेकान्तस्य तत्तदात्मकं तत्स्वरूपं वस्त्विति । एवं च केवलस्य सामान्यस्य, विशेषस्य, तदुभयस्य वा स्वतन्त्रस्य प्रमाणविषयत्वं प्रतिक्षिप्तं भवति ।

§२ अथैतदाकर्ण्य कर्णाम्रेडपीडिता इव यौगाः संगिरन्ते । नन्वहो जैनाः ! केनेदं सुहृदा कर्णपुटविटङ्कितमकारि युष्माकम्—स्वतन्त्रौ सामान्यविशेषौ न प्रमाणभूमिरिति । सर्वगतं हि सामान्यं गोत्वादि, तद्विपरीतास्तु शबलशाबलेयबाहुलेयादयो विशेषाः, ततः कथमेषामैक्यमाकर्णयितुमपि सकर्णैः शक्यम् ? तथा च सामान्य-विशेषावत्यन्तभिन्नौ, विरुद्धधर्माध्यस्तत्वात्, यावेवं तावेवम् , यथा पाथःपावकौ, तथा चेतौ, तस्मात्तथा, ततो न सामान्यविशेषात्मकत्वं घटादेर्घटते ।

પ્રમાણના સ્વરૂપ અને સંખ્યા કહીને પ્રમાણના વિષયનું કથન—

સામાન્ય, વિશેષ આદિ અનેકાન્તાત્મક વસ્તુ તેનો વિષય છે. ૧.

§૧ તેનો એટલે પ્રમાણનો, વિષયી-જ્ઞાન જેમાં બંધાય તે વિષય છે, તે ગોચર કે પરિચ્છેદ્ય પણ કહેવાય છે. સૂત્રમાં 'આદિ' પદ ગ્રહણ કરેલ છે, તેથી જેમનું સ્વરૂપ આગળ કહેવાશે તે સામાન્ય અને વિશેષ જેમની આદિમાં છે, એવા સત્-અસત્, નિત્ય-અનિત્ય, અભિલાપ્ય-અનભિલાપ્ય આદિ ધર્મોનું પણ ગ્રહણ કરવું, એટલે કે- તે તે સામાન્ય-વિશેષ આદિ અનેકાન્તાત્મક-અનેક ધર્મયુક્ત વસ્તુ પ્રમાણનો વિષય છે, એમ સમજવું. આ પ્રમાણે કહેવાથી જેઓ કેવળ સામાન્યને કે કેવળ વિશેષને અથવા સામાન્ય અને વિશેષ ઉભયને સ્વતંત્રરૂપે પ્રમાણનો વિષય માને છે, તેમની માન્યતાનું નિરસન કર્યું છે.

§૨ ઉપરોક્ત સૂત્રરચના સાંભળી જાણે કે કાન મરડવાથી પીડાએલા હોય તેવા યૌગ આ પ્રમાણે કહે છે—અહો હે જૈનો ! કયા હિતેચ્છુએ તમારા કાનમાં આ ટાંકણાં માર્યાં (એટલે કે-શલ્યયુક્ત કાન થવાથી બીજાનું કશું સાંભળી શકાય નહિ) કે સ્વતંત્ર સામાન્ય કે સ્વતંત્ર વિશેષ પ્રમાણનો વિષય નથી ? ગોત્વાદિરૂપ સામાન્ય તો સર્વગત (સર્વત્ર વ્યાપ્ત) છે અને તેથી વિપરીત શબલ-(ટપકવાળી ગાય) શાબલેય, બહુલ (બહુ જ દૂધ દેનાર ગાય) બાહુલેય આદિ વિશેષોનું ઐક્ય-એકતા સકર્ણ (વિદ્વાન્) માનવથી સાંભળી પણ કેમ શકાય ? સામાન્ય અને વિશેષ બન્ને પરસ્પર અત્યન્ત ભિન્ન છે,

કારણ કે તેઓ વિરુદ્ધ ધર્મના આશ્રય છે, જે વિરુદ્ધ ધર્મના આશ્રય હોય તે અત્યન્ત ભિન્ન હોય છે, જેમકે-પાણી અને અગ્નિ. તેવી જ રીતે સામાન્ય અને વિશેષ બન્ને પરસ્પર વિરુદ્ધ ધર્મના આશ્રય છે. તેથી તે બન્ને પરસ્પર અત્યન્ત ભિન્ન છે. માટે ઘટાદિ(પદાર્થ)ની સામાન્યવિશેષાત્મકતા-સામાન્ય અને વિશેષ ઉભયસ્વરૂપતા) યુક્તિસિદ્ધ નથી.

(प०) ऍं, नमः ॥ पञ्चमपरिच्छेदे **विपयिण** इति प्रमाणानि । **स्वतन्त्रस्ये**ति **यौगा**भिमतस्य ।

**युष्माकमि**त्यतोऽग्रे यदिति गम्यम् । **सर्वगतमित्या**दिना त एव प्रमाणयन्ति। **तद्विपरीता** इति असर्वगताः

(टि०) **एवं चे**त्यादि॥ **सामान्यस्ये**ति सांख्यमतम्, केवलसामान्यस्याङ्गीकारात्। **विशेषस्ये**ति । सामान्यममान्यम्, विशेष एव चित्ततोपपोषक इति प्रतिपादयत् सौगतमतम्। **उभयस्ये**ति स्वतन्त्रौ सामान्यविशेषौ प्रमाणभूमिरिति साधयत् यौगमतम् ।

**नन्वहो जैना** इत्यादि । **तद्विपरी**ता इति सामान्यविपर्ययभूताः । **एषामि**ति सामान्यविशेषानाम् ।

§३ तदेतत्परमप्रणयपरायणप्रणयिनीप्रियालापप्रायं वासवेश्मान्तरेव राजते। तथाहि-यदिदं सर्वगतत्वं सामान्यस्य न्यरूपि, तत् किं व्यक्तिसर्वगतत्वम्, सर्वसर्वगतत्वं वा स्वीकृत्य ? यदि प्राक्तनम्, तदा तर्णकोत्पाददेशे तदविद्यमानं वर्णनीयम्, अन्यथा व्यक्तिसर्वगतत्वव्याघातात् । तत्रोत्पन्नायां च व्यक्तौ कुतस्तत् तत्र भवेत् ? किं व्यक्त्या सहैवोत्पद्येत, व्यक्त्यन्तराद्वा समागच्छेत् ? । नाद्यः पक्षः, नित्यत्वेनास्य स्वीकृतत्वात्। द्वितीयपक्षे तु ततस्तदागच्छत् पूर्वव्यक्तिं परित्यज्यागच्छेत, अपरित्यज्य वा ? । प्राचिकविकल्पे, प्राक्तनव्यक्तेर्निःसामान्यताऽऽपत्तिः । द्वितीयपक्षे तु किं व्यक्त्या सहैवागच्छेत्, केनचिदंशेन वा ? आद्ये शाबलेयेऽपि बाहुलेयोऽयमिति प्रतीतिः स्यात् । द्वितीयपक्षे तु सामान्यस्य सांशताऽऽपत्तिः । सांशत्वे चास्य व्यक्तिवदनित्यत्वप्राप्तिः ।

§४ अथ विचित्रा वस्तूनां शक्तिः; यथा मन्त्रादिसंस्कृतमन्नमुदरस्थं व्याधिविशेषं छिनत्ति, नोदरम्; तद्वदिहापि सामान्यस्येदृशी शक्तिः, यया स्वहेतुभ्यः समुत्पद्यमानेऽर्थे पूर्वस्थानादचलदेव तत्र वर्त्तत इति चेत् ।

§५ स्यादेतदेवम्, यद्येकान्तेनैक्यं सामान्यस्य प्रमाणेन प्रसिद्धं स्यात्; न चैवम्, तस्यैव तत्त्वतो विचारयितुमुपक्रान्तत्वात् । यथाहि—यद्यस्यैकान्तैक्यं कीर्त्यते, तदा भिन्नदेशकालासु व्यक्तिषु वृत्तिर्न स्यादिति । यदि तु स्वभाववादालम्बनमात्रेणैवेयमुपपाद्यते तदा किममुना सामान्येन ? कितरां वाऽन्येनापि भूयसा वस्तुना परिकल्पितेन ? एकैव काचित् पद्मनिधीयमाना व्यक्तिरभ्युपगम्यताम् । सा हि तथास्वभावत्वात् तथा तथा प्रथिष्यत इति लाभाभिलापुकस्य मूलोच्छेदः । तन्न व्यक्तिसर्वगतत्वमेतस्य सङ्गतिगोचरीभावमभजत् ।

---

१ यथा मु ।

ગ્રામ્યત્વ, ગ્રૈષ્મિકત્વ, આ બધા પ્રકારે તેનું અસત્ત્વ હોય તો તેમાં વિરોધના ગંધ-(અસર) પણ ક્યાં છે ? અર્થાત્ બિલકુલ વિરોધ નથી.

(पं०) **नन्वित्यादि** परः । **अत्रेति** अनेकान्ते । **तदनवदातमिति** सूरिः ।

(टि०)**प्रध्वस्त** इत्यादि ॥ कनककलशविनाशे नरपतिदुहितुः निष्प्रतिक्रियः शोकशङ्कुः समुन्मीलितवान् सुवर्णकलशभङ्गात् ॥ तत्सुवर्णनिर्मितो रत्नरश्मिकरम्बितः किरीटः क्षितिपतिना युवराजाय ददे ॥ स मौलिलाभात् प्रमोदभागजनि । राज्ञो माध्यस्थ्यं मूलद्रव्यस्य सुवर्णस्य विद्यमानत्वात् । अत एव उत्पत्तिव्ययध्रौव्यात्मकं प्रमोदविषादमाध्यस्थ्यात्मकं च । **पूर्वाकारेति** पूर्वाकारस्य कलशलक्षणस्य विनाशः तस्मात्कलशादपरस्य मौलेरुदयः । तत् पूर्वोत्तराकारलक्षणं द्वयं तस्याऽऽधार एक इति सुवर्णरूपः । इत्यपि त्रयं **तथा प्रत्ययादिति** त्रयात्मकस्य वस्तुतः प्रतीतेः ।

**नन्वत्रेत्यादि** ॥ **अन्यथेति** असत्त्वपरिहाराभावे सत्त्वासत्वयोर्विशेषाभावे । **तयोरिति** सत्त्वाऽसत्त्वयोः ॥ **अविशेष** इति अभेद ऐक्यमेवेत्यर्थः ॥ **स्वरूपेणेति** भावेन । **पटत्वेति** पररूपेण भावद्रव्यक्षेत्रकालरूपैरविद्यमानत्वम् ।

§१४ ये तु सौगताः परासत्त्वं नाभ्युपयन्ति, तेषां घटादेः सर्वात्मकत्वप्रसंगः । तथाहि–यथा घटस्य स्वरूपादिना सत्त्वम्, तथा यदि पररूपादिनाऽपि स्यात्, तथा सति स्वरूपादित्ववत् पररूपादित्वप्रसक्तेः कथं न सर्वात्मकत्वं भवेत् ? । परासत्त्वेन तु प्रतिनियतोऽसौ सिध्यति ।

§१५ अथ न नाम नास्ति परासत्त्वम्, किन्तु स्वसत्त्वमेव तदिति चेत् । अहो ! नूतनः कोऽपि तर्कवितर्ककर्कशः समुल्लापः । न खलु यदेव सत्त्वम्, तदेवासत्त्वं भवितुमर्हति, विधिप्रतिषेधरूपतया विरुद्धधर्माध्यासेनानयोरैक्यायोगात् । अथ पृथक् तन्नाभ्युपगम्यते, नच नाभ्युपगम्यत एवेति किमिदमिन्द्रजालम् ? । ततश्चास्यानक्षरमसत्त्वमेवोक्तं भवति । एवं च यथा स्वासत्त्वासत्त्वात् स्वसत्त्वं तस्य, तथा परासत्त्वासत्त्वात् परसत्त्वप्रसक्तिरनिवारितप्रसरा, विशेषाभावात् ।

§१६ अथ नाभावनिवृत्त्या पदार्थो भावरूपः, प्रतिनियतो वा भवति, अपि तु स्वसामग्रीतः स्वस्वभावनियत एवोपजायत इति किं परासत्त्वेनेति चेत् ? । न किञ्चित् । केवलं स्वसामग्रीतः स्वस्वभावनियतोत्पत्तिरेव परासत्त्वात्मकत्वव्यतिरेकेण नोपपद्यते । पारमार्थिकस्वासत्त्वासत्त्वात्मकस्वसत्त्वेनेव परासत्त्वासत्त्वात्मकपरसत्त्वेनाप्युत्पत्तिप्रसंगात् ।

§૧૪ વળી, બૌદ્ધો કે જેઓ પદાર્થમાં પરાસત્ત્વ (પરરૂપાદિપણે અભાવ) માનતા નથી. તેથી તેઓના મતે ઘટાદિ પદાર્થમાં સર્વાત્મકતાનો (એક જ પદાર્થમાં સર્વ પદાર્થરૂપતાનો) પ્રસંગ આવશે. તે આ પ્રમાણે–જે પ્રકારે ઘટાદિ પદાર્થનું સ્વરૂપાદિદ્વારા સત્ત્વ છે, તેમ જો પરરૂપાદિદ્વારા પણ સત્ત્વ થાય તો–પદાર્થ સ્વ-

तथाच स्थितं नित्यानित्यानेकान्तः कान्त एवेति ।

૧૦§ વળી પંચાશત્ ગ્રંથમાં પણ એમ કહ્યું છે કે–
"સુવર્ણનો કળશ (ઘટ) નાશ પામ્યો તેથી પુત્રીને શોક થયો, (તેજ સુવર્ણનો) મુકુટ થયો તેથી પુત્રને હર્ષ થયો અને રાજાએ માધ્યસ્થતા ધારણ કરી આ સ્થળે પૂર્વાકારનો નાશ થયો, ઉત્તરાકારની ઉત્પત્તિ થઈ અને અને તે બન્નેના આધારરૂપ એક (સુવર્ણદ્રવ્ય) સ્થિત છે, માટે તથાપ્રકારના અનુભવથી તત્ત્વ ઉત્પાદાદિ ત્રણમય છે, એ સિદ્ધ થયું." અને એ પ્રમાણે નિત્યાનિત્યરૂપ અનેકાન્ત એ જ કાંત સુંદર છે એ સિદ્ધ થયું.

(૧૦) मौलाविति मुकुटे। तथा चेति तथा च सति ।

§११ एवं सदसदनेकान्तोऽपि ।

§१२ नन्वत्र विरोधः । कथमेकमेव कुम्भादि वस्तु सच्च, असच्च भवति ? । सत्त्वं ह्यसत्त्वपरिहारेण व्यवस्थितम् , असत्त्वमपि सत्त्वपरिहारेण, अन्यथा तयोरविशेषः स्यात् । ततश्च तद्यदि सत् , कथमसत ?; अथासत् , कथं सदिति ? ।

§१३ तदनवदातम् । यतो यदि येनैव प्रकारेण सत्त्वम् , तेनैवाऽसत्त्वम् , येनैव चासत्त्वम् , तेनैव सत्त्वमभ्युपेयेत, तदा स्याद्विरोधः । यदा तु स्वरूपेण घटादित्वेन, स्वद्रव्येण हिरणमयादित्वेन, स्वक्षेत्रेण नागरादित्वेन, स्वकालत्वेन वासन्तिकादित्वेन सत्त्वम्, पररूपादिना तु पटत्वतन्तुत्वग्राम्यत्वग्रैष्मिकत्वादिनाऽसत्त्वम् , तदा क्व विरोधगन्धोऽपि ।

§૧૧ એ જ પ્રમાણે સદ્-અસદ્રૂપ અનેકાન્ત પણ સમજી લેવો.
§૧૨ યૌગ—આમાં તો વિરોધ દોષ છે, કારણ કે-એક જ કુંભાદિ પદાર્થ સત્ અને અસત્ કઈ રીતે હોઈ શકે ? કારણ કે-અસત્ત્વનો ત્યાગ કરીને 'સત્ત્વ' અને સત્ત્વનો ત્યાગ કરીને 'અસત્ત્વ' રહેલ છે, અને જો સત્ અને અસત્ ને પરસ્પરના પરિહારરૂપ નહિ માનો તો–સત્ત્વ અને અસત્ત્વનો કંઈ ભેદ રહેશે નહિ, અર્થાત્ તે બન્નેનો અભેદ થવાથી એકરૂપ બની જશે, અને તેથી કરીને તે કુંભાદિ પદાર્થ જો સત્ હોય તો અસત્ કઈ રીતે ? અને અસત્ હોય તો સત્ કઈ રીતે ?

§૧૩ જૈન--તમારું આ કથન નિર્દોષ નથી. કારણ કે જે પ્રકારે સત્ત્વ છે, તે જ પ્રકારે અસત્ત્વ અને અસત્ત્વ છે તે જ પ્રકારે સત્ત્વ સ્વીકારવામાં આવે તો જ વિરોધ આવે, પરંતુ જો-સ્વરૂપથી ઘટાદિરૂપે, સ્વદ્રવ્યથી સુવર્ણાદિનો, સ્વક્ષેત્રથી નાગરાદિનો (નગરંકાદિમાં ઉત્પન્ન થયેલનો) સ્વકાલથી વસંત ઋતુનો, એ પ્રકારે પદાર્થનું સત્ત્વ હોય, અને પરરૂપાદિ એટલે-પટત્વ, તંતુત્વ,

§१७ यौगास्तु प्रगल्भन्ते–सर्वथा पृथग्भूतपरस्पराभावाभ्युपगममात्रेण पदार्थप्रतिनियमप्रसिद्धेः पर्याप्तं तेषामसत्त्वात्मकत्वकल्पनाकदर्थनेनेति।

§१८ तदसुन्दरम्। यतो यदा पटाद्यभावरूपो घटो न भवति, तदा घटः पटादिरेव स्यात्। यथा च घटस्य घटाभावाद्भिन्नत्वाद् घटरूपता, तथा पटादेरपि स्यात्, घटाभावाद्भिन्नत्वादेव। किञ्च, अमीषां भावानां स्वतो भिन्नानाम्, अभिन्नानां वा भिन्नाभावेन भेदः क्रियते। नाद्यः पक्षः, स्वहेतुभ्य एव भिन्नानामेषामुत्पत्तेः। नापि द्वितीयः, स्वयमभिन्नानामन्योऽन्याभावासंभवात्। भावाभावयोश्च भेदः स्वत एव वा स्यात्, अभावान्तरेण वा। प्राचि पक्षे, भावानामपि स्वरूपेणैवायमस्तु, किमपरेणाभावेन परिकल्पितेन ?। द्वितीये, पुनरनवस्थानापत्तिः, अभावान्तरेष्वप्यभावान्तराणां भेदकानामवश्यस्वीकरणीयत्वात्। कथञ्चिदभिन्ने तु भावादभावे न कश्चिदमूदृशकलङ्कावकाशः। वस्त्वेव हि तत्तथा; सदसदंशयोस्तथापरिणतिरेव हि घटः पटो वाऽभिधीयते, न केवलः सदंशः, ततः कथं घटादिः परेणात्मानं मिश्रयेत् ?। इति सूक्तः सदसदनेकान्तः। एवमपरेऽपि भेदाभेदानेकान्तादयः स्वयं चतुरैर्विवेचनीयाः ॥८॥

इति प्रमाणनयतत्त्वालोकालंकारे श्रीरत्नप्रभाचार्यविरचितायां रत्नाकरावतारिकाख्यलघुटीकायां प्रमेयस्वरूपनिर्णयो नाम पञ्चमः परिच्छेदः ॥ ५ ॥

§૧૭ અહીં યૌગો વળી આ પ્રમાણે વાગાડંબર કરે છે—

યૌગ—પદાર્થથી અત્યન્ત ભિન્ન એવા ઈતરેતરાભાવના સ્વીકાર માત્રથી જ પદાર્થના પ્રતિનિયમ–અર્થાત્ પદાર્થનું નિયત સ્વસ્વરૂપ સિદ્ધ થઈ જાય છે, તો પદાર્થોને, અસત્ત્વાત્મક કલ્પીને તેમની શા માટે કદર્થના કરવી ?

§૧૮ જૈન—યૌગોનું ઉપરોક્ત કથન પણ પ્રશંસનીય નથી, કારણ કે–જો પટાદિના અભાવરૂપ ઘટ ન હોય તો તે ઘટ પણ પટાદિરૂપ થઈ જશે. કારણ કે–જેમ ઘટાભાવથી ભિન્ન હોવાથી ઘટની ઘટરૂપતા છે તેમ ઘટાભાવથી ભિન્ન હોવાથી પટાદિની પણ ઘટરૂપતા થઈ જશે. વળી, આ ઘટપટાદિનો ભેદ અત્યન્ત ભિન્ન એવા ઈતરેતરાભાવને કારણે થાય છે, તો શું તે ઘટાદિ પદાર્થો સ્વતઃ ભિન્ન છે કે અભિન્ન ? સ્વતઃ ભિન્ન તો નથી, કારણ કે–આ ઘટપટાદ પદાર્થો પોતાના કારણોથી જ ભિન્ન રૂપે ઉત્પન્ન થાય છે. અર્થાત્ ઉત્પત્તિના હેતુઓ જ ભિન્ન હોવાથી પદાર્થો ભિન્ન છે, પણ સ્વતઃ ભિન્ન નથી. સ્વતઃ અભિન્ન પણ નથી, કારણ કે–સ્વયં અભિન્ન પદાર્થોમાં ઈતરેતરાભાવનો સંભવ જ નથી.

વળી, ભાવ અને અભાવનો ભેદ શાથી થાય છે ? સ્વતઃ થાય છે કે બીજા કોઈ અભાવ દ્વારા ? સ્વતઃ ભેદ થતો હોય તો ભાવોમાં પણ સ્વતઃ–એટલે કે સ્વરૂપથી જ ભેદ કેમ ન થાય ? તો પછી બીજા અભાવને ભેદના કારણરૂપે કલ્પ-

રૂપની જેમ પરરૂપ પણ બની જશે. તેથી તે સર્વાત્મક કેમ નહિ થાય ? પણ જો પદાર્થમાં પરાસત્ત્વ સ્વીકારવામાં આવે તો તે પદાર્થ પ્રતિનિયત-(વિશેષ-રૂપ) સિદ્ધ થાય છે.

§૧૫ બૌદ્ધ—પરાસત્ત્વ કાંઈ જ નથી એમ અમે કહેતા નથી, પરંતુ સ્વ-સત્ત્વ એ જ પરાસત્ત્વ છે એમ કહીએ છીએ.

જૈન—અહો ! આ તો તમારું કોઈ નવું જ તર્ક વિતર્કથી કર્કશ-(કઠોર) એવું કથન છે, કારણ કે- જે સત્ત્વ જ છે તે અસત્ત્વ કેમ બની શકે ? કેમ કે-સત્ત્વ વિધિરૂપ છે, અને અસત્ત્વ પ્રતિષેધરૂપ છે. માટે વિરુદ્ધ ધર્મના આશ્રય-દ્વારા આ બન્નેમાં ઐક્ય ઘટી શકતું નથી.

બૌદ્ધ—અસત્ત્વને અમે પૃથક્-ભિન્ન માનતા નથી.

જૈન—પણ તેને તમે નથી માનતા એમ પણ નથી, તો આ કેવી ઈન્દ્ર-જાલની રચના કરી ? આથી તો તેમ મોંથી કહ્યા વિના પણ અસત્ત્વનું અસત્ત્વ જ કહ્યું એમ કહેવાશે, એથી કરીને જેમ પદાર્થ સ્વઅસત્ત્વનું અસત્ત્વ હોય તો તે પદાર્થનું અસત્ત્વ થાય છે, તેમ પરાસત્ત્વનું અસત્ત્વ હોય તો પર સત્ત્વનો પણ પ્રસંગ આવે તેને તમે નિવારી શકશો નહિ, કારણ કે-બન્ને સ્થળે અસત્ત્વનું અસત્ત્વ સમાન જ છે.

§૧૬ બૌદ્ધ—અભાવની નિવૃત્તિથી-(અભાવના અભાવથી) પદાર્થ ભાવરૂપ કે પ્રતિનિયતરૂપ થતો નથી પરંતુ પોતાની કારણરૂપ સામગ્રીથી તે સ્વસ્વભાવ નિયત-સ્વસ્વરૂપે જ ઉત્પન્ન થાય છે, માટે પરાસત્ત્વનું શું પ્રયોજન છે ?

જૈન--કશું નથી. પણ સ્વસામગ્રીથી તો કેવલ સ્વસ્વભાવમાં નિયતની-અર્થાત્ સ્વસત્ત્વાત્મકતાની જ ઉત્પત્તિ થાય છે પણ તે પરાસત્ત્વાત્મકતાથી ભિન્ન છે એ તો ઘટતું નથી. આ એક વિચારણીય બાબત છે, કારણ કે તેથી માનવામાં, સ્વાસત્ત્વના અસત્ત્વરૂપ પારમાર્થિક સ્વસત્ત્વની જેમ પરાસત્ત્વના અસત્ત્વરૂપ પરમાર્થિકની પણ ઉત્પત્તિનો પ્રસંગ આવશે.

(पं०) **स्यात्** सत्त्वम् । **परासत्त्वेने**ति अस्मदभिमतेन ।

**अथे**त्यादि सौगतः । **अनयो**रिति सत्त्वासत्त्वयोः । **न च नाभ्युपगम्यत एवे**ति अपि तु सत्त्वसम्मिलितत्वेनाभ्युपगम्यत एव । **अस्ये**ति घटस्य । **तस्ये**ति पदार्थस्य । **तथा परासत्त्वासत्त्वा**दित्यादि । परा हि तैर्निषिद्धम्, अतस्तस्यासत्त्वासत्त्वम् । परासत्त्वाच्च परसत्त्वं बलात् आप्नोति ।

(प०) **अथे**त्यादि बौद्धः । **अभावनिवृत्त्ये**ति परासत्त्वलक्षणनिवृत्त्या । **न किञ्चि**-द्दित्यादि सूरिः । **पारमार्थिके**त्यादिना एतदेव व्याचष्टे । **परासत्त्वासत्त्वात्मकपरासत्त्वे-नाऽप्युत्पत्तिप्रसंगा**दिति परासत्त्वेऽनभ्युपगम्यमाने ।

(टि०) **तेषां** घटादेरित्यादिः । **असावि**ति घटादिः ।

**तदिती**ति परासत्त्वमिति । **अनयो**रिति सत्त्वाऽसत्त्वयोः । **पृथगि**ति भिन्नम् । **तदि**ति असत्त्वम् । **अस्ये**ति ताथागतस्य । परासत्त्वं हि तैर्निषिद्धमतस्यासत्त्वम् । परासत्त्वा-सत्त्वाच्च परसत्त्वं बलात् प्राप्नोति । **असत्त्वमि**ति अभावः । **तस्ये**ति पदार्थस्य ।

---

१ कालान्तरमपि ल ।

अर्हम्

# अथ षष्ठः परिच्छेदः ।

एवं प्रमाणस्य लक्षणसंख्याविषयानाख्याय फलं स्फुटयन्ति–

**यत्प्रमाणेन प्रसाध्यते तदस्य फलम् ॥१॥**

§१ यद्वक्ष्यमाणमज्ञाननिवृत्त्यादिकं प्रत्यक्षादिना प्रमाणेन साधकतमेन साध्यते, तदस्य प्रमाणस्य फलमवगन्तव्यम् ॥१॥

अथैतत्प्रकारतो दर्शयन्ति–

**तद्द्विविधमानन्तर्येण पारम्पर्येण च ॥२॥**

तत्राद्यभेदमादर्शयन्ति—

**तत्रानन्तर्येण सर्वप्रमाणानामज्ञाननिवृत्तिः फलम् ॥३॥**

§१ अज्ञानस्य विपर्ययादेर्निवृत्तिः प्रध्वंसः स्वपरव्यवसितिरूपा फलं बोद्धव्यम् ॥३॥

अथापरप्रकारं प्रकाशयन्ति–

**पारम्पर्येण केवलज्ञानस्य तावत् फलमौदासीन्यम् ॥४॥**

§१ औदासीन्यं साक्षात्समस्तार्थानुभवेऽपि हानोपादानेच्छाविरहान्माध्यस्थ्यमुपेक्षेत्यर्थः । कुत इति चेद् उच्यते, सिद्धप्रयोजनत्वात् केवलिनां सर्वत्रौदासीन्यमेव भवति, हेयस्य संसारतत्कारणस्य हानादुपादेयस्य मोक्षतत्कारणस्योपादानात् सिद्धप्रयोजनत्वं नासिद्धं भगवताम् ॥४॥

પ્રમાણના લક્ષણ સંખ્યા અને વિષયને કહ્યા પછી ફલનું નિરૂપણ—

પ્રમાણ દ્વારા જે સિદ્ધ કરવામાં આવે તે પ્રમાણનું ફલ છે. ૧.

§૧ સાધકતમ-રૂપ પ્રત્યક્ષાદિ પ્રમાણ દ્વારા આગળ જેનું સ્વરૂપ કહેવાશે તે અજ્ઞાનનો નાશ આદિ જે સિદ્ધ કરાય તે પ્રમાણનું ફલ જાણવું. ૧.

ફલના ભેદો—

તે બે પ્રકારે છે,–અનન્તર—સાક્ષાત્ ફલ અને પરંપરા ફલ. ૨.

ફલના પ્રથમ પ્રકારનું નિરૂપણ—

અજ્ઞાનની નિવૃત્તિ થવી એ સર્વ પ્રમાણોનું અનન્તર ફલ છે. ૩.

§૧ વિપર્યયાદિરૂપ અજ્ઞાનની નિવૃત્તિ-એટલે પ્રધ્વંસ, અર્થાત્ સ્વપરવ્યવસાયને સર્વ પ્રમાણોનું અનન્તર ફલ જાણવું. ૩.

ફલના બીજા પ્રકાર નું નિરૂપણ—

કેવલજ્ઞાનનું પરંપરાથી ફલ ઉદાસીનતા છે. ૪,

વાની શી જરૂર છે ? અન્ય અભાવથી ભેદ થતો હોય તો અનવસ્થા દોષ આવશે. કારણુ કે, અન્ય અભાવોમાં પણુ ભેદ કરનાર અન્ય અભાવો અવશ્ય સ્વીકારવા પડશે જ. પરંતુ જો ભાવથી અભાવને કથંચિદ્ અભિન્ન માનવામાં આવે તો આવા કોઈ કલંક(દોષ)ને સ્થાન નથી, કારણુ કે-વસ્તુ જ તેવા પ્રકારની-સદ-સત્સ્વભાવવાળી છે, કારણુ કે-સદંશ કે અસદંશની તથાપ્રકારની પરિણુતિ જ ઘટ અથવા પટ કહેવાય છે. પરંતુ કેવલ 'સદંશ જ' ઘટ કહેવાતો નથી, એટલે જેથી કરીને ઘટાદિ પોતાને બીજાની સાથે મિશ્રિત કેમ કરે ? અર્થાત્ ઘટ પટ-રૂપ કેમ બની જાય ?

એટલા માટે સદસદનેકાન્તનું કથન સુસંગત છે અને ચતુર પુરુષોએ એ જ પ્રકારે ભેદાભેદાનેકાન્ત આદિ સ્વયં વિચારી લેવા.

આ પ્રમાણે "પ્રમાણુનયતત્ત્વાલોક" નામના ગ્રન્થમાં શ્રીરત્નપ્રભાચાર્ય-મહારાજ વિરચિત "રત્નાકરાવતારિકા" નામની લઘુટીકામાં 'પ્રમેયસ્વરૂપનો નિર્ણુય' એ નામના પાંચમા પરિચ્છેદનો શ્રીરૈવતાચલચિત્રકૂટાદિ પ્રાચીન (જીર્ણુ) તીર્થોદ્ધારક શ્રીવિજયનીતિસૂરીશ્વરજીના શિષ્યાણુ મુનિ મલયવિજય-જીએ સ્વઅભ્યાસ સમયે કરેલ ગુર્જર ભાષાનુવાદ પૂર્ણુ થયો.

(प०) **सर्वथे**त्यादि पदार्थात् ।

**घटाभावाद्भिन्नत्वादेवे**ति पटो हि घटरूपः प्राप्नोति घटाभावाद्भिन्नत्वात् । **भावाना**मिति घटपटादीनाम् । **भिन्नाभावेने**ति अत्यन्तभिन्नपरस्पराभावेन । **अन्योन्याभावाऽसम्भवा**दिति वृक्षशिंशपयोरिव । **भावाभावयो**रिति पदार्थपरस्पराभावयोः । **कथञ्चिदभिन्ने** इति जैनाभिमते ।।छ।।

अत्र पञ्चमपरिच्छेदे वादस्थलानि—

योगाभिप्रेतस्वतन्त्रसामान्यविशेषनिराकरणम् ।।१।।, तत्रापि प्रथमं पैठराभिमतव्यक्तिसर्वगतसामान्यनिरासः (१), ततः पैलुकाभिमतसर्वसर्वगतसामान्यनिरासः (२), तत्रैव सामान्यविशेषात्मकार्थस्थापनम् ।।२।। तिर्यक्सामान्ये अन्यव्यावृत्तिमात्रसामान्यवादिनिराकरणम् (१), ऊर्ध्वतासामान्ये क्षणिकवादिनिराकरणम् (२), तत्रैव द्रव्ये पर्याययोर्भेदाभेदस्थापनम् (३) तत्रैव निर्हेतुकविनाशनिरासेन सहेतुकविनाशस्थापनम् ।।३।। योगाभिमतधर्मधर्मिभेदनिरासेन तद्भेदाभेदस्थापनम् ।।४।। तत्रैव नित्यैकान्तनिरासः (१), उत्पादव्ययध्रौव्यात्मकस्थापनम् ।।५।। सौगताभिमतपरासत्त्वनिषेधनिराकरणम् ।।६।। इतरेतराभावस्य सर्वथा पृथग्भावनिरासेन पदार्थानामसदात्मकत्वस्थापनम्, एवं च सदसदनेकान्तस्थापनम् ।७।। एवं पञ्चमपरिच्छेदे वादाः सप्त ७, तदन्तर्भावभेदेन अन्तर्भावयुक्तिश्च दर्शितैव ।।छ।।

(टि०) सर्वथा **पृथग्भूते**त्यादि ।। **तेषा**मिति भावानाम् ।

**स्या**दिति घटरूपतेति शेषः । **भिन्नाभावेने**ति सर्वथा भिन्नेनेतिसुष्टिः । **एषा**मिति पदार्थानाम् । **अय**मिति अभेदः ।। ८ ।।

**इति श्रीसाधुपूर्णिमागच्छीयश्रीमदाचार्यगुणचन्द्रसूरिशिष्यपं०ज्ञानचन्द्रविरचिते रत्नाकरावतारिकाटिप्पनके पञ्चमः परिच्छेदः ।। छ ।। ग्रन्थाग्रम् १७०, अ० २० ।। छ ।। श्रीः ।।**

**तत्प्रमाणतः स्याद्भिन्नमभिन्नं च प्रमाणफलत्वान्यथानुपपत्तेः ॥६॥**

तदिति प्रकृतं फलं परामृश्यते ॥६॥

अथात्राशङ्क्य व्यभिचारमपसारयन्ति–

**उपादानबुद्ध्यादिना प्रमाणाद्भिन्नेन व्यवहितफलेन हेतोर्व्यभिचार इति न विभावनीयम् ॥७॥**

प्रमाणफलं च भविष्यति, प्रमाणात् सर्वथा भिन्नं च भविष्यति, यथोपादान-बुद्ध्यादिकमिति न परामर्शनीयं यौगैरित्यर्थः ॥७॥

अत्र हेतुः–

**तस्यैकप्रमातृतादात्म्येन प्रमाणादभेदव्यवस्थितेः ॥८॥**

एकप्रमातृतादात्म्यमपि कुतः सिद्धमित्याशङ्क्याहुः–

**प्रमाणतया परिणतस्यैवात्मनः फलतया परिणतिप्रतीतेः ॥९॥**

§१ यस्यैवात्मनः प्रमाणाकारेण परिणतिस्तस्यैव फलरूपतया परिणाम इत्येक-प्रमात्रपेक्षया प्रमाणफलयोरभेदः ॥९॥

પ્રમાણનું ફલ પ્રમાણથી સર્વથા ભિન્ન છે, એવું કહેનાર યૌગ, અને સર્વથા અભિન્ન છે એવું કહેનાર બૌદ્ધના મતનું નિરસન કરવા માટે, અને સ્વમતની સિદ્ધિ કરવા માટે પ્રમાણ (હેતુ)-

**તે પ્રમાણથી કથંચિદ્ ભિન્ન છે, અને કથંચિદ્ અભિન્ન છે, અન્યથા પ્રમાણ અને ફલનો સંબંધ ઉપપન્ન-(યુક્તિયુકત) નહિ થાય. ૬.**

§૧ સૂત્રમાં તે એટલે ફલ સમજવું, ૬.

ઉક્ત હેતુમાં શંકા કરી વ્યભિચાર દોષાપત્તિ અને તેનું નિરાકરણ—

**ઉપાદાન બુદ્ધયાદિરૂપ વ્યવહિત ફલ-(પરંપરાફલ) પ્રમાણથી સર્વથા ભિન્ન છે તેથી ઉપરોક્ત હેતુમાં વ્યભિચાર આવશે એવો વિચાર કરવો ન જોઈએ. ૭.**

§૧ પ્રમાણનું ફલ હોય અને છતાં પણ તે પ્રમાણથી સર્વથા ભિન્ન હોય જેમકે-ઉપાદાન બુદ્ધયાદિ, એમ યૌગોએ માનવું નહિ. ૭. તેમાં હેતુ–

**કારણ કે તે ઉપાદાન બુદ્ધિ આદિરૂપ વ્યવહિત ફલનો એક પ્રમાતામાં તાદાત્મ્ય સંબંધ હોઈ પ્રમાણથી અભિન્ન છે. ૮**

પ્રમાતા સાથે તાદાત્મ્ય સંબંધ કઈ રીતે સિદ્ધ થશે ? એ શંકાનું નિરસન—

**કારણ કે-પ્રમાણરૂપે પરિણામ પામેલ આત્મા જ ફલરૂપે પરિણામ પામે છે એ અનુભવસિદ્ધ છે. ૯.**

§૧ જે આત્માની પ્રમાણરૂપે પરિણતિ થાય છે તે આત્માનો જ ફલરૂપે પરિણામ થાય છે માટે એક પ્રમાતાની અપેક્ષાએ પ્રમાણ અને ફલમાં અભેદ છે. ૯.

§૧ કેવલજ્ઞાન દ્વારા સમસ્ત પદાર્થોનો સાક્ષાત્ અનુભવ હોવા છતાં તેમનો ત્યાગ કરવાની કે ગ્રહણ કરવાની ઈચ્છાનો અભાવ હોવાથી તેમને વિષે માધ્યસ્થ્યભાવ છે, તે ઉદાસીનતા-ઉપેક્ષા કહેવાય છે.

શંકા—કેવલીઓમાં ઉદાસીનતાનું શું કારણ છે?

સમાધાન—કેવલીઓનું પ્રયોજન સિદ્ધ થઈ ગયેલ હોવાથી એટલે કે તેઓ કૃતકૃત્ય હોવાથી, સર્વત્ર ઉદાસીન હોય છે.

શંકા—કેવલીનું પ્રયોજન સિદ્ધ થઈ ગયું છે એમ શાથી કહો છો?

સમાધાન—હેય એટલે કે-ત્યાગ કરવા યોગ્ય સંસાર અને સંસારના કારણોનો ત્યાગ કરવાથી અને ઉપાદેય એટલે કે-ગ્રહણ કરવા યોગ્ય મોક્ષ અને તેનાં કારણોનું ઉપાદાન-(ગ્રહણ) કરેલ હોવાથી કેવલી ભગવન્તોનું પ્રયોજન સિદ્ધ થઈ ગયું છે. ૪.

(टि०) हेयस्येत्यादि । परित्याज्यस्य संसारस्य संसारकारणस्य वा परिहारात् । उपादेयस्येति ग्राह्यस्य मुक्तेर्मोक्षनिदानस्य वा स्वीकारात् । भगवतामिति सामान्यकेवलिनां तीर्थंकराणां च ॥ ४ ॥

अथ केवलव्यतिरिक्तप्रमाणानां परम्पराफलं प्रकटयन्ति—

**शेषप्रमाणानां पुनरुपादानहानोपेक्षाबुद्धयः ॥५॥**

§१ पारम्पर्येण फलमिति संबन्धनीयम् । तत उपादेये कुङ्कुमकामिनीकर्पूरादावर्थे ग्रहणबुद्धिः, हेये हिममकराङ्गारादौ परित्यागबुद्धिः, उपेक्षणीयेऽर्थानर्थाप्रसाधकत्वेनोपादानहानानर्हे जरत्तृणादौ वस्तुन्युपेक्षाबुद्धिः पारम्पर्येण फलमिति ॥५॥

કેવલજ્ઞાન સિવાયના પ્રમાણોના પરંપરાથી ફલનું સ્વરૂપ—

**બાકીનાં પ્રમાણોનું ઉપાદાનબુદ્ધિ, હાનબુદ્ધિ, અને ઉપેક્ષાબુદ્ધિ છે.**

§૧ સૂત્રમાં 'પરંપરાથી ફળ' એ જોડી દેવું, તેથી કરી—ઉપાદેય-ગ્રહણ કરવા યોગ્ય કુંકુમ-કામિની-કર્પૂર આદિ પદાર્થમાં ઉપાદાન-ગ્રહણ કરવાની બુદ્ધિ થવી, હેય-ત્યાગ કરવા યોગ્ય હિમ-મકર-અંગારા આદિ પદાર્થોમાં હાન-ત્યાગ કરવાની બુદ્ધિ થવી, અને ઉપેક્ષણીય—પ્રયોજનને સિદ્ધ નહિ કરવાથી ગ્રહણ કરવા માટે અને અનર્થને સિદ્ધ નહિ કરવાથી ત્યાગવા માટે જે અયોગ્ય છે એટલે કે જે લાભ કે નુકસાન કરવાને અસમર્થ છે એવા જીર્ણ ઘાસ વિગેરે પદાર્થમાં ઉપેક્ષા બુદ્ધિ થવી એ ત્રણેય શેષ પ્રમાણો—એટલે પારમાર્થિક વિકલ-પ્રત્યક્ષ, સાંવ્યવહારિક પ્રત્યક્ષ અને પરોક્ષ પ્રમાણોનું પરંપરા ફલ. ૫.

(टि०) हेये हीत्यादि । ममकारेति अन्तरङ्गे । अङ्गारादाविति बहिरङ्गे । फलमपि हानोपादानोपेक्षाभेदेन त्रयात्मकम् ॥

प्रमाणात् फलस्य भेदाभेदैकान्तवादिनो यौगसौगतान्निराकर्तुं स्वमतं च व्यवस्थापयितुं प्रमाणयन्ति—

कुत इत्याह-

**कथञ्चित्तस्यापि प्रमाणाद्भेदेन व्यवस्थानात् ॥१३॥**

कथञ्चिदिति वक्ष्यमाणेन प्रकारेण ॥१३॥

तमेव प्रकारं प्रकाशयन्ति-

**साध्यसाधनभावेन प्रमाणफलयोः प्रतीयमानत्वात् ॥१४॥**

ये हि साध्यसाधनभावेन प्रतीयेते, ते परस्परं भिद्येते, यथा कुठारच्छिदे, साध्यसाधनभावेन प्रतीयेते च प्रमाणाज्ञाननिवृत्त्याख्यफले ॥१४॥

अस्यैव हेतोरसिद्धतां परिजिहीर्षवः प्रमाणस्य साधनतां तावत् समर्थयन्ते-

**प्रमाणं हि करणाख्यं साधनम्, स्वपरव्यवसितौ साधकतमत्वात् ॥१५॥**

§१ यत् खलु क्रियायां साधकतमम्, तत् करणाख्यं साधनं, यथा परश्वधः, साधकतमं च स्वपरव्यवसितौ प्रमाणमिति ॥१५॥

એ જ હેતુમાં આપવામાં આવતા બીજા વ્યભિચારનું નિરાકરણ—

**પ્રમાણથી અભિન્ન એવા અજ્ઞાનના નાશરૂપ સાક્ષાત્ ફલથી હેતુમાં વ્યભિચાર આવશે એવી શંકા ન કરવી. ૧૨.**

§૧ પ્રમાણનું ફલ હોય અને છતાં પણ તે ફલ પ્રમાણથી સર્વથા અભિન્ન હોય, જેમકે અજ્ઞાનની નિવૃત્તિ—(નાશ). માટે 'અન્યથા પ્રમાણ—ફલનો સંબંધ ઉપપન્ન નહિ થાય' એ હેતુમાં વ્યભિચાર આવશે, એમ બૌદ્ધોએ શંકા ન કરવી ૧૨.

શા માટે શંકા ન કરવી ?—

**તે સાક્ષાત્ ફલ પણ પ્રમાણથી કથંચિત્ ભિન્ન સિદ્ધ થતું હોવાથી. ૧૩.**

§૧ કથંચિત્—એ બાબતમાં આગળ પ્રતિપાદન કરવામાં આવશે, તે પ્રમાણે. ૧૩.

તે કેવી રીતે છે તેનું પ્રતિપાદન—

**પ્રમાણ અને ફલ સાધ્ય અને સાધનરૂપે પ્રતીત થતાં હોવાથી (તે બન્ને પરસ્પર કથંચિત્ ભિન્ન છે. ૧૪.**

§૧ જે સાધ્ય અને સાધનરૂપે જણાય તે પરસ્પર ભિન્ન હોય છે. જેમકે કુઠાર-(કુહાડો) અને છેદનક્રિયા પ્રમાણ અને અજ્ઞાન નિવૃત્તિરૂપ ફલ પરસ્પર સાધ્ય સાધનરૂપે જણાય છે. માટે તે બન્ને જુદાં છે. ૧૪.

**સાધ્યસાધનભાવેન પ્રતીયમાનત્વ** હેતુમાં સાધ્યસાધન ભાવરૂપ વિશેષણ અસિદ્ધ હોવાથી.

ઉક્ત હેતુ અસિદ્ધ નથી એ બતાવવા પ્રમાણ સાધન છે—એવાનું સમર્થન—

एतदेव भावयन्ति–

**यः प्रमिमीते स एवोपादत्ते परित्यजत्युपेक्षते चेति सर्वसंव्यवहारिभिरस्खलितमनुभवात् ॥१०॥**

§१ न खल्वन्यः प्रमाता प्रमाणपर्यायतया परिणमतेऽन्यश्चोपादानहानोपेक्षाबुद्धिपर्यायस्वभावतयेति कस्यापि सचेतसोऽनुभवः समस्तीत्यर्थः ॥१०॥

यथोक्तार्थानभ्युपगमे दूषणमाहुः–

**इतरथा स्वपरयोः प्रमाणफलव्यवस्थाविप्लवः प्रसज्ज्येत ॥११॥**

इतरथेत्येकस्यैव प्रमातुः प्रमाणफलतादात्म्यानङ्गीकारे इमे प्रमाणफले स्वकीये, इमे च परकीये इति नैयत्यं न स्यादिति भावः । तदित्थमुपादानादौ व्यवहिते फले प्रमाणादभेदस्यापि प्रसिद्धेर्न तेन प्रकृतहेतोर्व्यभिचार इति सिद्धम् ॥११॥

तेनुं ज विवरण आ प्रमाणे छे–

**जे जाणे छे, ते ज ग्रहण करे छे, त्याग करे छे, अने उपेक्षा करे छे. एवो समस्त व्यवहार कुशल पुरुषोने अस्खलित अनुभव होवाथी. १०.**

§१ प्रमाण पर्यायरूपे कोई एक आत्मा परिणाम पामतो होय अने उपादानबुद्धि–हानबुद्धि के–उपेक्षाबुद्धि पर्यायरूपे कोई एक बीजो ज आत्मा परिणाम पामतो होय एवो अनुभव कोई पण सभान व्यक्तिने नथी. १०.

उपर कह्या प्रमाणे न मानवाथी आवतो दोष–

**अन्यथा स्व अने परना प्रमाण अने अने तेना फलनी व्यवस्था नाश पामशे. ११.**

§१ 'अन्यथा' एटले के एक ज प्रमातामां अने फलनो तादात्म्य संबंध अभेद संबंध न स्वीकारवामां आवे तो–आ प्रमाण अने फल स्वकीय छे, अने आ प्रमाण अने फल परकीय छे एवुं नियमन थई शकशे नहि, तेथी करीने आ रीते उपादान बुद्धि आदिरूप व्यवहित फल–(परंपरा फल)नो प्रमाणथी अभेद पण प्रसिद्ध छे, माटे ते उपादान बुद्धि आदिरूप व्यवहित फलथी प्रकृत हेतुनो एटले के अन्यथा प्रमाण अने फलनो संबंध उपपन्न नहि थाय–ए हेतुनो (सू० ६) व्यभिचार नथी, ए सिद्ध थयुं. ११.

अथ व्यभिचारान्तरं पराकुर्वन्ति–

**अज्ञाननिवृत्तिस्वरूपेण प्रमाणादभिन्नेन साक्षात्फलेन साधनस्यानेकान्त इति नाशङ्कनीयम् ॥१२॥**

प्रमाणफलं च स्यात्, प्रमाणात् सर्वथाऽप्यभिन्नं च स्यात्, यथाऽज्ञाननिवृत्तिरित्यनयानैकान्तिकत्वं प्रमाणफलत्वान्यथानुपपत्तेर्हेतोरिति न शङ्कनीयं शाक्यैः ॥

१ °त्यनयोनैका° मु ।

જૈન—એમ પણ કહી શકશો નહિ, કારણ કે-જો સ્વભાવનો ભેદ ન હોય તો વ્યાવૃત્તિનો ભેદ પણ યુક્તિસંગત થઈ શકતો નથી. અને વળી, અપ્રમાણ અને અફલની વ્યાવૃત્તિ દ્વારા એક જ પ્રમાણરૂપ વસ્તુમાં પ્રમાણ અને ફલની વ્યવસ્થા કરો છો તેમ પ્રમાણાન્તર અને ફલાન્તરની વ્યાવૃત્તિ દ્વારા તેમાં અપ્રમાણ અને અફલની પણ વ્યવસ્થા કેમ નહિ થાય ? અર્થાત્ થશે. ૧૬.

(पं०) ॥ॐ नमः॥ अथ षष्ठपरिच्छेदे **कथं च प्रमाणस्ये**त्यादि कथं न स्यादिति योगः। यथा प्रमाणस्याप्रमाणव्यावृत्त्या प्रमाणत्वव्यवस्था, यथा च प्रमाणफलस्याप्रमाणफलव्यावृत्त्या प्रमाणफलत्वव्यवस्था स्यात्, तथा प्रमाणान्तरव्यावृत्त्याऽप्रमाणत्वव्यवस्था, फलान्तरव्यावृत्त्याऽफलत्वव्यवस्था स्यात्, कथं न स्यादिति वाक्यार्थः ॥१६॥

(टि०) **सर्वथातादात्म्ये ही**त्यादि ॥ एकान्तेन प्रमाणफलयोरेकीभावे प्रमाणं फलं वा स्थितिमादधाति नोभयं विरोधावरोधादिति। **नहि सारूप्यमि**ति अर्थाकारात्। **अस्ये**ति सौगतस्य। **अधिगतिरि**ति अधिगमरूपम्। एकस्यैव पदार्थस्य तदेव वस्तु प्रमाणं तदेव फलम्।

**कथं चे**ति यथाऽप्रमाणव्यावृत्त्या प्रमाणम्, अफलव्यावृत्त्या फलम्। तथा प्रमाणान्तरव्यावृत्त्या अप्रमाणम्, फलान्तरव्यावृत्त्या अफलम्। न च सर्वमतेषु प्रमाणत्वं फलत्वं च समानं भिन्नभिन्नस्य प्रमाणस्य फलस्य च स्वीकारात्। तथाहि—प्रत्यक्षानुमाने द्वे प्रमाणे अधिगमरूपं प्रमाणफलमिति सौगताः। प्रत्यक्षानुमानोपमानशाब्दानि चत्वारि प्रमाणानीति चाक्षपादाः। प्रत्यक्षानुमानागमानि त्रीणि प्रमाणानीति काणादाः। एतान्येव त्रीणि प्रमाणानीति कपिलाः। पूर्वं पूर्वं प्रमाणमुत्तरमुत्तरं फलमिति जैमिनीयप्रभृतयः। प्रत्यक्षपरोक्षे द्वे प्रमाणे अज्ञाननिवृत्तिः फलमिति निरपवादस्याद्वादवादावदाताः ॥१६॥

अथ प्रसङ्गतः कर्तुरपि सकाशात् प्रस्तुतफलस्य भेदं समर्थयन्ते—

**प्रमातुरपि स्वपरव्यवसितिक्रियायाः कथञ्चिद्भेदः ॥१७॥**

§१ कर्तुरात्मनः किं पुनः प्रमाणादित्यपिशब्दार्थः ॥१७॥

अत्र हेतुमाहुः—

**कर्तृक्रिययोः साध्यसाधकभावेनोपलम्भात् ॥१८॥**

ये साध्यसाधकभावेनोपलभ्येते, ते भिन्ने, यथा देवदत्तदारुच्छिदिक्रिये, साध्यसाधकभावेनोपलभ्येते च प्रमातृस्वपरव्यवसितिलक्षणक्रिये ॥

एतद्धेत्वसिद्धतां प्रतिषेधन्ति—

**कर्ता हि साधकः, स्वतन्त्रत्वात्; क्रिया तु साध्या, कर्तृनिर्वर्त्यत्वात् ॥१९॥**

स्वमात्मा तन्त्रं प्रधानमस्येति स्वतन्त्रस्तद्भावस्तत्त्वं तस्मात्। यः क्रियायां स्वतन्त्रः स साधको, यथा दारुच्छिदायां व्रश्चनः, स्वतन्त्रश्च स्वपरव्यवसितिक्रियायां प्रमातेति। स्वतन्त्रत्वं कर्तुः कुतः सिद्धम्? इति चेत्। क्रियासिद्धावपरायत्ततया प्राधान्येन विवक्षितत्वात्। स्वपरव्यवसितिलक्षणा क्रिया पुनः साध्या, कर्तृनिर्वर्त्य-

પ્રમાણ કરણ નામનું સાધન છે. કારણ તે—તે સ્વપર નિશ્ચયથી સાધકતમ છે. ૧૫.

§૧ અનેક સાધનોમાંથી જે સાધનના વ્યાપારથી ફલ-કાર્યની સિદ્ધિ થાય તે સાધકતમ છે તેવું સાધન કરણ કહેવાય છે. જેમકે-કુહાડાના વ્યાપારથી છેદનક્રિયા સિદ્ધ થાય છે, માટે છેદન ક્રિયામાં કુહાડો સાધકતમ છે, તેવી જ રીતે સ્વપર વ્યવસાય—(નિશ્ચય) પ્રમાણથી સિદ્ધ થતો હોવાથી પ્રમાણ સાધકતમ હોઈ કરણ નામનું સાધન છે.

अथ फलस्य साध्यत्वं समर्थयन्ते—

**स्वपरव्यवसितिक्रियारूपाज्ञाननिवृत्त्याख्यं फलं तु साध्यम्, प्रमाणनिष्पाद्यत्वात् ॥१६॥**

§१ यत्प्रमाणनिष्पाद्यम्, तत् साध्यं, यथोपादानबुद्ध्यादिकं, प्रमाणनिष्पाद्यं च प्रकृतं फलमिति । तन्न, प्रमाणादेकान्तेन फलस्याभेदः साधीयान् । सर्वथा तादात्म्ये हि प्रमाणफलयोर्न व्यवस्था, तद्भावविरोधात् । नहि सारूप्यमस्य प्रमाणम्, अधिगतिः फलमिति सर्वथा तादात्म्ये सिध्यति; अतिप्रसक्तेः ।

§२ ननु प्रमाणस्यासारूप्यव्यावृत्तिः सारूप्यम्, अनधिगतिव्यावृत्तिरधिगतिरिति व्यावृत्तिभेदादेकस्यापि प्रमाणफलव्यवस्थेति चेत्, नैवम् । स्वभावभेदमन्तरेणान्यव्यावृत्तिभेदस्याप्यनुपपत्तेः । कथं च प्रमाणस्याप्रमाणाफलव्यावृत्त्या प्रमाणफलव्यवस्थावत्प्रमाणान्तरफलान्तरव्यावृत्त्या अप्रमाणत्वस्याफलत्वस्य च व्यवस्था न स्याद् इति ॥१६॥

હવે ફલ સાધ્ય છે એ કથનનું સમર્થન—

**સ્વ અને પરનો નિશ્ચય થવારૂપ અજ્ઞાનનિવૃત્તિ (નાશ) નામનું ફલ તે સાધ્ય છે. કારણ કે-તે પ્રમાણથી ઉત્પન્ન થાય છે. ૧૬.**

§૧ જે પ્રમાણથી ઉત્પન્ન થવાયોગ્ય હોય તે તેનું 'સાધ્ય' છે. જેમકે-ઉપાપાન બુદ્ધિ આદિ, અને 'સ્વપરવ્યવસિતિક્રિયા'રૂપ પ્રકૃત ફલ પણ પ્રમાણથી ઉત્પન્ન કરાય છે, માટે તે સાધ્ય છે. તે કારણે પ્રમાણથી ફલનો એકાન્ત અભેદ ઉચિત નથી, કારણ કે-એકાન્ત અભેદ કહેવાથી પ્રમાણ અને ફલની અવસ્થા જ બની શકશે નહિ, કારણ કે-એકાન્ત અભેદમાં પ્રમાણફલભાવનો વિરોધ છે. અર્થાત્ આ પ્રમાણ અને આ તેનું ફલ એવો સંબંધ બની શકશે નહિ. કારણ કે-સર્વમાં તાદાત્મ્ય હોય તો જ્ઞાનનું સારૂપ્ય(તદાકારતા)એ પ્રમાણ છે, અને અધિગતિ-(વિષયનું જ્ઞાન) એ ફલ છે, એ પ્રમાણે અતિપ્રસંગ હોવાથી સિદ્ધ નહિ થાય.

§૨ બૌદ્ધ—અસારૂપ્યની વ્યાવૃત્તિ તે સારૂપ્ય અને અનધિગતિની વ્યાવૃત્તિ તે અધિગતિ, એ પ્રમાણે વ્યાવૃત્તિના ભેદથી એક જ પ્રમાણરૂપ વસ્તુમાં પ્રમાણ અને ફલની વ્યવસ્થા સિદ્ધ થશે.

स्य तु; न तु द्वयम्, अभेदप्रतिज्ञाविरोधात् । एकान्तभेदे तु क्रियाक्रियावतोर्विवक्षितपदार्थस्यैवेयं क्रियेति संबन्धावधारणं न स्याद्, भेदाविशेषादशेषवस्तूनामप्यसौ किं न भवेत् ? । न च समवायोऽत्र नियामकतया वक्तुं युक्तः, तस्यापि व्यापकत्वेन तन्नियामकतायामपर्याप्तत्वात् । तस्माद्भेदाभेदैकान्तपक्षयोः प्रतिनियतक्रियाक्रियावद्भावभङ्गप्रसङ्गः सुव्यक्त इति कथञ्चिदविष्वग्भूतैव क्रिया क्रियावतः सकाशादङ्गीकर्तुमुचिता ॥२०॥

એનું જ સમર્થન—

**ક્રિયા ક્રિયાવાન (કર્ત્તા)થી એકાન્ત અભિન્ન નથી અથવા એકાન્ત ભિન્ન પણ નથી, કારણ કે-એકાન્ત અભિન્ન કે એકાન્ત ભિન્ન માનવાથી નિયત ક્રિયાનો નિયત ક્રિયાવાન્ સાથેના સંબંધનો અભાવ થઈ જશે. ૨૦**

§૧ 'એકાન્ત અભિન્ન નથી' એ શબ્દથી સૌગતે સ્વીકારેલ એકાન્ત અભેદ અને 'એકાન્ત ભિન્ન નથી' શબ્દથી વૈશેષિક વિગેરેએ સ્વીકારેલ એકાન્ત ભેદનો ગ્રંથકાર પ્રતિક્ષેપ-નિષેધ કરે છે. ક્રિયા અને ક્રિયાવાન્ એ બન્નેનો એકાન્ત અભેદ માનવામાં આવે તો—તાત્ત્વિકદૃષ્ટિએ માત્ર ક્રિયાવાન્ જ વિદ્યમાન-(બાકી) રહે, પણ બન્ને નહિ, કારણ કે-બન્નેની વિદ્યમાનતા જો માનવામાં આવે તો બન્નેમાં અભેદ છે, એ પ્રતિજ્ઞાનો ભંગ થાય. તેવી જ રીતે ક્રિયાવાન્‌માં એકાન્ત ભેદ માનવામાં આવે તો આ ક્રિયા વિવક્ષિત પદાર્થની જ છે, એ પ્રમાણે નિશ્ચય થઈ શકશે નહિ. કારણ કે-સમાન રૂપે ભેદ સકલ સાથે હોઈ બીજી બધી વસ્તુની પણ ક્રિયા કેમ નહિ બની જાય ? અર્થાત્ બની જશે.

શંકા—સર્વત્ર ભેદ સમાન હોવા છતાં જે ક્રિયા અને ક્રિયાવાન્‌નો સમવાય હોય તે ક્રિયા તેની. એમ સમવાય સંબંધ નિયામક છે.

સમાધાન—આ રીતે સમવાયને નિયામક કહેવો તે યોગ્ય નથી કારણ કે-સમવાય પણ સર્વત્ર વ્યાપક હોવાથી વિવક્ષિત ક્રિયા-ક્રિયાવાન્‌ના સંબંધનો નિયામક થવાને સમર્થ નથી. તેથી એકાન્ત ભિન્ન માનવામાં પ્રતિનિયત ક્રિયા ક્રિયાવાન્‌ના સંબંધના ભંગ-(અભાવ)નો પ્રસંગ સ્પષ્ટ જ છે. માટે ક્રિયાને ક્રિયાવાન્‌થી કથંચિત્ અભિન્નરૂપે જ સ્વીકારવી એ યોગ્ય છે. ૨૦.

(प०) **न च समवायोऽत्र नियामकतया वक्तु**मित्यादि गद्यं । **तन्नियामकतायाम**िति । विवक्षितपदार्थनियामकतायाम् ॥२०॥

(टि०) **क्रियाया** इत्यादि ॥ एकान्तेनेति एकान्ताभेदपक्षे क्रियावान् क्रिया वा स्यान्नोभयम् ॥ **एकान्ते**त्यादि । **असावि**ति क्रिया । सर्वक्रियावतां सकाशादेकैव क्रिया भिन्ना । ततोऽस्यैवेयं क्रियेति निर्णयाभावात् । साध्यसाधकभावसंबन्धपूर्वकत्वान्निर्णयस्य ॥ **अत्रे**ति क्रियाक्रियावत्संबन्धे । **तस्ये**ति समवायस्य । **तन्नियामके**ति समवायोऽप्येकः सर्वव्यापकः । **क्रियाक्रिया**वतोर्नियमाधाने न कुशलः ॥२०॥

त्वात् या कर्तृनिर्वर्त्या क्रिया, सा साध्येतिव्यवहारयोग्या, यथा संप्रतिपन्ना तथा च स्वपरव्यवसितिक्रियेति । तदेवं कर्तृक्रिययोः साध्यसाधकभावेन प्रतीयमानत्वादुपपन्नः कथञ्चिद्भेदः ॥१९॥

પ્રસ્તુત ફલ કર્ત્તાથી પણ ભિન્ન છે એ વાતનું પ્રસંગથી સમર્થન—

પ્રમાતા-(જ્ઞાતા)થી પણ સ્વપરના નિશ્ચયરૂપ ક્રિયાનો કથંચિત્ ભેદ છે. ૧૭.

§૧ સૂત્રમાં अपि શબ્દ છે તે એવું સૂચન કરે છે કે-સ્વપર વ્યવસિતિક્રિયારૂપ ફલ કથંચિત્ ભિન્ન હોય તેમાં શું આશ્ચર્ય ? ૧૭.

પ્રમાતા અને સ્વપરવ્યવસિતિક્રિયામાં પરસ્પર કથંચિત્ ભેદનું કારણ—

કર્ત્તા અને ક્રિયાની સાધ્ય-સાધકરૂપે ઉપલબ્ધિ થતી હોવાથી. ૧૮.

જે સાધ્ય સાધકરૂપે જણાતા હોય છે, તે પરસ્પર ભિન્ન હોય છે. જેમકે-દેવદત્ત અને કાષ્ઠગત (લાકડામાં રહેલી) છેદનક્રિયા, પ્રમાતા અને સ્વપરવ્યવસિતિરૂપ ક્રિયા એ બન્ને પણ સાધ્ય-સાધકરૂપે જણાય છે. માટે પ્રમાતા અને સ્વપરવ્યવસિતિરૂપ ક્રિયા પરસ્પર ભિન્ન છે. ૧૮.

ઉક્ત હેતુ અસિદ્ધ નથી તે આ પ્રમાણે-

કર્તા જ સાધક છે, સ્વતન્ત્ર હોવાથી પણ ક્રિયા સાધ્ય છે, કર્ત્તાથી ઉત્પન્ન થતી હોવાથી ૧૯

§૧ સ્વ એટલે કે આત્મા, તન્ત્ર એટલે પ્રધાન-મુખ્ય. આત્મા પ્રધાન છે જેમાં, તે સ્વતંત્ર. અહીં ભાવમાં 'ત્વ' પ્રત્યય કરીને હેતુમાં પંચમી છે. ક્રિયામાં સ્વતંત્ર હોય તે સાધક કહેવાય છે. જેમકે-લાકડામાં રહેલ છેદન ક્રિયામાં સુથાર. તેમ સ્વપરવ્યવસિતિરૂપ ક્રિયામાં પ્રમાતા સ્વતંત્ર છે.

શંકા—કર્ત્તામાં સ્વતન્ત્રતા કઈ રીતે સિદ્ધ છે ?

સમાધાન—ક્રિયાની સિદ્ધિમાં કર્ત્તા પરાધીન ન હોવાથી તેની પ્રાધાન્યરૂપે વિવક્ષા થાય છે તેથી તે સ્વતન્ત્ર હોવાથી સાધક છે. સ્વતંત્ર છે, પરંતુ સ્વપરવ્યવસિતિરૂપ ક્રિયા તો કર્ત્તાથી ઉત્પાદ્ય (જન્ય) હોવાથી સાધ્ય છે. જે ક્રિયા કર્ત્તાથી જન્ય હોય તે ક્રિયા 'સાધ્ય' એવા નામે વ્યવહારને યોગ્ય છે. જેમકે-સંપ્રતિપન્ન ક્રિયા. એટલે કે જેને વિષે કશો વિવાદ નથી એવી ક્રિયા જેમ સાધ્ય કહેવાય છે તેમ સ્વપરવ્યવસિતિક્રિયા પણ કર્તૃજન્ય હોઈને સાધ્ય રૂપ છે. આ પ્રમાણે કર્ત્તા અને ક્રિયા પરસ્પર સાધ્ય અને સાધકરૂપે જણાતા હોવાથી તેમાં કથંચિદ્ ભેદ યુક્તિયુક્ત જ છે. ૧૯.

एनमेवार्थं द्रढयन्ति—

**न च क्रिया क्रियावतः सकाशादभिन्नैव, भिन्नैव वा; प्रतिनियतक्रियाक्रियावद्भावभङ्गप्रसङ्गात् ॥२०॥**

§१ अभिन्नैवेत्यनेन सौगतस्वीकृतमभेदैकान्तं, भिन्नैवेत्यनेन तु वैशेषिकाद्यभिमतं भेदैकान्तं प्रतिक्षिपन्ति- क्रियायाः क्रियावत एकान्तेनाभेदे हि क्रियावन्मात्रमेव तात्त्विकं

ચાર દોષ આવે છે. માટે, આ પ્રમાણે સમસ્ત પ્રમાણફલ વ્યવહારને કાલ્પનિક કહેનાર વાદીને પરમાર્થથી પોતાના ઇષ્ટ મતની સિદ્ધિમાં વિરોધ સ્પષ્ટ જ છે. ૨૧.

(प०) **सांवृतत्वस्येति** भवदभीष्टस्य ।२१॥

(टि०) **तच्चासावित्यादि** ।।**तदिति** सांवृतत्वम् । **असाविति** सांवृतप्रमाणफलव्यवहारवादी। **तस्ये**ति अप्रमाणस्य । **तस्मादि**ति सांवृतप्रमाणात् । **अनेनै**वेति सांवृतत्वग्राहकस्यासांवृतत्वेनैव ॥२१॥

प्रस्तुतमेवार्थं निगमयन्ति—

**ततः पारमार्थिक एव प्रमाणफलव्यवहारः सकलपुरुषार्थसिद्धिहेतुः स्वीकर्त्तव्यः ॥२२॥**

एवं प्रमाणं स्वरूपादिभिः प्ररूप्येदानीं हेयज्ञाने सति तद्धानादुपादेयं सम्यगुपादातुं पार्यते, अतस्तत्स्वरूपाद्याभासमप्याहुः—

**प्रमाणस्य स्वरूपादिचतुष्टयाद्विपरीतं तदभासम् ॥२३॥**

पूर्वपरिच्छेदप्रतिपादितात् प्रमाणसंबन्धिनः स्वरूपादिचतुष्टयात् स्वरूपसङ्ख्याविषयफललक्षणाद्विपरीतमपरं स्वरूपादिचतुष्टयाभासं स्वरूपाभासं, सङ्ख्याभासं विषयाभासं, फलाभासं चेत्यर्थस्तद्‌दाभासत इति कृत्वा ॥२३॥

પ્રસ્તુત અર્થ-પ્રકરણનો ઉપસંહાર દ્વારા નિગમન—

**તેથી સકલ પુરુષાર્થની સિદ્ધિના કારણરૂપ—પ્રમાણ અને ફલનો વ્યવહાર વાસ્તવિક છે, એમ સ્વીકારવું જોઈએ. ૨૨.**

એ પ્રમાણે સ્વરૂપ, સંખ્યા, વિષય અને ફલદ્વારા પ્રમાણનું વર્ણન કરીને (હેયનું જ્ઞાન હોય તો જ તેનો ત્યાગ કરીને ઉપાદેય વસ્તુનું) સમ્યગ્ ઉપાદાન કરી શકાય છે, માટે હેય એવા પ્રમાણના સ્વરૂપાભાસ, સંખ્યાભાસ, વિષયાભાસ, અને ફલાભાસનું વર્ણન કરવામાં આવે છે—

**પ્રમાણના સ્વરૂપ આદિ ચારથી વિપરીત તે તદાભાસ છે. ૨૩.**

પૂર્વ પરિચ્છેદોમાં પ્રતિજ્ઞા પ્રમાણ સંબંધી સ્વરૂપાદિ ચાર એટલે કે સ્વરૂપ-સંખ્યા-વિષય અને ફલ એ ચારથી વિપરીત એટલે ઉલટા એવા અન્ય સ્વરૂપાભાસ આદિ ચાર આભાસો છે. તે—સ્વરૂપાભાસ, સંખ્યાભાસ, વિષયાભાસ અને ફલાભાસ એટલા માટે કહેવાય છે કે તેઓ સ્વરૂપ આદિ રૂપ નહીં છતાં તેમના જેવા જણાય છે. ૨૩.

(प०) **तत्स्वरूपाद्याभासमि**ति आदिशब्दात् संख्याविषयफलग्रहः ॥२३॥

(टि०) **एवं प्रमाणमि**त्यादि । **स्वरूपादिभिरि**ति लक्षण-संख्या-गोचर-फलैः । **तद्धानादि**ति हेयपरित्यागात । **तत्स्वरूपे**ति प्रमाणलक्षणाद्याभासम् ॥२३॥

तत्र स्वरूपाभासं तावदाहुः—

§१ कश्चिदाह–कल्पनाशिल्पिनिर्मिता सर्वाऽपि प्रमाणफलव्यवहृतिरिति विफल एवायं प्रमाणफलालम्बनः स्याद्वादिनां भेदाभेदप्रतिष्ठोपक्रम इति तन्मतमिदानीमपाकुर्वन्ति––

**संवृत्त्या प्रमाणफलव्यवहार इत्यप्रामाणिकप्रलापः, परमार्थतः स्वाभिमतासिद्धिविरोधात् ॥२१॥**

§२ अयमर्थः- सांवृतप्रमाणफलव्यवहारवादिनाऽपि सांवृतत्वं प्रमाणफलयोः परमार्थवृत्त्या तावदेष्टव्यम्। तच्चासौ प्रमाणादभिमन्यते, अप्रमाणाद्वा । न तावदप्रमाणात्, तस्याकिञ्चित्करत्वात् । अथ प्रमाणात्, तन्न । यतः सांवृतत्वग्राहकं प्रमाणं सांवृतम्, असांवृतं वा स्यात् ? । यदि सांवृतम् कथं तस्मादपारमार्थिकात् पारमार्थिकस्य सकलप्रमाणफलव्यवहारसांवृतत्वस्य सिद्धिः ? तथा च पारमार्थिक एव समस्तोऽपि प्रमाणफलव्यवहारः प्राप्तः । अथ प्रमाणफलसांवृतत्वग्राहकं प्रमाणं स्वयमसांवृतमिष्यते, तर्हि क्षीणा सकलप्रमाणफलव्यवहारसांवृतत्वप्रतिज्ञा, अनेनैव व्यभिचारात् । तदेवं सांवृतसकलप्रमाणफलव्यवहारवादिनो व्यक्त एव परमार्थतः स्वाभिमतसिद्धिविरोध इति ॥२१॥

§१ પ્રમાણ અને ફલરૂપ સમસ્ત વ્યવહાર કલ્પનારૂપ શિલ્પીથી નિર્મિત (બનેલ) છે, માટે સ્યાદ્વાદીઓને પ્રમાણફલ વિષે ભેદાભેદની પ્રતિષ્ઠારૂપ આ આરંભ નિષ્ફલ છે, એવી કોઈ વાદીની-(વિજ્ઞાનવાદીની) માન્યતા છે, તો તે માન્યતાનું નિરાકરણ–

**પ્રમાણ અને ફલનો વ્યવહાર કાલ્પનિક છે, એમ કહેવું તે અપ્રામાણિક-પુરુષનો પ્રલાપ-(મિથ્યા બકવાદ) છે, કારણ કે–એમ માનવાથી પોતાનો માન્ય(ઈષ્ટ) મત પરમાર્થરૂપે સિદ્ધ નહિ થાય. ૨૧**

§૨ પ્રમાણ અને ફલનો વ્યવહાર સાંવૃતિક–કાલ્પનિક છે, એવું કહેનાર વાદીને પણ પ્રમાણ અને ફલની કાલ્પનિકતા તો પારમાર્થિક સ્વરૂપે જ સ્વીકારવી પડશે, અને તેણે જે એવી સાંવૃતિકતા-(કાલ્પનિકતા) સ્વીકારી છે તે શું પ્રમાણથી છે કે અપ્રમાણથી ? અપ્રમાણથી તો સ્વીકારાય જ નહિ, કારણ કે–અપ્રમાણ તો અકિંચિત્કર છે. સાંવૃતિકતાને પ્રમાણથી પણ માની શકાય તેમ નથી, કારણ કે, તેનું ગ્રહણ કરનાર પ્રમાણ પોતે સાંવૃત છે કે અસાંવૃત ? સાંવૃત હોય તો–સ્વયં અપારમાર્થિક એવા તે પ્રમાણથી પ્રમાણ અને ફલના સમસ્ત વ્યવહારની કાલ્પનિકતાની પારમાર્થિકતા કઈ રીતે સિદ્ધ થશે ? અર્થાત્ નહિ થાય અને તેથી સમસ્ત પ્રમાણ અને ફલનો વ્યવહાર પણ પારમાર્થિક જ સિદ્ધ થયો. પ્રમાણ અને ફલવ્યવહાર સાંવૃત છે, અને એને ગ્રહણ કરનાર પ્રમાણ સ્વયં અસાંવૃત હોય તો 'પ્રમાણ ફલનો સમસ્ત વ્યવહાર સાંવૃત છે' એ પ્રમાણે તમે કરેલી પ્રતિજ્ઞા ક્ષીણ થઈ ગઈ, આ કથનથી તમારી પ્રતિજ્ઞામાં વ્યભિ-

કારણ કે-તેમનાથી સ્વપરનો નિશ્ચય કેમ થઈ શકતો નથી? ૨૬.

§૧ આ સન્નિકર્ષાદિથી સ્વપરનો નિશ્ચય કેમ થઈ શકતો નથી તે પ્રથમ પરિચ્છેદમાં જણાવેલ છે. ૨૬.

પ્રમાણના સ્વરૂપાભાસનું સામાન્યરૂપે વ્યવસ્થાપન કરીને વિશેષથી વ્યવસ્થાપન કરવાને ઇચ્છતા ગ્રંથકાર પ્રથમ સાંવ્યવહારિક પ્રત્યક્ષ ભાસનું લક્ષણ જણાવે છે-

જે જ્ઞાન સાંવ્યવહારિક પ્રત્યક્ષના જેવું જણાતું હોય તે સાંવ્યવહારિક પ્રત્યક્ષાભાસ છે. ૨૭.

§૧ સાંવ્યવહારિક પ્રત્યક્ષ બે પ્રકારે છે-ઈન્દ્રિય નિબંધન અને અનિન્દ્રિય નિબન્ધન-આ બન્નેના સ્વરૂપનું વર્ણન પ્રથમ બીજા પરિચ્છેદમાં કહેવાઈ ગયેલ છે. ૨૭

(टि०) **कथमेषामित्यादि** ॥ **एषामिति** संनिकर्षादीनाम्। **तत्स्वरूपेति** प्रमाणस्वरूपाभासत्वम्। **एतेभ्य** इति सन्निकर्षादिभ्यः। **प्रागिति** सन्निकर्षादेः प्रमाणत्वाप्रमाणीकरणे। **उपदर्शितमिति** स्वपरव्यवसायानुत्पादयुक्तिः प्रादुर्भावि। अत एव प्रमाणाभासत्वमित्यर्थः ॥२६॥

(टि०) **सामान्यत** इत्यादि। **तदभिधित्सव** इति विशेषेणाभासाभिधानाभिलाषुकाः। **तदिति** ज्ञानम्। **तदाभासमिति** सांव्यवहारिकप्रत्यक्षाभासम् ॥२७॥

उदाहरन्ति —

**यथाऽम्बुधरेषु गन्धर्वनगरज्ञानं, दुःखे सुखज्ञानं च ॥२८॥**

अत्राद्यं निदर्शनमिन्द्रियनिबन्धनाभासस्य, द्वितीयं पुनरनिन्द्रियनिबन्धनाभासस्य। अवग्रहाभासादयस्तु तद्भेदाः स्वयमेव प्राज्ञैर्विज्ञेयाः ॥२८॥

पारमार्थिकप्रत्यक्षाभासं प्रादुष्कुर्वन्ति–

**पारमार्थिकप्रत्यक्षमिव यदाभासते तत्तदाभासम् ॥२९॥**

पारमार्थिकप्रत्यक्षं विकलसकलस्वरूपतया द्विभेदं प्रागुक्तम् ॥२९॥

उदाहरन्ति –

**यथा शिवाख्यस्य राजर्षेरसंख्यातद्वीपसमुद्रेषु सप्तद्वीपसमुद्रज्ञानम् ॥३०॥**

§१ शिवाख्यो राजर्षिः स्वसमयप्रसिद्धः, तस्य किल विभङ्गापरपर्यायमवध्याभासं तादृशं वेदनमाविर्बभूवेत्याहुः सैद्धान्तिकाः। मनःपर्यायकेवलज्ञानयोस्तु विपर्ययः कदाचिन्न संभवति, एकस्य संयमविशुद्धिप्रादुर्भूतत्वात्, अन्यस्य समस्तावरणक्षयसमुत्थत्वात्। ततश्च नात्र तदाभासचिन्तावकाशः ॥३०॥

ઉદાહરણ--

જેમકે-વાદળાઓમાં ગંધર્વનગરનું જ્ઞાન થવું અને દુઃખમાં સુખનું જ્ઞાન થવું. ૨૮.

§૧ સૂત્રમાં જણાવેલ દૃષ્ટાંતમાં પહેલું દૃષ્ટાંત ઈન્દ્રિયનિબન્ધનાભાસનું અને બીજું અનિન્દ્રિયનિબંધનાભાસનું છે. એ જ પ્રમાણે બન્નેના ભેદરૂપ

**अज्ञानात्मकानात्मप्रकाशकस्वमात्रावभासकनिर्विकल्पकसमारोपाः प्रमाणस्य स्वरूपाभासाः ॥२४॥**

अज्ञानात्मकं च, अनात्मप्रकाशकं च, स्वमात्रावभासकं च, निर्विकल्पकं च, समारोपश्चेति प्रमाणसंबन्धिनः स्वरूपाभासाः प्रमाणाभासाः प्रत्येयाः ॥२४॥

कथं क्रमेण दृष्टान्तमाचक्षते—

**यथा सन्निकर्षाद्यस्वसंविदितपरानवभासकज्ञानदर्शनविपर्ययसंशयानध्यवसायाः ॥२५॥**

अत्र सन्निकर्षादिकमज्ञानात्मकस्य दृष्टान्तः, अस्वसंविदितज्ञानमनात्मप्रकाशकस्य, परानवभासकज्ञानं बाह्यार्थपलापिज्ञानस्य, दर्शनं निर्विकल्पकस्य, विपर्ययादयस्तु समारोपस्येति ॥२५॥

कथमेषां तत्स्वरूपाभासता ? इत्यत्र हेतुमाहुः—

**तेभ्यः स्वपरव्यवसायस्यानुपपत्तेः ॥२६॥**

यथा चैतेभ्यः स्वपरव्यवसायो नोपपद्यते तथा प्रागुपदर्शितमेव ॥२६॥

सामान्यतः प्रमाणस्वरूपाभासमभिधाय विशेषतस्तदभिधित्सवः सांव्यवहारिकप्रत्यक्षाभासं तावदाहुः—

**सांव्यवहारिकप्रत्यक्षमिव यदाभासते तत्तदाभासम् ॥२७॥**

सांव्यवहारिकप्रत्यक्षमिन्द्रियानिन्द्रियनिबन्धनतया द्विप्रकारं प्रागुपवर्णितस्वरूपम् ॥२७॥

સ્વરૂપાભાસનું લક્ષણ—

**અજ્ઞાનાત્મક, અનાત્મપ્રકાશક, સ્વરૂપમાત્રાવભાસક, નિર્વિકલ્પક અને સમારોપ એ બધા પ્રમાણના સ્વરૂપાભાસો જાણવા ૨૪.**

§૧ અજ્ઞાનાત્મક, અનાત્મપ્રકાશક, સ્વમાત્રાવભાસક, નિર્વિકલ્પક અને સમારોપ એ બધા પ્રમાણાભાસો છે. ૨૪.

સ્વરૂપાભાસોના અનુક્રમે ઉદાહરણ—

**જેમકે-સંનિકર્ષાદિ, અસ્વસંવિદિત, પરાનવભાસક, દર્શન અને વિપર્યય સંશય તથા અનધ્યવસાય. ૨૫**

§૧ આ સ્થળે સન્નિકર્ષાદિ એ અજ્ઞાનાત્મકનું, અસ્વસંવિદિત એ અનાત્મપ્રકાશકનું, પરાનવભાસકજ્ઞાન એ સ્વમાત્રાવભાસકનું એટલે કે જે બાધાર્થનું પ્રકાશક નથી તેવું દર્શન, એ નિર્વિકલ્પનું તથા વિપર્યય, સંશય અને અનધ્યવસાય-એ સમારોપનાં દૃષ્ટાન્તો છે એમ જાણવું. ૨૫.

ઉપરોકત સન્નિકર્ષાદિને સ્વરૂપાભાસક કહેવાનું કારણ—

§१ यमलकजातयोरेकस्याः स्त्रिया एकदिनोत्पन्नयोः पुत्रयोर्मध्यादेकत्र द्वितीयेन तुल्योऽयमिति जिज्ञासिते स एवायमिति, अपरत्र स एवायमिति बुभुत्सिते तेन तुल्योऽयमिति च ज्ञानं प्रत्यभिज्ञानाभासम् ॥३४॥

પરોક્ષાભાસનું વિવરણ કરવાની ઈચ્છાથી પ્રથમ સ્મરણાભાસનું સ્વરૂપ જણાવે છે--

જે પદાર્થ અનનુભૂત હોય તે વિષે "તે" એવું જ્ઞાન થવું સ્મરણાભાસ છે. ૩૧.

અનનુભૂત એટલે કોઈ પણ પ્રમાણથી ન જાણેલ. ૩૧

સ્મરણાભાસનું ઉદાહરણ—

અનનુભૂત મુનિમંડળ 'તે મુનિમંડળ' એવું જ્ઞાન થવું. ૩૨.

પ્રત્યભિજ્ઞાભાસનું સ્વરૂપ—

સમાન પદાર્થમાં આ "તે" જ છે, એવું જ્ઞાન અને એક જ પદાર્થમાં આ તેની સમાન છે, એવું જ્ઞાન ઇત્યાદિ પ્રત્યભિજ્ઞાન છે. ૩૩.

§૧ તિર્યક્સામાન્ય અને ઊર્ધ્વતાસામાન્ય ઈત્યાદિને વિષય કરનારું પ્રત્યભિજ્ઞાન જણાવેલ છે, તેમાં તિર્યક્સામાન્યથી યુક્ત--(સદૃશ) પદાર્થમાં આ 'તે' જ છે, એવું જ્ઞાન થવું, તેમજ ઊર્ધ્વતાસામાન્યથી યુક્ત (દ્રવ્યરૂપ) એક જ પદાર્થમાં આ તેના તુલ્ય છે એવું જ્ઞાન થવું, અને સૂત્રમાં જણાવેલ–આદિ શબ્દથી એવા પ્રકારના બીજા પણ પ્રત્યભિજ્ઞાનાભાસો જાણવા. ૩૩.

પ્રત્યભિજ્ઞાનાભાસનું ઉદાહરણ—

જેમકે-યુગ્મરૂપે-(જોડકાંરૂપે) જન્મેલ બાળકો વિષે ૩૪.

§૧ એક જ સ્ત્રીને એક જ દિવસે જન્મેલા બે પુત્રોમાંથી કોઈ એકમાં આ બીજાની સમાન છે, એવું જાણવાની ઈચ્છા થાય ત્યારે 'આ તે જ છે' એવું જ્ઞાન થવું, અને બીજામાં આ તે જ છે 'એવું' જાણવાની ઈચ્છા થાય ત્યારે 'આ તેના તુલ્ય છે" એવું જ્ઞાન થવું તે પ્રત્યભિજ્ઞાનાભાસ કહેવાય છે. સારાંશ છે કે સદૃશતામાં એકતાની પ્રતીતિ થવી અને એકતામાં સદૃશતાનું જ્ઞાન તે પ્રત્યભિજ્ઞાનાભાસ છે. ૩૪.

तर्काभासमादर्शयन्ति—

असत्यामपि व्याप्तौ तदवभासस्तर्काभासः ॥३५॥

व्याप्तिरविनाभावः ॥३५॥

उदाहरन्ति—

स श्यामो मैत्रतनयत्वादित्यत्र यावान्मैत्रतनयः स श्याम इति यथा ॥३६॥

§१ नहि मैत्रतनयत्वहेतोः श्यामत्वेन व्याप्तिरस्ति, शाकाद्याहारपरिणतिपूर्वकत्वाच्छ्यामतायाः । यो हि जनन्युपभुक्तशाकाद्याहारपरिणामपूर्वकस्तनयः, स एव श्याम इति सर्वाक्षेपेण यः प्रत्ययः, स तर्क इति ॥३६॥

અવગ્રહાભાસ, ઈહાભાસ, અવાયાભાસ, અને ધારણાભાસ વિગેરે જિજ્ઞાસુ પ્રાજ્ઞ પુરુષોએ પોતાની મેળે જાણી લેવા. ૨૮.

પારમાર્થિક પ્રત્યક્ષાભાસનું સ્વરૂપ--

**જે જ્ઞાન પારમાર્થિક જેવું જણાય, તે જ્ઞાન પારમાર્થિક પ્રત્યક્ષાભાસ છે. ૨૯.**

§૧ વિકલ પારમાર્થિક પ્રત્યક્ષ, અને સકલ પારમાર્થિક પ્રત્યક્ષ એમ પારમાર્થિક પ્રત્યક્ષના બે ભેદો પૂર્વે કહેવાઈ ગયા છે. ૨૯.

પારમાર્થિક પ્રત્યક્ષાભાસનું ઉદાહરણ--

**જેમકે-અસંખ્યાતદ્વીપ સમુદ્ર હોવા છતાં શિવ નામના રાજર્ષિને માત્ર સાત દ્વીપ સમુદ્રનું જ્ઞાન થયું તે. ૩૦**

૧ શિવ નામના રાજર્ષિ સ્વસમય જૈન સિદ્ધાંત-(ભગવતી સૂ૦ ૪૧૮.)-માં પ્રસિદ્ધ છે અને તેમને અવધ્યાભાસ જેનું બીજું નામ વિભંગજ્ઞાન છે, તે જ્ઞાન થયેલું, એમ સિદ્ધાન્તને જાણનારાઓ કહે છે. મનઃપર્યાયજ્ઞાન અને કેવલજ્ઞાનમાં ક્યારેય વિપરીતતા સંભવતી નથી, કારણકે- મનઃપર્યાયજ્ઞાન સંયમની વિશુદ્ધિથી થાય છે અને કેવલજ્ઞાન સમસ્ત આવરણના ક્ષયથી થાય છે, માટે પ્રસ્તુત પ્રકરણમાં તે બન્નેના આભાસની ચિન્તાને સ્થાન જ નથી. ૩૦.

(टि०) **अवग्रहेत्यादि** ॥ अवग्रहाभासः । **आदिशब्दादीहाभास-अवायाभास-धारणाभासा** गृह्यन्ते । **तद्भेदा** इति तस्य सांव्यवहारिकप्रत्यक्षस्येन्द्रियनिबन्धनस्य भेदाः प्रकाराः ॥२८॥

(टि०) **तदिति** ज्ञानं । **तदाभासमिति** पारमार्थिकप्रत्यक्षाभासम् ॥२९॥

(टि०) **मनःपर्यायेत्यादि**॥ **एकस्येति** मनःपर्यायस्य । **अन्यस्येति** केवलज्ञानस्य । **अत्रेति** आभासाधिकारे । **तदाभासेति** मनःपर्यायकेवलाभासचिन्ता । विपर्यस्तं हि ज्ञानमाभासतया प्रतिभासते नैते कदाचिद्विपर्यस्ते भवतः ॥३०॥

अथ परोक्षाभासं विवक्षवः स्मरणाभासं तावदाहुः---

**अननुभूते वस्तुनि तदितिज्ञानं स्मरणाभासम् ॥३१॥**

अननुभूते प्रमाणमात्रेणानुपलब्धे ॥३१॥

उदाहरन्ति---

**अननुभूते मुनिमण्डले तन्मुनिमण्डलमिति यथा ॥३२॥**

प्रत्यभिज्ञाभासं प्ररूपयन्ति---

**तुल्ये पदार्थे स एवायमिति, एकस्मिंश्च तेन तुल्य इत्यादिज्ञानं प्रत्यभिज्ञानाभासम् ॥३३॥**

प्रत्यभिज्ञानं हि तिर्यगूर्ध्वतासामान्यादिगोचरमुपवर्णितं, तत्र तिर्यक्सामान्यालिङ्गिते भावे स एवायमिति ऊर्ध्वतासामान्यस्वभावे चैकस्मिन् द्रव्ये तेन तुल्य इति ज्ञानम्; आदिशब्दादेवंजातीयकमन्यदपि ज्ञानं प्रत्यभिज्ञानाभासमिति ॥३३॥

उदाहरन्ति---

**यमलकजातवत् ॥३४॥**

અભીપ્સિતસાધ્યધર્મથી યુક્ત ધર્મીઓને પહેલાં (ત્રીજા પરિચ્છેદમાં) સમ્યક્ પક્ષ તરીકે જણાવેલ છે. અને આ પક્ષાભાસો તે સમ્યક્ પક્ષોથી વિપરીત-વિરુદ્ધ છે એમ જાણવું. ૩૮.

(टि०) असत्यामपीत्यादि ॥ तदवभास इति व्याप्त्यवभासनम् ॥३५॥

(टि०) उपाधिमपि पक्षान्तर्वर्त्तिनीं विधायेत्यर्थः ॥३६॥

(टि०) तत्र प्रतीतेत्यादि ॥ एतेषामिति प्रतीतनिराकृताऽनभीप्सितानाम्। तद्विपरीतत्वादिति अप्रतीतानिराकृतादिविपर्ययरूपत्वात् ॥३८॥

तत्राद्यं पक्षाभासमुदाहरन्ति——

**प्रतीतसाध्यधर्मविशेषणो यथाऽऽर्हतान् प्रत्यवधारणवर्जं परेण प्रयुज्यमानः समस्ति जीव इत्यादिः ॥३९॥**

§१ अवधारणं वर्जयित्वा परोपन्यस्तः समस्तोऽपि वाक्प्रयोग आर्हतानां प्रतीतमेवार्थं प्रकाशयति। ते हि सर्वं जीवादिवस्त्वनेकान्तात्मकं प्रतिपन्नाः, ततस्तेषामवधारणरहितं प्रमाणवाक्यं, सुनयवाक्यं वा प्रयुज्यमानं प्रसिद्धमेवार्थमुद्भावयतीति व्यर्थस्तत्प्रयोगः। सिद्धसाधनः, प्रसिद्धसंबन्ध इत्यपि संज्ञाद्वयमस्याविरुद्धम् ॥३९॥

द्वितीयपक्षाभासं भेदतो नियमयन्ति——

**निराकृतसाध्यधर्मविशेषणः प्रत्यक्षानुमानागमलोकस्ववचनादिभिः साध्यधर्मस्य निराकरणादनेकप्रकारः ॥४०॥**

प्रत्यक्षनिराकृतसाध्यधर्मविशेषणः, अनुमाननिराकृतसाध्यधर्मविशेषणः, आगमनिराकृतसाध्यधर्मविशेषणः, लोकनिराकृतसाध्यधर्मविशेषणः, स्ववचननिराकृतसाध्यधर्मविशेषणः, आदिशब्दात् स्मरणनिराकृतसाध्यधर्मविशेषणः, प्रत्यभिज्ञाननिराकृतसाध्यधर्मविशेषणः, तर्कनिराकृतसाध्यधर्मविशेषणश्चेति ॥४०॥

પ્રથમ પક્ષાભાસનું ઉદાહરણ—

જૈન પ્રત્યે અવધારણ ('એવ'કાર-'જ'કાર) "જીવ" છે. એ પ્રમાણે બીજાઓએ કરેલ પ્રયોગ-પ્રતીતસાધ્યધર્મવિશેષણ નામનો પક્ષાભાસ છે. ૩૯.

૧ અવધારણ-('એવ'કાર-'જ'કાર)નો બીજાઓએ કરેલ સમસ્ત વાક્યપ્રયોગ જૈનોના પ્રસિદ્ધ અર્થને જ જણાવે છે, કારણકે-તેઓ જીવાદિ સર્વપદાર્થોને અનેકાન્તરૂપ માને છે, તેથી અવધારણ રહિત પ્રયોગ કરાતું પ્રમાણવાક્ય કે સુનયવાક્ય તેઓને પ્રસિદ્ધ અર્થનું જ ઉદ્ભાવન કરે છે, માટે તે પ્રયોગ તેઓ પ્રત્યે વ્યર્થ છે. 'સિદ્ધસાધન' અને 'પ્રસિદ્ધસંબન્ધ' આ બે સંજ્ઞાઓ પ્રતીતસાધ્યધર્મવિશેષણ પક્ષાભાસની વિરોધી નથી અર્થાત્ આ બન્ને સંજ્ઞાઓ પણ તેની જ જાણવી. ૩૯.

બીજા પક્ષાભાસનું ભેદદ્વારા નિયમન—

નિરાકૃત સાધ્યધર્મવિશેષણ પક્ષાભાસ—પ્રત્યક્ષ-અનુમાન-આગમ-લોક અને સ્વવચન આદિથી સાધ્યધર્મનું નિરાકરણ કરવાથી અનેક પ્રકારે છે. ૪૦.

अनुमानाभासमाख्यान्ति—

**पक्षाभासादिसमुत्थं ज्ञानमनुमानाभासमवसेयम् ॥३७॥**

§१ पक्षाभासो वक्ष्यमाण आदिर्येषां हेत्वाभासादीनां भणिष्यमाणस्वरूपाणां तेभ्यः समुत्था समुत्पत्तिर्यस्येति पक्षाभासादिसमुत्थं ज्ञानमनुमानाभासमभिधीयते । एतच्च यदा स्वप्रतिपत्त्यर्थं तदा स्वार्थानुमानाभासं, यदा तु परप्रतिपत्त्यर्थं पक्षादिवचनरूपापन्नं तदा परार्थानुमानाभासमवसेयमिति ॥३७॥

पक्षाभासांस्तावदाहुः—

**तत्र प्रतीतनिराकृतानभीप्सितसाध्यधर्मविशेषणास्त्रयः पक्षाभासाः ॥३८॥**

§१ प्रतीतसाध्यधर्मविशेषणः, निराकृतसाध्यधर्मविशेषणः, अनभीप्सितसाध्यधर्मविशेषणश्चेति त्रयः पक्षाभासा भवन्ति; अप्रतीतानिराकृताभीप्सितसाध्यधर्मविशिष्टधर्मिणां सम्यक्पक्षत्वेन प्रागुपवर्णितत्वादेतेषां च तद्विपरीतत्वात् ॥३८॥

તર્કાભાસનું લક્ષણ—

**વ્યાપ્તિ ન હોય તો પણ તેનો આભાસ થવો તે તર્કાભાસ છે. ૩૫.**

**વ્યાપ્તિ એટલે અવિનાભાવ. ૩૫.**

તર્કાભાસનું ઉદાહરણ—

**જેમકે તે શ્યામ (કાળો) છે, મૈત્રપુત્ર હોવાથી, આ અનુમાન સ્થળમાં, જે જે મૈત્રપુત્ર હોય તે તે શ્યામ હોય એવી વ્યાપ્તિ. ૩૬.**

§૧ શ્યામતા શાકાદ્યાહારના પરિણામપૂર્વક હોવાથી મૈત્રતનયત્વ હેતુની શ્યામત્વસાધ્ય સાથે વ્યાપ્તિ પ્રસિદ્ધ નથી. કારણ કે-માતાએ ખાધેલ શાકાદ્યાહારના પરિણામવાળો જે પુત્ર હોય તે જ શ્યામ હોય, આ પ્રમાણે સર્વના આક્ષેપ(-સમાવેશ) વડે થતું જ્ઞાન તે તર્ક છે, અન્ય નહિ. ૩૬.

અનુમાનાભાસનું લક્ષણ—

**પક્ષાભાસ આદિથી ઉત્પન્ન થયેલું જ્ઞાન અનુમાનાભાસ જાણવું. ૩૭.**

§૧ પક્ષાભાસ, તથા આદિ પદથી હેત્વાભાસ, દૃષ્ટાન્તાભાસ, ઉપનયાભાસ, અને નિગમનાભાસ, આદિથી ઉત્પન્ન થનારું જ્ઞાન અનુમાનાભાસ કહેવાય છે. પક્ષાભાસાદિનું સ્વરૂપ આગળ કહેવાશે, એ જ્યારે પોતાના અનુભવ માટે હોય ત્યારે સ્વાર્થાનુમાનાભાસ, અને જ્યારે પક્ષાદિ અવયવોના વચનરૂપે પરને જ્ઞાપન કરવા માટે હોય, ત્યારે પરાર્થાનુમાનાભાસરૂપ જાણવું. ૩૭.

પક્ષાભાસનું લક્ષણ—

**પક્ષાભાસ ત્રણ પ્રકારે છે—પ્રતીત સાધ્યધર્મવિશેષણ, નિરાકૃત સાધ્યધર્મ વિશેષણ, અને અનભીપ્સિત સાધ્યધર્મવિશેષણ. ૩૮.**

૧ પ્રતીતસાધ્યધર્મવિશેષણ, નિરાકૃતસાધ્યધર્મવિશેષણ, અને અનભીપ્સિત સાધ્યધર્મવિશેષણ એ ત્રણ પક્ષાભાસો છે, કારણ કે-અપ્રતીત, અનિરાકૃત અને

१ આ જગતમાં જે કોઈ પદાર્થ હાનિ-વૃદ્ધિવાળો હોય તે કોઈ વખતે પોતાના કારણોથી ઉત્પન્ન થયેલ સંપૂર્ણ ક્ષય-નાશવાળો હોય છે, જેમકે-સુવર્ણમાં રહેલ મેલ તેવી જ રીતે દોષ અને આવરણ પણ હાનિ-વૃદ્ધિવાળા છે. માટે સંપૂર્ણ ક્ષય થવાના સ્વભાવવાલા છે. આ રીતે પ્રસ્તુતમાં સર્વજ્ઞ અને વીતરાગની સિદ્ધિ હોઈ અનુમાનથી બાધિત છે. કારણ કે-આ અનુમાનથી જે કોઈ ઉત્તમ પુરુષવિશેષમાં દોષ આવરણનો સર્વથા નાશ પ્રસિદ્ધ છે તે જ પુરુષવિશેષ સર્વજ્ઞ કે વીતરાગ છે, એ જ રીતે 'શબ્દ અપરિણામી' છે એ પ્રતિજ્ઞા-(પક્ષ) પણ શબ્દ પરિણામી છે, કારણ કે અન્યથા કૃતકત્વ ઘટી શકતું નથી' એ અનુમાનથી બાધિત થાય છે, એ ઉદાહરણ પણ જાણી લેવું ૪૨

(प०) **तेनेति** स्वसंवेदनप्रत्यक्षेण ॥४१॥

(प०) **निर्ह्रासातिशयवानिति** उत्कर्षापकर्षवान्। **बाध्यमाने**ति प्रतिज्ञा ॥४२॥

(टि०) **प्रत्यक्षनिराकृतेत्यादि**। **तद्विलक्षणे**ति पृथ्व्यप्तेजोवायुरूपभूतविलक्षणजीवनिषेधे। **तेने**ति अहं सुखी अहं दुःखी मम शरीरमित्याद्यहंकार-ममकारप्रत्ययोद्भविष्णुस्वसंवेदनप्रत्यक्षेण, तस्मादात्मसिद्धेः ॥४१॥

(टि०) **अनुमाने**त्यादि॥ **निर्ह्रासे**ति निर्ह्रास· प्रौढिप्राप्तोऽतिशय उत्तचयलक्षणो ययोर्दोषावरणयोः (योरस्ति) ते निर्ह्रासातिशयवर्ती ॥४२॥

अथ तृतीयं भेदमाहुः—

**आगमनिराकृतसाध्यधर्मविशेषणो यथा जैनेन रजनिभोजनं भजनीयम् ॥४३॥**

§१ "अत्थं गयंमि आइच्चे पुरत्था य अणुग्गए।
आहारमाइयं सव्वं मणसा वि न पत्थए" ॥१॥

इत्यादिना हि प्रसिद्धप्रामाण्येन परमागमवाक्येन क्षपाभक्षणपक्षः प्रतिक्षिप्यमाणत्वान्न साधुत्वमास्कन्दति। एवं जैनेन परकलत्रमभिलषणीयमित्याद्युदाहरणीयम्।

આગમનિરાકૃતસાધ્યધર્મવિશેષણ પક્ષાભાસનું ઉદાહરણ –

જૈને રાત્રિભોજન કરવું જોઈએ, આ આગનિમરાકૃતસાધ્યધર્મવિશેષણ પક્ષાભાસ છે. ૪૩.

-સૂર્ય અસ્ત થઈ ગયા પછી તે પૂર્વદિશામાં ઉદય ન પામે ત્યાં સુધી.

૧ "સૂર્ય અસ્ત થયો હોય અને બીજો સૂર્ય ન ઊગે ત્યાં સુધી સર્વપ્રકારના આહારાદિકની મનથી પણ પ્રાર્થના ન કરે (અર્થાત્ મનથી પણ ઈચ્છા ન કરે)" ઇત્યાદિ પ્રસિદ્ધ પ્રામાણ્યવાળા પરમાગમના વચનથી રાત્રિભોજનરૂપ પ્રતિજ્ઞા બાધિત થાય છે, તેવી જ રીતે "જૈને પરસ્ત્રીની અભિલાષા કરવી" એ પ્રતિજ્ઞા પણ આગમબાધિત છે ૪૩.

(टि०) **आगमे**त्यादि॥ **अत्थं गयंमी**ति अस्तंगते आदित्ये। **पुरत्थाये**ति पूर्वदिग्भागेऽनुद्गते आहारमादिकं सर्वं मनसापि न प्रार्थयेत्। **परमागमे**ति जैनराद्धान्तवचनेन। क्षपाभक्षणेति रात्रीभोजनपक्षः। [प्रति] **क्षिप्यमाणे**ति निराक्रियमाणत्वात् न साधुत्वसौवमध्यमध्यास्त ॥४३॥

१ પ્રત્યક્ષનિરાકૃતસાધ્યધર્મવિશેષણ, અનુમાનનિરાકૃતસાધ્યધર્મવિશેષણ, આગમનિરાકૃતસાધ્યધર્મવિશેષણ, લોકનિરાકૃતસાધ્યધર્મવિશેષણ, સ્વવચન નિરાકૃતસાધ્યધર્મવિશેષણ, અને સૂત્રમાં કહેલ આદિ પદથી સ્મરણ નિરાકૃતસાધ્યધર્મવિશેષણ, પ્રત્યભિજ્ઞાનિરાકૃતસાધ્યધર્મવિશેષણ, તર્કનિરાકૃતસાધ્યધર્મ-વિશેષણ, અને નિરાકૃતસાધ્યધર્મવિશેષણ એમ પક્ષાભાસના અનેક ભેદ થાય છે. ૪૦

(प०) **प्रमाणवाक्यमि**ति स्याद्वादवाक्यम् । **सुनयवाक्यमि**ति अवधारणवर्जम् ॥३९॥

(टि०) **प्रतीते**त्यादि ॥ **आर्हताऩि**ति जैनान् प्रति ॥ **ते ह्री**ति जिनागमज्ञाः । **तेषामि**ति जिनपदपद्मप्रणयिनाम् । **व्यर्थ** इति निष्फलः । **तत्प्रयोग** इति तस्य समस्ति जीव इत्यादेरवधारणरहितस्य प्रयोगः । **अस्ये**ति प्रतीतसाध्यधर्म्मविशेषणस्य ॥३९॥

एषु प्रथमं प्रकारं प्रकाशयन्ति——

**प्रत्यक्षनिराकृतसाध्यधर्मविशेषणो यथा नास्ति भूतविलक्षण आत्मा ॥४१॥**

§१ स्वसंवेदनप्रत्यक्षेण हि पृथिव्यप्तेजोवायुभ्यः शरीरत्वेन परिणतेभ्यो भूतेभ्यो विलक्षणोऽन्य आत्मा परिच्छिद्यते, इति तद्विलक्षणात्मनिराकरणप्रतिज्ञा तेन बाध्यते, यथाऽनुष्णोऽग्निः, इति प्रतिज्ञा बाह्येन्द्रियप्रत्यक्षेण ॥४१॥

द्वितीयप्रकारं प्रकाशयन्ति——

**अनुमाननिराकृतसाध्यधर्मविशेषणो यथा नास्ति सर्वज्ञो वीतरागो वा ॥४२॥**

§१ अत्र हि यः कश्चिन्निर्ह्रासातिशयवान्, स क्वचित् स्वकारणजनितनिर्मूलक्षयः यथा कनकादिमलो, निर्ह्रासातिशयवती च दोषावरणे इत्यनेनानुमानेन सुव्यक्तैव बाधा । एतस्मात् खल्वनुमानाद्यत्र क्वचन पुरुषधौरेये दोषावरणयोः सर्वथा प्रक्षयप्रसिद्धिः, स एव सर्वज्ञो वीतरागश्चेति । एवमपरिणामी शब्द इत्यादिरपि प्रतिज्ञा परिणामी शब्दः कृतकत्वान्यथाऽनुपपत्तेरित्याद्यनुमानेन बाध्यमानाऽत्रोदाहरणीया ॥४२॥

પ્રત્યક્ષનિરાકૃતસાધ્યધર્મવિશેષણ પક્ષાભાસનું ઉદાહરણ—

**ભૂતથી ભિન્ન આત્મા નથી, આ પ્રત્યક્ષ પ્રમાણથી નિરાકૃતસાધ્યધર્મ-વિશેષણ પક્ષાભાસનું ઉદાહરણ છે. ૪૧**

૧ શરીરરૂપે પરિણામ પામેલ પૃથ્વી, પાણી, તેજ, અને વાયુરૂપ ભૂતોથી આત્મા વિલક્ષણ (જુદો) છે એવું સ્વસંવેદન(સ્વાનુભવ)થી જાણી શકાય છે. અર્થાત્ આત્માનું ભૂતોથી વૈલક્ષણ્ય પ્રત્યક્ષ પ્રસિદ્ધ છે. તેથી વૈલક્ષણ્યનું નિરાકરણ કરનારી પ્રતિજ્ઞા આ પ્રત્યક્ષથી બાધિત છે. જેમકે 'અગ્નિ ઉષ્ણ નથી' આ પ્રતિજ્ઞા બાહ્યેન્દ્રિય પ્રત્યક્ષપ્રમાણદ્વારા બાધિત થાય છે. ૪૧.

અનુમાનનિરાકૃતસાધ્યધર્મવિશેષણ પક્ષાભાસનું ઉદાહરણ—

**'સર્વજ્ઞ તે વીતરાગ નથી' આ અનુમાન નિરાકૃતસાધ્યધર્મવિશેષણ પક્ષાભાસ છે. ૪૨.**

---

१ ज्ञाऽनेन सु° ।

કર્યો છે. એ જ પ્રમાણે મનુષ્યની ખોપરી પવિત્ર છે, પ્રાણીનું અંગ હોવાથી, શંખ અને છીપની જેમ. આ અનુમાન પણ લોકપ્રતીતિનિરાકૃત જાણવું. ૪૪.

(टि०) लोकशब्देनेति । अत्रेति लोकप्रतीतसाध्यधर्मविशेषणे । तेन चेति पारमार्थिकेन प्रमाणेन ॥४३॥

(प०) ननु लोकप्रतीतिरित्यादि परः । तदन्यतरच्चेति तयोर्मध्यादेकं किमपि स्ववचनं प्रमाणीकुर्वन्निति वचनस्यापि शाब्दप्रमाणत्वात् ॥४४॥

(टि०) तयेति अप्रमाणया लोकप्रतीत्या । कस्यापीति व्यवहारबाह्यस्याप्रमाणस्यापि पदार्थस्य। अप्रमाणस्य बाधाविधावसमर्थत्वात् । प्रत्यक्षेति प्रत्यक्षपरोक्षयोरधिकम् । तदन्यतरदिति तयोः प्रत्यक्षपरोक्षयोर्मध्यादन्यतरदेकं प्रत्यक्षं परोक्षं वा । अन्यथेति प्रत्यक्षाद्यतिरिक्तप्रमाणसंभवे । विभागस्येति प्रमाणद्वयलक्षणस्य स्वीकृतपक्षस्य दूषणापत्तेः । अस्येति लोकप्रतीतिनिराकृतसाध्यधर्मविशेषणस्य । प्रहत इति लोकप्रतीतिनिराकृतसाध्यधर्म्मविशेषणः ॥४४॥

(टि० अत्रेति प्रमाणव्यवहारे । उत्कलितत्वेनेति आधिक्येन । विनेयेति विशिष्यचित्ताभिप्रायोल्लापनार्थम् । अस्येति लोकप्रतीतिनिराकृतसाध्यधर्म्मविशेषणस्य । ४४॥

पञ्चमप्रकारं कीर्त्तयन्ति—

**स्ववचननिराकृतसाध्यधर्मविशेषणो यथा नास्ति प्रमेयपरिच्छेदकं प्रमाणम् ॥४५॥**

सर्वप्रमाणाभावमभ्युपगच्छतः स्वमपि वचनं स्वाभिप्रायप्रतिपादनपरं नास्तीति वाचंयमत्वमेव तस्य श्रेयः, ब्रुवाणस्तु नास्ति प्रमाणं प्रमेयपरिच्छेदकमिति स्ववचनं प्रमाणीकुर्वन् ब्रूत इति स्ववचनेनैवासौ व्याहन्यते, एवं निरन्तरमहं मौनीत्याद्यपि दृश्यम् ।

§१ ननु स्ववचनस्य शब्दरूपत्वात्तन्निराकृतसाध्यधर्मविशेषणः पक्षाभासः प्रागगदितागमनिराकृतसाध्यधर्मविशेषण एव पक्षाभासेऽन्तर्भवतीति किमर्थमस्य भेदेन कथनमिति चेत् ।

§२ एवमेतत्, तथापि शिष्यशेमुषीविकाशार्थमस्यापि पार्थक्येन कथनमिति न दोषः ।

§३ आदिशब्दसूचितास्तु पक्षाभासास्त्रयः स्मरणप्रत्यभिज्ञानतर्कनिराकृतसाध्यधर्मविशेषणाः । तत्र स्मरणनिराकृतसाध्यधर्मविशेषणो यथा, स सहकारतरुः फलशून्य इति, अयं पक्षः कस्यचित् सहकारतरुं फलभरभ्राजिष्णुं सम्यक् स्मर्तुः स्मरणेन बाध्यते। प्रत्यभिज्ञाननिराकृतसाध्यधर्मविशेषणो यथा, सदृशेऽपि क्वचन वस्तुनि कश्चन कञ्चनाधिकृत्योर्ध्वतासामान्यभ्रान्त्या पक्षीकुरुते, तदेवेदमिति । तस्यायं पक्षस्तिर्यक्सामान्यावलम्बिना तेन सदृशमिदमिति प्रत्यभिज्ञानेन निराक्रियते । तर्कनिराकृतसाध्यधर्मविशेषणो यथा, यो यस्तत्पुत्रः, स श्याम इति व्याप्तिः समीचीनेति । अस्यायं पक्षो यो जनन्युपभुक्तशाकाद्याहारपरिणामपूर्वकस्तत्पुत्रः, स श्यामः, इति व्याप्तिग्राहिणा सम्यक्तर्केण निराक्रियते ॥४५॥

